પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ
દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



| | | | |
|---|---|---|---|
| **પ્રથમ આવૃતિ** | : | ૫,૦૦૦ | ૧૯૯૬ |
| **દ્વિતિય આવૃતિ** | : | ૨,૦૦૦ | જુલાઈ ૨૦૦૬ |
| **તૃતીય આવૃતિ** | : | ૨,૦૦૦ | એપ્રિલ ૨૦૦૯ |
| **ચતુર્થ આવૃતિ** | : | ૨,૦૦૦ | ઓક્ટોબર ૨૦૧૦ |
| **પંચમ આવૃતિ** | : | ૨,૦૦૦ | ઑગસ્ટ ૨૦૧૧ |
| **છઠ્ઠી આવૃતિ** | : | ૨,૦૦૦ | એપ્રિલ ૨૦૧૩ |

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૧૦૦ રૂપિયા**

**મુદ્રક** : અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪.
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

## સમર્પણ

આધિ, વ્યાધિ, ઉપાધિના કળિયુગી ત્રિવિધ તાપમાં ભયંકરપણે, તાપ્યમાન, એકમેવ આત્મ-સમાધિસુખના તૃષાતુરોની પરમ તૃપ્તિ કાજ, પ્રગટ પરમાત્મસ્વરૂપ સ્થિત વાત્સલ્યમૂર્તિ 'દાદા ભગવાન'ના જગત કલ્યાણ યજ્ઞમાં આહુતિ સ્વરૂપ, પરમ ઋણીય ભાવે સમર્પણ.

## આપ્ત-વિજ્ઞાપન

હે સુજ્ઞજન ! તારું જ સ્વરૂપ આજે હું તારા હાથમાં આવું છું ! તેનો પરમ વિનય કરજે કે જેથી તું તારા થકી તારા સ્વના જ પરમ વિનયમાં રહીને સ્વ-સુખવાળી, પરાધીન નહીં એવી, સ્વતંત્ર આપ્તતા અનુભવીશ !

આ જ સનાતન આપ્તતા છે. અલૌકિક પુરુષની આપ્તવાણીની !

આ જ સનાતન ધર્મ છે અલૌકિક આપ્તતાનો !

- જય સચ્ચિદાનંદ

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ૧
ૐ નમો ભગવતે વાસુદેવાય ૨
ૐ નમઃ શિવાય ૩
જય સચ્ચિદાનંદ





# સંપાદકીય

વિશ્વ નિમિત્ત નૈમિત્તિક નિરંતર પ્રવર્તનશીલ જ છે. મૂળ અવિનાશી દ્રવ્યોના સંયોગ-સંબંધનું આ વિશેષ પરિણામ છે. વિશેષ પરિણામનો વિલય ને સ્વ-સ્વભાવની સ્થિતિકરણ દરેક જીવ વાંછે છે. નિમિત્તથી જ છૂટે છે. અને એ આત્યંતિક મુક્તિ અપાવનારું એકમેવ નિમિત્ત આત્માનુભવી પ્રકટ 'જ્ઞાની પુરુષ' છે. જેના સંયોગ સંબંધે મુક્તદશા અનુભવગમ્ય નિશ્ચિત છે, એવો વર્તમાન કાળે અનેકોનો અનુભવ છે.

જે જ્ઞાન સામાન્યપણે જ્ઞાન કહેવાય છે તે 'જ્ઞાની'ની દૃષ્ટિએ બુદ્ધિનો આવિર્ભાવ છે. યથાર્થજ્ઞાન, આત્મજ્ઞાન ચાલુચીલાના જ્ઞાનથી લાખો માઈલ છેટે છે. આત્મવિજ્ઞાન સ્વરુપે છે. જે આત્મવિજ્ઞાન જાણી ગયો તે જીવનમુક્ત થયો. અનેકોને એવા આ 'જ્ઞાની' ભેટ્યા ને જીવનમુક્ત દશા લાધી. પ્રત્યેકને એ લાધે એ જ ઝંખના !

આત્મા નિઃશબ્દ છે, અવાચ્ય છે છતાં પ્રકટ પરમાત્માને સ્પર્શીને પ્રકટેલા સંજ્ઞાસૂચક શબ્દો હૃદય વીંધી, અનંતાવરણો ભેદી આત્મા 'કેવળ' સુધી પ્રકાશમાન કરે છે. એવી અનુપમ વાણીને 'આપ્તવાણી'માં અંકિત કરી જ્ઞાનપિપાસુઓ સુધી પહોંચતી કરવાનો અલ્પ પ્રયાસ થયો છે. 'આપ્તવાણી' આમ તો પરોક્ષ રૂપે જ છે છતાં વર્તમાન વિદ્યમાન 'જ્ઞાની પુરુષ'ની આભા વાચકોને અવશ્ય હૃદયભેદી બનાવી, સમ્યક્દર્શનનાં દ્વારનો ઉઘાડ બની રહેશે. પ્રકટેલું દર્શન જીવનમાં ધીમે ધીમે અંગુલિનિર્દેશ કરતું કરતું અંતિમ ધ્યેય 'કેવળ આત્માનુભૂતિ'ના શિખર સાધ્ય કરીને જ રહે.

આપ્તવાણી શ્રેણી-૪માં જગતે ન જાણ્યા હોય, ન કલ્પ્યા હોય તેવા ગહન નિરાકરણી ઉકેલને સાદી, સીધી, સરળ, તળપદી ભાષામાં પરમ પૂજ્ય શ્રી દાદા ભગવાનના શ્રીમુખે વહેલી પ્રત્યક્ષ સરસ્વતીને સંકલિત કરવામાં આવી છે.

સામાન્યપણે જગત જેને જાગૃતિ કહે છે એને જ્ઞાની તો નિદ્રા કહે છે ! જેને દ્રષ્ટા માને છે તે જ દૃશ્ય છે. 'હું સજાગ છું' એ ભાન જેને વર્તે છે તે જ અનાત્મ વિભાગ છે. આત્મપ્રદેશ તો એનાથી સાવ જ ન્યારો છે.

'રિલેટીવ' અને 'રિયલ'નું તાદાત્મ્યપણું એટલું બધું પ્રવર્તતું હોય છે કે નવ્વાણું સુધી ઉભય સમાંતરે, દરઅસલ 'રિયલ'નાં પ્રતિબિંબ (ફોટો) સ્વરુપે ભાસ્યમાન 'રિલેટીવ' સામીપ્યભાવમાં તાદાત્મ્યપણે પ્રવર્તે છે જે છેલ્લી કડી થકી બંનેય ભિન્ન પડે છે. આનું રહસ્ય અનુભવી 'જ્ઞાની પુરુષ' થકી જ પ્રકાશમાન થાય છે. ત્યાં જ ભ્રાંતજાગૃતિ અને આત્મજાગૃતિનો ભવ્ય ભેદ અનુભવાય છે.

કેટલાય કાળથી પ્રારબ્ધ અને પુરુષાર્થના ભેદના સ્પષ્ટીકરણ અર્થે મથામણો થઈ છે. અનુભવી 'જ્ઞાની'ઓ એ ભેદને કહી પણ ગયા છે. પરંતુ પરોક્ષ જ્ઞાનની પ્રવર્તનામાં તેમની યથાર્થ સમજ સમૂળગી વિચ્છિન્ન બની છે. સામાન્યપણે કર્તૃત્વપણાના ભાનને, તેવા પ્રયત્નોને અને તેના પરિણામને પુરુષાર્થ મનાય છે. 'જ્ઞાની'ની દૃષ્ટિએ એ સંપૂર્ણ પ્રારબ્ધ છે. પાંચ ઈન્દ્રિયોથી, મનથી જે જે કંઈ પણ પ્રવર્તન થાય છે, તે સર્વ પ્રારબ્ધાધીન છે. પુરુષાર્થ વિભાગ સૂક્ષ્મ છે, જે કળવો કઠિન છે. ભ્રાંત પુરુષાર્થ જીવમાત્રને થયા જ કરે છે. જેના આધારે જીવનું કારણ-કાર્યનું કાળચક્ર અવિરતપણે ગતિમાન રહે છે. યથાર્થ પુરુષાર્થ પ્રકટ થયે તે વિરમે છે. યથાર્થ પુરુષાર્થ પુરુષ થયા પછી જ પરિણમે છે. યથાર્થ પુરુષાર્થ અખંડ, અવિરત ને નિરાલંબ છે, જેની જાગૃતિએ નિરંતર મુક્ત દશા પ્રવર્તે છે.

વિશ્વમાં વસ્તુઓની ખોટ નથી, પણ તેની પ્રાપ્તિ થતી નથી. કારણ કે પોતાના જ પાડેલા અંતરાયો એને આંતરે છે. આ અંતરાયોના રહસ્યો તેમ જ તેનાથી જાગ્રત રહેવાની સર્વે ગુહ્ય ચાવીઓ પ્રકટ 'જ્ઞાની પુરુષે' સરળ ને સહજપણે સ્પષ્ટ કરી છે.

કર્મ શું છે ? કર્મ શેનાથી બંધાય છે ? શેનાથી છૂટાય છે ? કર્મની માતા કોણ ? પિતા કોણ ? ઈ.ઈ. ઊઠતા ગુહ્ય પ્રશ્નોનું નિરાકરણ થવું અતિ કઠિન છે. શાસ્ત્રો સર્વ વદે છે, પરંતુ તે અંગુલિનિર્દેશ સમાન છે. દૃષ્ટિફેર

થવાથી ઉત્તર દિશાનો નિર્દેશ, દક્ષિણનો માની-મનાઈ ચાલવામાં આવે છે. પછી દિલ્હી ક્યાંથી આવે ? અને છેલ્લા પ્રકારનો ફોડ પાડવામાં તો શાસ્ત્રો પણ અસમર્થ છે; ત્યાં આગળ 'જ્ઞાની પુરુષ'નું જ કામ છે. કર્મ જેવા અતિ અતિ ગુહ્ય વિષયનું જ્ઞાન પરમ પૂજ્ય દાદાશ્રીએ સહજ રમતાં જ સમજાવી દીધું છે.

વાણી 'ટેપરેકર્ડ' છે એવું સર્વપ્રથમ કહી વાણી અંગેની સર્વ તન્મયતાને પરમ પૂજ્ય 'દાદાશ્રી'એ ફ્રેક્ચર કરી નાખી છે. આ 'રેકર્ડ' કઈ રીતે વાગે છે ? કઈ રીતે 'રેકર્ડ' ઊતરે છે ? તેનાં શાં શાં પરિણામો છે ? વગેરે વગેરે સૂક્ષ્માતિસૂક્ષ્મ રહસ્યો ખુલ્લાં કરી, વાણીનું વિકટ વિજ્ઞાન સામાન્યનેય પૂ. દાદાએ સમજાવી આપ્યું છે.

અન્ય આવાં અનેક વિષયોનાં રહસ્યો ખુલ્લાં કર્યાં છે. શક્ય તેટલા પ્રકાશિત કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. આશા છે, 'પોઝિટિવ' જીવનલક્ષી વિચારકો, તત્વચિંતકો, જિજ્ઞાસુઓ તેમ જ મુમુક્ષુઓને 'આપ્તવાણી' ક્ષણે ક્ષણની જાગૃતિ અર્પનાર બની રહેશે.

પ્રસ્તુત ગ્રંથની ક્ષતિઓનું એકમેવ જ્ઞાની પુરુષના શ્રીમુખેથી વહેલી પ્રત્યક્ષ સરસ્વતીને પરોક્ષમાં પરિણામાવતાં ઉપજેલી સંકલનની ખામી જ છે જેની હૃદયપૂર્વકની ક્ષમા પ્રાર્થના...

**- ડૉ. નીરુબેન અમીનના જય સચ્ચિદાનંદ**

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

૧. ભોગવે તેની ભૂલ
૨. બન્યું તે જ ન્યાય
૩. એડજસ્ટ એવરીવ્હેર
૪. અથડામણ ટાળો
૫. ચિંતા
૬. ક્રોધ
૭. માનવધર્મ
૮. સેવા-પરોપકાર
૯. હું કોણ છું ?
૧૦. દાદા ભગવાન ?
૧૧. ત્રિમંત્ર
૧૨. દાન
૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
૧૪. ભાવના સુધારે ભવોભવ
૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
૨૧. વાણીનો સિદ્ધાંત
૨૨. કર્મનું વિજ્ઞાન
૨૩. પાપ-પુણ્ય
૨૪. સત્ય-અસત્યના રહસ્યો
૨૫. અહિંસા
૨૬. પ્રેમ
૨૭. ચમત્કાર
૨૮. વાણી, વ્યવહારમાં....
૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
૩૦. ગુરુ-શિષ્ય
૩૧. આપ્તવાણી-૧
૩૨. આપ્તવાણી-૨
૩૩. આપ્તવાણી-૩
૩૪. આપ્તવાણી-૪
૩૫. આપ્તવાણી-૫-૬
૩૬. આપ્તવાણી-૭
૩૭. આપ્તવાણી-૮
૩૮. આપ્તવાણી-૯
૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
૪૪. આપ્તસૂત્ર
૪૫. ક્લેશ વિનાનું જીવન
૪૬. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

# ઉપોદ્‌ઘાત

## [૧] જાગૃતિ

'પોતે' આત્મા છે, આખા બ્રહ્માંડને પ્રકાશમાન કરવાની ક્ષમતા ધરાવે છે, અનંત શક્તિનો 'પોતે' ધણી છે. છતાં આ બધી લાચારી, વેદના, દુઃખો, નિઃસહાયતા અનુભવે છે. એ કેટલી બધી અજાયબી છે ! એનું કારણ શું ? પોતાના સ્વરૂપનું, પોતાની શક્તિનું, પોતાની સત્તાનું જ 'પોતાને' ભાન નથી. એક વાર 'પોતે' જાગ્રત થઈ જાય તો આખા બ્રહ્માંડના સ્વામી જેવું સુખ વર્તે.

ભાવનિદ્રામાં આખું જગત સપડાયું છે. આ લોક ને પરલોકના હિતાહિતનું બેભાનપણું, ક્રોધ-માન-માયા-લોભ, મતભેદો, ચિંતાઓ એ બધાં ભાવનિદ્રાને કારણે ટકી રહ્યાં છે. પૌદ્‌ગલિક જાગૃતિમાં જગત આખું રમમાણ હોય, જ્યારે જ્ઞાની તો આત્મિક જાગૃતિમાં કેવળ આત્મામાં જ રમણતા કરે. સંપૂર્ણ જાગૃતિ એ કેવળજ્ઞાન છે, જાગૃતિ ૧૦૦ ટકાએ પહોંચે કે કેવળજ્ઞાન પ્રગટે.

જાગૃતિ જ મોક્ષની જનની છે. સંસાર જાગૃતિની વૃદ્ધિ થયે સંસાર અસાર ભાસે, જે અંતે ઉત્કૃષ્ટ વૈરાગ્યમાં પરિણમે. અને ઈન્દ્રિયજ્ઞાન જાગૃતિની પરાકાષ્ઠાએ પહોંચેલો ક્યાંય મતભેદમાં ના પડે, 'એવરીવેઅર એડજસ્ટેબલ' હોય. બાકી અજાગૃતિમાં જ ક્રોધ-માન-માયા-લોભનું ઉપાર્જન થાય. કષાય થયા તેનો ખ્યાલ પણ ના આવે તે મહા અજાગ્રત, તેનો ખ્યાલ આવે તે ઓછો અજાગ્રત ને જે થયા પછી પ્રતિક્રમણ કરી ધોઈ નાખે તે જાગ્રત કહેવાય. અને ખરો જાગ્રત તો કષાય થતાં પહેલાં જ વાળી લે તે. કષાયોને ખોરાક આપી દે તે ભયંકર અજાગ્રત કહેવાય.

નિજના દોષદર્શન જાગૃતિની નિશાની છે. અન્યના દોષદર્શન જાગૃતિ પર ભયંકર આવરણ લાવનાર છે. જાગૃતિની 'ટોપ' પર 'જ્ઞાની' બિરાજેલા હોય. પોતાની સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ ભૂલોને જે જગતમાં કોઈને હરકતકર્તા ના હોય, જ્ઞાનમાં જોતા હોય, ને ધોઈ નાખતા હોય, પોતે નિર્દોષ થઈ આખા જગતને નિર્દોષ ભાળે તે જાગૃતિની અંતિમદશા કહેવાય. સર્વોચ્ચ જાગૃતિ

કઇ કે કોઇની જોડે વાત કરે ત્યારે સામી વ્યક્તિ ખરેખર તો શુદ્ધાત્મા છે, એ લક્ષ સહિત થાય તે.

ક્રમિકમાર્ગમાં ભાવજાગૃતિને સર્વોત્તમ ગણી, જ્યારે અક્રમમાં તો ભાવાભાવથી પર એવી સ્વભાવજાગૃતિ 'જ્ઞાની' કૃપાથી સહેજમાં ઉત્પન્ન થઇ જાય છે. જ્ઞાતાજ્ઞેય રૂપે સંપૂર્ણ જ્ઞાન નિરંતર હાજર રહે તે સંપૂર્ણ જાગૃતિ કહેવાય. 'જ્ઞાની પુરુષ'ની આજ્ઞામાં નિરંતર રહેવાય તે ઊંચી જાગૃતિ કહેવાય. જીવમાત્રની મહીં શુદ્ધાત્મ દર્શનનો ઉપયોગ રહે તે પણ ઊંચી જાગૃતિ ગણાય.

પ્રથમ વ્યવહારજાગૃતિ જાગે. ત્યારબાદ વ્યવહારમાં ઊંઘે ને અધ્યાત્મમાં જાગૃતિ જાગે. વ્યવહારજાગૃતિમાં આવ્યો ક્યારે કહેવાય કે ક્યાંય અથડામણમાં ના આવે, મતભેદ ના થાય. વ્યવહારજાગૃતિમાં કષાય ખૂબ હોય, જ્યારે નિશ્ચયજાગૃતિમાં કષાય નિર્મૂળ થયા હોય ! અંતઃકરણની પ્રત્યેક ક્રિયામાં જાગૃત, તે ખરી જાગૃતિ !

જાગૃતિની શરૂઆતમાં પોતાથી કોઇ ક્યારેય ક્લેશિત ના થાય, પછી બીજાથી પોતે ક્યારેય ક્લેશિત ના થાય ને છેલ્લી જાગૃતિમાં તો સહજ સમાધિ રહે.

કુંડલિની જાગૃતિ કે 'મેડિટેશન' એ જાગૃતિને વધારનારાં નથી, કિંતુ અહંકારને વધારનારાં છે. 'મેડિટેશન' એક પ્રકારની માદકતા જ છે. બળતરામાં જાગૃતિ ખીલવાનો સંભવ છે, જ્યારે 'મેડિટેશન'ની માદકતાથી જાગૃતિ પર રાખોડી ફરી વળે !

પોતાના સ્વરૂપની જાગૃતિમાં આવેલા ત્યારથી માંડીને ઠેઠ કેવળજ્ઞાન સુધીની જાગૃતિમાં આવી ગયેલા જાગૃત પુરુષોની ભજનાથી તે તે દશા સુધીની જાગૃતિ પ્રગટ થાય તેમ છે ! સંપૂર્ણ જાગ્રત, આત્યંતિક કલ્યાણના પરમ નિમિત્ત એવા વીતરાગ તીર્થંકર શ્રી સીમંધર સ્વામી જે હાલમાં મહાવિદેહ ક્ષેત્રમાં વિદ્યમાન છે. તેમનું જ્ઞાની કૃપાથી અનુસંધાન સાધી, નિરંતર ભજનાથી તેમના ચરણકમળમાં સ્થાન મેળવી શકાય છે, જ્યાંથી મોક્ષ શક્ય છે.

ભૌતિકમાં જગત જાગે ત્યાં જ્ઞાનીઓ ઊંઘે ને અધ્યાત્મમાં જગત ઊંઘે

ત્યાં જ્ઞાનીઓ જાગે ! સંસારી જાગૃતિ અહંકાર સહિત છે, ને જ્યાં નિર્અહંકારી જાગૃતિ ત્યાં મુક્તિ !

## [૨] ધ્યાન

ધ્યાન શું છે ? ધ્યાન એ કરવાની ચીજ નહોય. ધ્યાન તો સહેજે ઉત્પન્ન થાય છે. ધ્યાન એ પરિણામ છે. જગત જેને ધ્યાન કહે છે તે ધ્યાન, ધ્યાન નથી, પણ એકાગ્રતા છે.

વીતરાગોએ ચાર પ્રકારનાં ધ્યાન કહ્યાં. કોઈ ગાળ દે, ત્યારે અંદર અવળાં પરિણામો ઊભા થાય, રૌદ્રપરિણામ ઉત્પન્ન થાય તેને રૌદ્રધ્યાન કહ્યું અને આ પરિણામની અસર પોતાને તેમ જ સામાને પહોંચે ! હવે જ્યારે એ અસર પોતા સુધી જ સીમિત રહે, અન્યને સહેજ પણ ઝાળ ના પહોંચાડે, તે આર્તધ્યાન. મારું શું થશે ? ભવિષ્યની ચિંતા, એ આર્તધ્યાનમાં સમાય. અસર ઉપજાવનારા પ્રસંગોમાં, આ તો મારાં જ કર્મના ઉદય છે, સામો નિમિત્ત છે, નિર્દોષ છે, એવું પરિણામ ઊભું થાય તે ધર્મધ્યાન. પોતાનું સ્વરૂપ 'શુદ્ધાત્મા' છે એવું નિરંતર લક્ષમાં રહે. સામામાં શુદ્ધાત્મા દર્શન રહ્યા કરે એ શુકલધ્યાન.

ધ્યેય નક્કી થાય, અને પોતે ધ્યાતા થાય, પછી બન્નેનું અનુસંધાન થાય ત્યારે ધ્યાન સહેજે ઉત્પન્ન થાય. ધ્યેય નક્કી થવામાં અહંકારનું અસ્તિત્વ છે, ધ્યાનમાં નહીં. ક્રિયામાં અહંકાર હોય, ધ્યાનમાં નહીં. ક્રિયા એ ધ્યાન નથી પણ ક્રિયામાંથી જે પરિણામ ઉત્પન્ન થાય છે તે ધ્યાન છે, જેમાં અહંકાર નથી. ધ્યાન કરાતું નથી, થઈ જાય છે. આર્તધ્યાન રૌદ્રધ્યાન થઇ જાય છે. કોઇ તેને કરતું નથી, ધર્મધ્યાન ને શુકલધ્યાન પણ સહજ થાય છે. આર્તધ્યાન થઇ ગયા પછી 'હું આર્તધ્યાન કરું છું' એ માન્યતા ફરી વળે ત્યાં અહંકાર છે. આર્ત, રૌદ્ર, ને ધર્મધ્યાનમાં ધ્યાતા અહંકાર છે. શુકલધ્યાનમાં અહંકાર ધ્યાતા નથી, એ તો સ્વાભાવિક પરિણતિ છે. શુકલધ્યાન એ આત્મપરિણતિ છે.

આત્મધ્યાન સિવાય અન્ય કોઈ ધ્યાનનું મોક્ષને માટે મહત્વ નથી. આત્મધ્યાન નિરંતર સમાધિમાં રાખે.

રાગ-દ્વેષ કાઢવા માટે ધ્યાન કરવાનું નથી. વીતરાગ વિજ્ઞાન જાણે તો રાગ-દ્વેષ જાય.

## [૩] પ્રારબ્ધ-પુરુષાર્થ

પ્રારબ્ધ અને પુરુષાર્થની ભેદરેખા સમજ્યા વિણ 'પોતાનું' કર્તાપણું, અકર્તાપણું કેટલું તે શીદને સમજાય ? જગત આખું આ અણઉકલ્યા કોયડામાં સપડાયું છે. દર અસલ પુરુષાર્થ-ધર્મમાં આવેલા 'જ્ઞાની પુરુષ' વિણ કોણ આ ભેદ પમાડે ? વિશ્વમાં આ કાળમાં પ્રથમવાર પ્રારબ્ધ અને પુરુષાર્થના સૂક્ષ્માતિસૂક્ષ્મ ભેદો સંપૂજ્યશ્રી દાદાશ્રીની વાણી થકી ખુલ્લા થયા છે, જે મુમુક્ષુને નવો રાહ ચીંધે છે.

પાંચ ઈન્દ્રિયોથી જે જે થાય છે તે પુરુષાર્થ નહોય, બધું જ પ્રારબ્ધ છે. સવારથી સાંજ સુધી દોડધામ કરે, નોકરી-ધંધો કરે, શ્વાસ લે-મૂકે, પુસ્તકો વાંચે, શાસ્ત્રો વાંચે, સામાયિક કરે, જપ-તપ કરે એ બધું જ પ્રારબ્ધ છે. ખોરાક ખાધા પછી પાચનમાં આપણો શો પુરુષાર્થ ? મહીંની મશીનરી આટલી સુંદર રીતે 'આપણી' ડખલ વિના કુદરત ચલાવે છે તો શું તે બહારનું ના ચલાવી લે ? ખરેખર તો એ જ ચલાવે છે. પણ તે સંબંધીના અજ્ઞાનને લઈને અહંકાર કર્યા વિના રહી ના શકે કે 'હું કરું છું' !

નર્મદાના નીરમાં વહેતા ભેખડો સામસામી ટીચાતી, અથડાતી અંતે ભાડભૂજ આગળ શાલિગ્રામના દેવતા બની જાય છે. તેમાં કોનો શો પુરુષાર્થ ? ને બીજા પથરા રહી દરિયામાં ડૂબ્યા તેમાં તેમનો શો પ્રમાદ ? આમાં કોનું, કેટલું કર્તાપણું ? આ તો જેને જે સંયોગ બાઝ્યો તે બન્યું ! સમસરણ માર્ગમાં અથડાતા કૂટાતા જીવો અંતે હિન્દુસ્તાનમાં જન્મ પામે છે, ને તેમાં જો કદી સમર્થ 'જ્ઞાની પુરુષ' ભેટી ગયા અને તેમના થકી સમકિત લાધી ગયું તે થઈ ગયો શાલિગ્રામ ! સમકિત થયા પછી જ 'પુરુષ' થઈ 'રિયલ' પુરુષાર્થમાં આવે છે, ત્યાં સુધી ભ્રાંત પુરુષાર્થ જ કહેવાય. પુદ્‌ગલ પરિણતિમાં ક્યાંય રાગદ્વેષ ના થાય તે 'રિયલ' પુરુષાર્થ.

અહંકારના અસ્તિત્વને કારણે કર્મબીજ પડ્યા જ કરે છે, જે પરિણામ પામી કડવાં કે મીઠાં ફળ આપે જ છે. હવે ત્યાં અવળા પરિણામને સવળામાં ફેરવવું તે ભ્રાંત પુરુષાર્થ ! સંયોગ બાઝ્યો તે પ્રારબ્ધ ને તેમાં સમતા રાખે તે પુરુષાર્થ. લપસી પડવાના સંયોગમાં ધરી રહેવું તે પુરુષાર્થ. આર્તધ્યાન-રૌદ્રધ્યાનને ધર્મધ્યાનમાં ફેરવવું તે પુરુષાર્થ.

'અક્રમજ્ઞાની' એ પ્રારબ્ધ-પુરુષાર્થની ભંગજાળમાંથી કાઢી 'કોણ-કર્તા'ની યથાર્થ સમજણ 'વ્યવસ્થિત શક્તિ'ના નવા જ અભિગમ દ્વારા આપી ખુલ્લું કર્યું છે, જે સ્વરૂપલક્ષીઓને કેવળજ્ઞાન સુધી પહોંચાડે તેમ છે ! 'પોતાને કર્તાપણાનું ભાન વર્તે છે', ત્યાં સુધી 'વ્યવસ્થિત'ની સમજણ સોનાની કટારી સમ છે ! જ્યાં અહંકાર ત્યાં 'પોતાનું' કર્તાપણું, નિર્‌અહંકાર ત્યાં 'વ્યવસ્થિત'નું કર્તાપણું.

શુદ્ધ ઉપયોગ એ 'રિયલ' પુરુષાર્થ. કષાયના સંયમને પુરુષાર્થ કહ્યો ને સમતાને જ્ઞાનથી ઉત્પન્ન થનારો સ્વભાવ કહ્યો. યમ, નિયમ, સંયમને પુરુષાર્થ કહ્યો. સંયમ ને તપમાં શું ફેર ? સંયમમાં તપવાનું નથી, ને તપમાં તપવાનું, મનને તપવવાનું હોય ! જ્ઞાનીની આજ્ઞામાં વર્તાય તે પુરુષાર્થ છે, એ જ ધર્મ છે.

નથી પ્રારબ્ધ મોટું કે નથી પુરુષાર્થ મોટો, આ બન્ને જે યથાર્થ પણે સમજે તે મોટો એમ જ્ઞાની પુરુષ કહી જાય છે.

આચર-કૂચર ખાય છે તે પ્રારબ્ધકર્મ અને મરડો થાય છે તે પ્રારબ્ધકર્મનું ફળ, અને આચર-કૂચર ખવાય છે તે ગતભવના સંચિતકર્મથી ! બોલો, હવે આ પ્રારબ્ધકર્મના ફળને ફેરવાય શી રીતે ? ફેરફાર સંચિતકર્મ થતી વખતે જ થઇ શકે.

દ્રવ્ય બધું પ્રારબ્ધ ને ભાવ એ પુરુષાર્થ. ભ્રાંતદશામાં જીવમાત્રને ભાવ-પુરુષાર્થ ચાલુ જ હોય તેના હિસાબે આવતા ભવનાં કર્મ બંધાય, જેનું પોતાનેય ભાન નથી હોતું !

## [૪] શ્રદ્ધા

અંધશ્રદ્ધાને ઠુકરાવનારાઓ જાણતા નથી કે પોતે કેટલી બધી અંધશ્રદ્ધામાં છે !!! કઇ શ્રદ્ધાએ કરીને પાણી પિવાય છે ? એમાં વિષ નથી એની ખાતરી શું ? ખાવામાં ગીલોડી કે જીવડું નથી પડ્યું તેની શી ખાતરી ? કોઇ આની તપાસ કરે છે ? તો આ અંધશ્રદ્ધા પર જ ચલાય છે ને ? આમ અંધશ્રદ્ધા વિના એક ડગ નથી ભરાતું તે બીજાની અંધશ્રદ્ધાને કેમ કરીને વગોવી શકે ?

## [૫] અભિપ્રાય

અભિપ્રાયોને આધારે દૃષ્ટિ બંધાય ને તેવું જ પછી દેખાયા કરે. કોઈ વ્યક્તિ ખૂચ્યાં કરે તેમાં તેવી દૃષ્ટિનો દોષ નથી. એ દૃષ્ટિ બંધાવનારા અભિપ્રાયથી આ ભૂલ થયા કરે છે.

'પ્રિજ્યુડીસ'વાળી દૃષ્ટિ સંસાર સર્જે છે. ચોરી થતી નજરોનજર દેખતા હોવા છતાં ચોર પ્રત્યે જેને કિંચિત્‌માત્ર 'પ્રિજ્યુડીસ' દૃષ્ટિ નથી એ જ્ઞાની! કાલે જે ચોર છે તે શાહુકાર નહીં બને તેની શી ખાતરી ?

સ્વાદિષ્ટ કેરીને ઈન્દ્રિય સ્વીકારે તેનો વાંધો નથી, પણ તે પછી સાંભરે તેનું જોખમ છે, કારણ કે તેની પાછળ 'આ કેરી સારી છે' એવો અભિપ્રાય પડ્યો હતો, જે રાગદ્વેષમાં પરિણમે.

એક વસ્તુ પર કેન્દ્રિત થયેલો જબરદસ્ત અભિપ્રાય અટકણમાં પરિણમે, જેનો પ્રભાવ વિખરાયેલા અનેક અભિપ્રાયો કરતાં વધુ ભયંકર રીતે પ્રવર્તતો હોય છે.

''વિષયો રાગદ્વેષવાળા નથી, અભિપ્રાયની માન્યતા એ જ રાગદ્વેષ છે.'' - દાદાશ્રી.

'જ્ઞાની'નું આ કથન વિષયોને ઉડાડવા માટે થતા અથાગ પરિશ્રમને ગજસ્નાનવત્ કહી ઉડાડી મૂકે છે, ને તેના 'રૂટકોઝ' સમાન, વિષયોમાં સુખના અભિપ્રાયની ખોટી માન્યતાને ઉડાડવા તરફ જાગ્રત કરનારું છે.

જ્યારથી નક્કી કર્યું કે અભિપ્રાય ભાંગવા છે ત્યારથી તે ભાંગવા માંડે ! અવગાઢ અભિપ્રાયને દરરોજ બબ્બે કલાક ખોદ ખોદ કરે, પ્રતિક્રમણ થકી તો તે ખલાસ થાય ! જેને આત્મા પ્રાપ્ત થયો, જે 'પુરુષ' થયો તે ગમ્મે તેવા પુરુષાર્થ અને પરાક્રમે પહોંચી શકે !

જેવો અભિપ્રાય તેવું પુદ્‌ગલ પરિણમીને ભેગું થવાનું.

અભિપ્રાયનોય અભિપ્રાય સૂક્ષ્મતાએ રહેલો હોય તે ઊખેડવો જરૂરી છે.

અભિપ્રાય કરાવે કોણ ? લોકસંજ્ઞા જ, કારણ કે લોકસંજ્ઞાએ પોતે

માન્યતા બાંધે છે, તે મુજબ બુદ્ધિ નક્કી કરીને વર્તાવે છે. જ્ઞાનીસંજ્ઞાએ ચલાય ત્યાં લોકસંજ્ઞાનો લોપ થાય !

સામા માટે થયેલો સહેજ પણ અવળો વિચાર સામાને સ્પર્શી, પછી ઊગી નીકળે ત્યાં 'શૂટ ઓન સાઈટ' પ્રતિક્રમણ સ્પંદનને સામા સુધી પહોંચતા અટકાવે છે. અગર તો પહોંચેલાને ભૂંસી નાખે છે. અને અભિપ્રાય ભૂંસાતા જ એ વ્યક્તિ સાથેના વાણી વર્તનમાં સાહજિકતા તરી આવે છે, જે સામાને સ્પર્શ્યા વિના રહેતી નથી. આનાથી વિરુદ્ધ, દોષવાળા અભિપ્રાય સહિતની દૃષ્ટિ સામાના મન પર છાયા નાખે છે. જેથી એની હાજરીનો પણ અણગમો વર્તે છે.

અભિપ્રાય બદલવા પ્રતિસ્પર્ધી અભિપ્રાય મૂકવો. ચોર છે એ અભિપ્રાય છેદવા ચોરને શાહુકાર છે, શાહુકાર છે, કહેવું પડે, અને અંતે ખરેખર તો એ શુદ્ધાત્મા છે. એવી દૃષ્ટિ મૂકવી પડે !

અભિપ્રાય એ તંતીલી વાણીનું કારણ છે, જ્યારે શંકા એ અભિપ્રાયનું કારણ છે.

''અભિપ્રાય બુદ્ધિના આશયને આધીન છે.''-દાદાશ્રી.

બુદ્ધિએ જેમાં સુખ માન્યું તેના આધારે અભિપ્રાય પડે. ફ્રેંચકટમાં સુખ માન્યું ત્યાં ફ્રેંચકટનો અભિપ્રાય પડે.

'સ્વરૂપ જ્ઞાન' પછી અનંત સમાધિને કોણ અટકાવે છે ? અભિપ્રાય! બે-પાંચ મોટા મોટા અભિપ્રાયો ઊડ્યા કે મુક્તદશા માણવા મળે !!

ક્રિયાથી બીજ નંખાતુ નથી પણ તે નંખાય છે હેતુથી, અભિપ્રાયથી ! આવકારવા યોગ્ય અભિપ્રાય કોઈ હોય તો એક બ્રહ્મચર્યનો ને બીજો આ દેહ દગો છે તેનો ! અભિપ્રાય અહંકારના પરમાણુનો બનેલો છે. અભિપ્રાય, વ્યક્તિત્વ દેખાડે, દૃષ્ટિ જ બદલાવી નાખે. મડદાલ અભિપ્રાયનો વાંધો નથી, ખેંચવાળા અભિપ્રાય જ્ઞાનને આવરે છે !

અચેતનના અભિપ્રાય છૂટવામાં આપણી વારે વાર. જ્યારે મિશ્રચેતન સાથેના બાંધેલા અભિપ્રાય આપણા છોડ્યા પછી પણ એ આપણને નહીં છોડે ! જેનાં મોઢાં મચકોડાય એવા મિશ્રચેતન માટે અભિપ્રાય બાંધી કેવી

મોંકાણ મંડાય છે !

અભિપ્રાયે અંતરાય નોતરાય. અભિપ્રાયોના અંતરાયોનું જોખમ ભારે છે, જ્યાંથી છૂટવાનું ત્યાં જ વધુ બાંધે !

પ્રતિષ્ઠિત આત્માનો અભિપ્રાય ઊભો થયો ને તે મુજબ આ પૂતળું ચાલવાનું, તેમાં 'શુદ્ધાત્મા' માત્ર 'ઉદાસીન ભાવે' હાજરી આપી રહ્યા છે!

## [૬] આવડતનો અંધાપો

સંસારનું કશું જ ના આવડે તે 'જ્ઞાની'. અન્યને પ્રબુધ લાગતા 'જ્ઞાની' ખરેખર તો અબુધ જ હોય. જ્ઞાની કહે છે, અમને તો આ સિત્તેર વર્ષે દાઢીય કરતાં નથી આવડતી. પોતે કશાકમાં 'એક્સપર્ટ' છે એમ માનનારા પોતાની જાતને ને બધાને છેતરે છે. 'એક્સપર્ટ' કોઈ થઈ શકે જ નહીં, એ તો કુદરતી બક્ષિસ છે. જ્ઞાની તો આત્મવિજ્ઞાનના 'એક્સપર્ટ' હોય.

મનની જરૂરિયાત, ચિત્તની જરૂરિયાત, બુદ્ધિની, અહંકારની, બધાની જરૂરિયાત લઈને જ પોતે આવેલો હોવાથી કુદરત તેને બધું જ 'સપ્લાય'કરે છે. તેમાં પોતાનો શો પુરુષાર્થ ? કુદરત જ્યારે પૂરું પાડતી જ હોય છે, ત્યારે પોતે સહજ ચિત્ત રાખવાનું, ત્યાં ઉપયોગ બગાડવાનો ના હોય. જીવનનું આ તારણ તો કાઢવું જ પડશે ને ?

## [૭] અંતરાય

'હું ચંદુભાઈ છું' કહ્યું કે પડ્યો અંતરાય ! પોતે પરમાત્મા જ છે, તેને ચંદુભાઈ માની લીધા ! પોતે બ્રહ્માંડનો સ્વામી, અનંત શક્તિનો ધણી, ચાહે તે મેળવી શકે તેમ હોવા છતાં કેમ વસ્તુ ભેગી થતી નથી ! અંતરાય પાડ્યા તેથી. અંતરાયથી શક્તિ આવરાય !

ઈચ્છા અંતરાયને નોંતરે. હવાની ઈચ્છા નથી હોતી તો તેનો અંતરાય પડે છે ? 'જ્ઞાની'ને નિર્-ઈચ્છક પદ, નિર્-અંતરાયપદ હોય. કશાની તેમને ભીખ ના હોય.

અંતરાય કેવી રીતે પડે ? કોઈ આપતું હોય ને પોતે તેમાં ડખલ કરે આંતરો પાડે તેનાથી.

અજ્ઞાનદશામાં અવળા વિચારોનું ઉપરાણું લેવાય, જ્યારે જ્ઞાનદશામાં તેનું તુર્ત જ પ્રતિક્રમણ થાય. શુભ કાર્યમાં અનુમોદના સ્વ-પર લાભકારી નીવડે. અન્યને અનુમોદ્યા તો આપણને એવા જ અનુમોદનાર આવી મળશે! સામાને અક્કલ વગરનો કહ્યો, તેનાથી પોતાની અક્કલ પર અંતરાય પાડ્યો!

મોક્ષમાર્ગમાં આવનારા અંતરાય સામે પોતાનો દૃઢ નિશ્ચય રહે ત્યાં પોતાની શક્તિઓ ખીલતી જાય. અનિશ્ચયથી જ અંતરાય પડે. નિશ્ચય અંતરાય તોડે. આત્માનો નિશ્ચય થતાં તમામ અંતરાયનો અંત આવે.

સાંસારિક બુદ્ધિના અંતરાયો ગાંઠ સમાન ને ધાર્મિક બુદ્ધિના અંતરાયો ઘોડાગાંઠ સમાન હોઈ, અનંત અવતાર રખડાવે. 'હું કંઈક જાણું છું' એ ભાવ અધ્યાત્મમાં મોટામાં મોટો અંતરાય પાડે. આર્તધ્યાન, રૌદ્રધ્યાન થાય છે, ત્યાં કંઈ જ જાણ્યું નથી, એ ફલિત થાય છે.

મોટામાં મોટો અંતરાય તે જ્ઞાનાંતરાય. 'અધ્યાત્મમાં અન્ય કંઈ જ સમજતા નથી, પોતે જ સમજે છે.' એનાથી અથવા કોઈ 'સ્વરૂપજ્ઞાન' પામવા જાય ત્યાં આડખીલી બને, સાચા 'જ્ઞાની' મળ્યા છતાં મનમાં થાય કે આવા તો ઘણા 'જ્ઞાની' જોયા - એ બધા જ જ્ઞાનાંતરાય પાડે છે. ત્યાં મનમાં ભાવ થાય કે, 'જ્ઞાની' આવ્યા છે, પણ મારાથી જવાતું નથી. તો તે અંતરાય તોડે.

## [૮] તિરસ્કાર - તરછોડ

'મને આવડતું નથી.' એમ થયું કે આવડત પર અંતરાય પડે. ને 'મને કેમ ના આવડે ?' એમ દૃઢપણે થાય ત્યાં અંતરાય તૂટે.

'કલાકમાં તે મોક્ષ હોતો હશે ?' એ ભાવ થતાં જ મોક્ષનો અંતરાય પાડ્યો ! બુદ્ધિથી મપાય એવું આ વિશ્વ નથી.

જ્ઞાની પુરુષ જ્ઞાનાંતરાય-દર્શનાંતરાય તોડી આપે, પણ જ્યાં વિનયધર્મ ખંડિત થતો હોય ત્યાં 'જ્ઞાની' પણ અસમર્થ હોય. 'જ્ઞાની' માટે તો એક પણ અવળો વિચાર ના આવવો જોઈએ. જ્ઞાની પાસે જવામાં આવનારા અંતરાયો માટે 'જ્ઞાની'ની પ્રાર્થના વિધિમાં એ અંતરાય તોડી આપવાની

માગણી થવાથી તે અંતરાય તૂટે છે ! અંતરાય તો ભાવથી તૂટે છે ! અંતરાય તો ભાવથી તૂટે ને ભાવ સમય પાક્યે થાય.

આત્મજ્ઞાનીને અંતરાય સંયોગ સ્વરૂપી હોય, જે વિયોગી સ્વભાવના છે, ને પોતે 'શુદ્ધાત્મા' તો અસંયોગી-અવિયોગી છે.

જેનો તિરસ્કાર તેનો ભય. તિરસ્કારમાંથી ભય જન્મે. કોર્ટનો, પોલીસનો તિરસ્કાર તેમના પ્રત્યેનો ભય જન્માવે.

તિરસ્કાર 'માઈલ્ડ' ફળ આપે જ્યારે તરછોડ ભયંકર અંતરાય પાડે. કોઈને તરછોડ ના વાગે તેવી જાગૃતિ જોઈએ. જેને આપણાથી તરછોડ વાગે તે આપણા માટે કાયમ કમાડ બંધ રાખે. વાણીથી વાગેલી તરછોડ ઊંડા, અણરૂઝયા ઘા પાડે છે ! એક પણ જીવને તરછોડ વાગી, તો મોક્ષ અટકયો જાણો. એવું તરછોડમાં જોખમ સમાયેલું છે !

## [૯] વ્યક્તિત્વ સૌરભ

'જ્ઞાની પુરુષ'નું વ્યક્તિત્વ નિરાળું હોય, જેને આત્મા સિવાય કશામાં પ્રીતિ નથી. મન, વચન કાયાથી તદ્દ્ન નિરાળાપણે આત્મામાં જ વર્તે છે. ધંધો કરવા છતાં વીતરાગે વર્ત્યા એ અક્રમજ્ઞાનીની સિદ્ધિઓ તો જુઓ ! જ્યાં વ્રત નથી થયું, નિયમ નથી થયું, માત્ર ચોવિહાર, ઉકાળેલું પાણી ને 'શ્રીમદ્ રાજચંદ્રનાં વચનામૃતો'નું તેમ જ સર્વધર્મનાં શાસ્ત્રોનું વાચન-મનન હતું. બાકી કુદરતી રીતે જ આ અજાયબ અક્રમવિજ્ઞાન પ્રગટ્યું ! ૧૯૫૮ની સમી સાંજે સૂરત સ્ટેશનના બાંકડા પર જ્ઞાન પ્રગટ થતાં પૂર્વે ભયંકર ભીડમાંય અંતરમાં નીરવ શાંતિ થઈ, પણ તેય અહંકાર મિશ્રિત જ ને ? અને જ્યાં ઝળહળ પ્રકાશ ઝળકયો, આખા બ્રહ્માંડને જ્ઞાનમાં જોયું, દેહથી, મનથી, વાણીથી પોતે તદ્દ્ન છૂટા પડી ગયેલા-એવો અનુભવ થયો, જ્ઞાતાદ્રષ્ટા ને પરમાનંદમાં પાંગરતાં જ આ અવનીના ઈતિહાસનો ભવ્યાતિભવ્ય દિન ઊગ્યો ! અહંકાર ખલાસ થઈ ગયો ! મમતા ખલાસ થઈ ગઈ !! એમના શ્રીમુખેથી વહેવા માંડેલી વીતરાગ વાણી જ એમની આધ્યાત્મિક પૂર્ણતાનું પ્રમાણ હતું ને આ કળિકાળનું અગિયારમું આશ્ચર્ય, અક્રમવિજ્ઞાન - અસંયતિ પૂજા જગતથી છાનું ના રહ્યું. એક પછી એક એમ કરતાં કરતાં વીસ વર્ષોમાં વીસ હજાર પુણ્યાત્માઓ એને, અક્રમમાર્ગે આત્મ વિજ્ઞાનને

પામ્યા અને એ જ મોટી અજાયબી છે !

'જ્ઞાની'નો નિત્યક્રમ શું ? 'જ્ઞાની' નિરંતર આત્મચર્યામાં જ હોય. મોક્ષમાં જ હોય. પોતાની જ વાણીને 'ટેપરેકર્ડ' કહીને માલિકીભાવના તમામ કરાર ફાડી નાખે છે ! આવા સમર્થ નિમિત્ત હોય તે તો ઉપાદાનની કચાશ પણ ચલાવી લે !

પ્રેમ વિના ભક્તિ ના જન્મે. આખો દિ' ભગવાન ભુલાય જ નહીં એ પ્રેમલક્ષણા ભક્તિ.

જ્ઞાનીએ સ્વયં નિર્દોષ થઈ, નિર્દોષ દૃષ્ટિ કરી, આખા જગતને નિર્દોષ ભાળ્યું. શુદ્ધાત્મા દોષ કરતો હોય તો તે દોષિત ગણાય. એ તો સંપૂર્ણ અકર્તા છે, પછી દોષ જોવાનો રહે જ ક્યાં ? 'ડિસ્ચાર્જ'માં કોઈનો દોષ ક્યાંથી હોય ? એક પણ જણ જો દોષિત દેખાય ત્યાં શુદ્ધિ નથી, ત્યાં ઈન્દ્રિયજ્ઞાન છે, આત્મજ્ઞાન નહીં ! વિચારે કરીને મારનારો કુદરતનો ગુનેગાર ને ખરેખર મારનારો જગતનો ગુનેગાર ઠરે છે. બન્નેને ન્યાય મળે જ છે. વિચારમાં મારનારો આવતા અવતારનો ગુનેગાર બને છે જ્યારે ખરેખર મારનારાને આ અવતારમાં જ દંડ થઈ નિકાલ થઈ જાય છે !

'મેં ખાધું' બોલવાનો વાંધો નથી, પણ અંદરખાને જાણવું જોઈએ કે 'કોણ ખાય છે ?'

''મળ્યું તે આત્મજ્ઞાન નથી, મહીં પ્રગટ થયું તે આત્મજ્ઞાન.''- એમ દાદાશ્રી કહે છે. જ્ઞાનીની આજ્ઞા પળાય તે જ જ્ઞાનીની કૃપા ખેંચી લાવે છે.

જ્યાં શબ્દો સીમિત બને છે, સમજણ ટૂંકી પડે છે, જ્યાં કોઈ ઉપમા નથી, જે સ્વયં ઉપેય છે, એવા જ્ઞાનીનું શું વર્ણન થાય ? જે નિરંતર આત્મામાં રહે છે, મનમાં નથી, વાણીમાં નથી, દેહમાં નથી. જ્યાં કિંચિત્‌માત્ર અહંકારને સ્થાન નથી. જ્યાં ક્રોધ-માન-માયા-લોભનું નિર્વાણ થયું છે, તે 'જ્ઞાની'નો નમ્રતા તો સામાન્ય ગુણ છે. જ્ઞાની તો નિર્‌હંકારી હોય. ગાળ ભાંડનારનેય આશીર્વાદ આપે ! જ્ઞાની નિઃસ્પૃહ ના હોય, તેમ જ સસ્પૃહેય ના હોય, એ તો સસ્પૃહ-નિઃસ્પૃહ હોય. સામાના ભૌતિક સુખો માટે નિઃસ્પૃહ ને આત્મા માટે સસ્પૃહ.

'જ્ઞાની'ની વાણી વીતરાગતાસહિત, રાગદ્વેષરહિત હોય, જે વાણી સાંભળ્યા વિના કોઈને મોક્ષ પ્રાપ્તિ થવી અસંભવ છે ! 'જ્ઞાની'ની વાણીમાં નથી કોઈનું ખંડન કે નથી નિજમતનું મંડન ! નથી કોઈનો વિરોધ કે નથી કોઈને 'ખોટું છે' એમ કહેવાપણું. એ વાણી સ્યાદ્‌વાદ છે, કે જ્યાં નથી વાદ, નથી વિવાદ કે નથી સંવાદ. નિમિત્તાધીન સહજભાવે વહેતો એ છે કારુણ્ય નીતરતો અસ્ખલિત પાતાળી ઝરણપ્રવાહ !!!

## [૧૦] અક્રમ માર્ગ

જ્યાં ચૌદ લોકના નાથ પ્રગટ થયા છે એવા 'જ્ઞાની પુરુષ' અર્થાત દેહધારી સ્વયં પરમાત્માની કૃપા પ્રાપ્ત થાય, ત્યાં કંઈ જ કરવાપણું રહેતું નથી, માત્ર તેમની આજ્ઞામાં વર્તી, પૂંઠે પૂંઠે વહી જવાનું છે. એવા 'જ્ઞાની પુરુષ' આ કાળમાં પ્રગટ્યા છે, જેમની કૃપાપ્રસાદી પામી 'અક્રમવિજ્ઞાન' દ્વારા 'અક્રમમાર્ગે' અર્થાત્ લિફ્ટમાં બેસી આત્મજ્ઞાનનાં ઉત્તુંગ શિખરો કલાકમાં જ સર થાય છે !!! આ અપવાદ માર્ગની સિદ્ધિ અદ્‌ભુત, અદ્‌ભુત છે !!!

આવા કળિકાળમાં અક્રમમાર્ગનો ભવ્ય ઉદય આવ્યો છે ! આ અધ્યાત્મ વિજ્ઞાનની અપૂર્વ ભૂમિકા છે ! અવિરોધાભાસ અખંડપણે સમસ્ત વાણીમાં વિદ્યમાન છે. અનંત અવતારનાં પાપોને કલાકમાં ભસ્મીભૂત કરી, આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ કરાવે, જ્યાં ઉપાદાનની જાગૃતિ કે અજાગૃતિ જોવાતી નથી, અક્રમ વિજ્ઞાનીનાં જબરદસ્ત પાવરફુલ નિમિત્તના સુયોગ થકી જાગૃતિ ટોચ પર બિરાજે એવી દશા સાધકોને સધાય છે, જ્યાં કષાયો સંપૂર્ણપણે કપાય છે, અહંકાર-મમતા વિલય થાય છે, જ્યાં કંઈ જ 'કરવાપણું' રહેતું નથી, કેવળ આત્મસુખનું વેદન સંવેદવાનું છે, એવી દશાની પ્રાપ્તિ કરાવનાર એ 'જ્ઞાની' નહીં, 'વિજ્ઞાની'ની અક્રમની અકળ સિદ્ધિ તો જુઓ !!!

## [૧૧] આત્મા અને અહંકાર

'હું ચંદુલાલ છું, આ બાઈનો ધણી છું, આ છોકરાનો બાપ છું, હું બિઝનેસમેન છું, હું જાડો છું, હું ગોરો છું.' એવી અનેક 'રોંગબીલિફો'નો અંચળો ઓઢાવાયો છે, પોતાની 'રાઈટ બીલિફ' પર, શુદ્ધ દર્શન ને જ્ઞાન પર ! 'જ્ઞાની પુરુષ' એ 'રોંગ બીલિફ'ને 'ફ્રેક્ચર' કરી નાખી તમામ

પ્રકારનાં આવરણો ઉડાડી મૂકે છે ને સમ્યક્ દર્શનનું ભવ્ય દ્વાર ખૂલે છે!

'પોતે' જ્યાં નથી કરતો, છતાં અજ્ઞાનતાએ કરીને આરોપ કરે છે કે, 'મેં કર્યું' એ અહંકાર. અને અહંકારથી કર્મ બંધાય, શરીર બંધાય, મન બંધાય, વાણી બંધાય, પુદ્ગલ માત્રનું બંધન તેનાથી જ થાય છે.

આત્મા પરમાત્માને ભેદ સ્વરૂપે ભજવા એ લૌકિકધર્મ ને આત્મા પરમાત્માને અભેદ સ્વરૂપે ભજવા એ અલૌકિક ધર્મ, ને અલૌકિક ધર્મથી મોક્ષ છે ! અલૌકિક ધર્મમાં નથી પુણ્ય કે નથી પાપ, ત્યાં તો કર્તાપણું જ કશાનું નથી !

સંસારનાં સુખોય, દુઃખોનું ભારણ બની જાય, તે મુક્તિનો અધિકારી ! તેને 'જ્ઞાની પુરુષ' મુક્તિ આપી દે. કારણ કે જ્ઞાની તો તરણ-તારણહાર હોય.

## [૧૨] વ્યવસ્થા 'વ્યવસ્થિત'ની

વિશ્વનું નિયંત્રણ સ્વભાવથી જ સહેજે થયા કરે છે. એને 'અક્રમજ્ઞાની' 'વ્યવસ્થિત શક્તિ' કહે છે. વિશ્વના સનાતન છ તત્ત્વો પર આ 'વ્યવસ્થિત' શક્તિનો કોઈ કાબૂ નથી, સર્વે તત્ત્વો સ્વતંત્ર છે, કોઈ કોઈને દાદ દેતા નથી, કોઈ કોઈને ગાંઠતા નથી, એમાં એક ચેતન તત્ત્વ, ખુદ પરમાત્મા છે તોય !!!

સેવા સાથે સમર્પણતા સંકળાય તો સોનામાં સુગંધ મહેકે ! પણ સેવાનું ફળ પુણ્ય મળે, મોક્ષ નહીં. હા, તેમાં સ્વરૂપજ્ઞાન હોય, કર્તાપણું ના હોય તો પછી ત્યાં કર્મનું બંધાવાપણું રહેતું નથી.

જગતમાં ચાલતી ખૂનામરકી, મારામારી, કાપાકાપી, વિશ્વયુદ્ધોનાં કારમા પરિણામોને 'જ્ઞાની પુરુષ' 'વ્યવસ્થિત' નિહાળે છે ! દરિયામાં મોટાં માછલાં ને નાના માછલાં વચ્ચે ચાલતા વિનાશોની નોંધ કોણે લીધી ? શું એ 'વ્યવસ્થિત' નથી ?

## [૧૩] વ્યવહાર ધર્મ - સ્વાભાવિક ધર્મ

વ્યવહારિક ધર્મ એટલે સુખ આપીને સુખની પ્રાપ્તિ કરવી. દુઃખ દે

તો દુઃખ મળે. ટ્રાફિકનો ધર્મ પાળી જાનની સહીસલામતી શું બધા નથી મેળવતા ? ત્યાં અધર્મ આચરે તો અથડાઈ મરે, એક્સીડંટ કરી મૂકે ! એમ સુખની સલામતી મેળવવા સુખની લ્હાણી કરવી એ 'રિલેટિવ' ધર્મનું રહસ્ય ! અને 'રિયલ' ધર્મમાં તો 'વસ્તુ-સ્વભાવ'ને પામવાનું છે. 'આત્મધર્મ'ને પામવાનું છે !

સર્વ સંજોગોમાં સમાધાન રહે એ 'રિયલ' ધર્મ. સમાધાન-અસમાધાન રહે એ 'રિલેટિવ' ધર્મ.

સનાતન સુખને શોધતા જીવને જ્યારે તે મળતું નથી ત્યારે આ કલ્પિત સુખોમાં ઝંપલાવે છે, જે પરિણામે દુઃખદાયી નીવડતું હોવાના કારણે જીવ જાત-જાતની કલ્પનાઓમાં રાચી સુખ માટે ફાંફાં મારે છે, ને વધુ ને વધુ ગૂંચાય છે ! સનાતન સુખ તો પોતાની મહીં જ છે, આત્મામાં છે ! સાચું સુખ મેળવવા સાચા બનવું પડે. ને સંસારી સુખ મેળવવા સંસારી !

સમસરણ માર્ગમાં પ્રવેશ પામે છે ત્યાંથી જ અંતરદાહની સીંદરી અવિરતપણે જલતી જ રહે છે, જેનો અંતરદાહ મીટ્યો તેનો સંસાર આથમ્યો !

આંતરસુખ ને બાહ્યસુખનું સમતોલન છે ત્યાં સુધી વ્યવહારમાં શાંતિ હોય. બાહ્યસુખ અંતરસુખના ભોગે ભોગવાય છે, તેનાથી માનસિક સ્થિરતા ગુમાવાય છે. તેથી તો ઊંઘની ગોળીઓ ખવાય છે.

જ્યાં દુઃખની રેખ નથી ત્યાં આત્મા છે.

વિપરીત દર્શનથી દુઃખ ને સમ્યક્ દર્શનથી સુખ, સુખ ને સુખ.

મોક્ષ માટે જ્ઞાનીનું શરણું ને સંસારમાં સુખ માટે માબાપ ને ગુરુની સેવા, આટલાં સાધન કરવાં.

લોકોએ માનેલાં સુખને સુખ માને તે લોકસંજ્ઞા ને આત્મામાં સુખ છે, એમ માનવું એ જ્ઞાનીની સંજ્ઞા.

સંતો દુઃખ-ભોગી હોય, જ્ઞાની આત્મભોગી હોય. સંતો દુઃખને સુખ માની ચાલે.

પુદ્ગલ સુખ માણવું એ ઉછીનો વ્યવહાર છે, Repay કરવું જ પડશે.

બાબો 'પપ્પાજી, પપ્પાજી' કરીને ખોળો ખૂંદતો હોય ત્યારે ઉછીનું સુખ લેવાય, પણ તે જ છોકરો મોટો થઈ 'તમારામાં અક્કલ નથી' કહે કે ઊછીના સુખને Repay કરવાનું થયું ! માટે પહેલેથી જ કેમ ન ચેતીએ ? પુદ્ગલ પોતે વીતરાગ છે, એને જ્યારથી 'પોતે' ગ્રહે છે ત્યારથી ઉછીનો વ્યવહાર શરૂ થાય છે !

## [૧૪] સાચી સમજ, ધર્મની

લૌકિક ધર્મ સંસારી સુખ આપે, અલૌકિક ધર્મ સનાતન સુખ આપે. મિથ્યાત્વ સહિતની તમામ ક્રિયાઓથી સંસાર ફલિત થાય. અલૌકિક ધર્મ નથી ત્યાગમાં કે નથી ભોગમાં. 'ત્યાગે સો આગે.' માથે જેટલા બોજાનું વહન થાય તેટલું જ સંઘરાય ! સાચો ત્યાગ તો આર્તધ્યાન, રૌદ્રધ્યાન ત્યજાવે તે !

ધર્મ તો તેનું નામ કે મુસીબતમાં રક્ષણ કરે ! આર્તધ્યાન, રૌદ્રધ્યાન થવા ટાણે ધર્મ હાજર થઈને આપણું રક્ષણ કરે ! અનંત અવતાર ધર્મ કર્યા પણ સમય આવ્યે જો આપણે રક્ષાયા નહીં તો તેને ધર્મ કર્યો કહેવાય જ કેમ ? ચિંતા થાય ત્યાં ધર્મ સમજાયો જ નથી કહેવાય !

ધર્મ થઈ પરિણમે તેનું નામ ધર્મ. કોઈ ગાળ ભાંડે ત્યારે ધર્મ મદદે ધાય. પરિણામ પામે તે ધર્મ, ને ના પામે તો અધર્મ. ઉપાધિમાં સમતા રહે તેને મોક્ષનો સિક્કો વાગ્યો જાણે.

ધર્મ પાળવાનો નથી, ધર્મને સિન્સિયર રહેવાનું છે. ભગવાનનાં દર્શન કરતી વખતે જોડે જોડે જોડાનાં ને દુકાનનાંય દર્શન કરે તે ધર્મને સિન્સિયર છે એમ કેમ કરીને કહેવાય ? તમામ પ્રકારનાં દુઃખોથી મુક્તિ કરાવે તે સાચો ધર્મ.

જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ આ એક જ મોક્ષનો માર્ગ છે, બીજો નથી.

મૂર્તનાં દર્શન, અનંત અવતારથી કર્યાં. મહીં બિરાજેલા અમૂર્તનાં એક ફેરો જ દર્શન થાય તો અનંત અવતારનું સાટું સરે !

આ બધી ખોટ ક્યારે પૂરી થઈ રહે ને તેય આ નાદારીના

કળિકાળમાં ? હવે તો જ્ઞાનીનું શરણું સ્વીકારી મુક્તિ જ માંગી લેવાની, તો જ ટૂંકામાં ઉકેલ આવે !

## [૧૫] વર્તનામાં ધર્મ

ભગવાન આચરણને ગણતા નથી, હેતુને મહત્વ આપે છે. આચરણ એ 'ડિસ્ચાર્જ' છે, જ્યારે ચાર્જ તો હેતુ પ્રમાણે થાય.

'માનવભવ એળે ના જાય'ની નિરંતરની ચિંતવના કો'ક દા'ડે ફળે.

ક્લેશરહિત થવું તે જ મહાન ધર્મ. ક્લેશ છે ત્યાં ધર્મ નથી ને ધર્મ છે ત્યાં ક્લેશ નથી.

દયા રાખવી, શાંતિ, સમતા રાખવી, એ ધર્મસૂત્રો આ કાળમાં એળે જાય છે. જે કોટિ ઉપાયે નથી રખાતું ત્યાં શું થાય ? તેથી 'જ્ઞાની પુરુષ' નવો જ રાહ, નવાં જ રૂપમાં સામાન્યથી પણ સાધ્ય થાય તેવો ચીંધે છે.

ક્રોધ-માન-માયા-લોભ થાય તેનો વાંધો નથી, પણ પછી તેનું પ્રતિક્રમણ કરવું. ચોરી કરે તેનો વાંધો નથી, પણ પછી તેનું પ્રતિક્રમણ કરવું, આટલી જ્ઞાનીની આજ્ઞા પાળે તેને તમામ ધર્મોનો સાર મળે. જ્ઞાનીને રાજી રાખવા તેના જેવો ઉત્તમ કોઈ ધર્મ નથી. જ્ઞાનીની આજ્ઞા પળાય ત્યાં જ્ઞાની રાજી રહે. અન્ય કશાથી નહીં. જ્ઞાનીની એક જ આજ્ઞા ઠેઠ મોક્ષે લઈ જનારી છે !

જ્ઞાન તો પોતે જ ક્રિયાને લાવનારું છે. 'ચોરી કરવામાં મઝા છે'નું જ્ઞાન ફીટ થતાં જ ચોરી થવા માંડે. જ્ઞાન ફરે કે પછી ક્રિયા ફરે જ ! જ્ઞાન ફેરવ્યા વિના ક્રિયા લાખ અવતારેય ના ફરે !

અજ્ઞાનનું જ્ઞાન જાણવામાં પૌદ્ગલિક શક્તિઓ સહેજે મળે. ચોરી, હિંસા, અબ્રહ્મચર્યમાં શક્તિઓ સહજપણે ખર્ચાય. જ્યારે જ્ઞાન જાણવામાં પ્રાર્થના ને પુરુષાર્થ ઘટે ! પ્રાર્થના એટલે વિશેષ અર્થની માંગણી. તે પોતાના 'શુદ્ધાત્મા' પાસે અગર તો 'જ્ઞાની' પાસે મંગાય. અજ્ઞાન દશામાં ગુરુ, મૂર્તિ કે ઈષ્ટદેવીની પ્રાર્થના થાય. હૃદયશુદ્ધિવાળાની સાચી પ્રાર્થના અવશ્ય ફળે.

## [૧૬] રિલેટિવ ધર્મ : ધર્મ વિજ્ઞાન

નિષ્પક્ષપાતીપણું ત્યાં વીતરાગ ધર્મ. વીતરાગ ધર્મ એ સૈદ્ધાંતિક ધર્મ

છે. ઇન્દ્રિયજન્ય જે જે છે તે 'રિલેટીવ'માં જાય અને 'રિયલ' છે, તેથી જ 'રિલેટીવ' ઊભું થયું છે ! 'રિલેટીવ' અવસ્થા સ્વરૂપ છે. 'રિયલ' તત્ત્વ સ્વરૂપે છે.

ધર્માધર્મ આત્મા મૂઢાત્મા - રિલેટિવિટી.
જ્ઞાનઘન આત્મા અંતરાત્મા - રિયાલિટી.
વિજ્ઞાનઘન આત્મા પરમાત્મા - એબ્સોલ્યુટ.

આર્તધ્યાન, રૌદ્રધ્યાન જાય તે ધર્મસાર. જ્યારે મર્મનો સાર એટલે મુક્તિ ! જગતનો સાર વિષયસુખ ને ધર્મનો સાર આર્તધ્યાન, રૌદ્રધ્યાનથી વિમુક્તિ અને સમયસાર એટલે સ્વાભાવિક પરિણતિ, સ્વપરિણતિ ઉત્પન્ન થઇ.

ધર્મ 'રિલેટીવ' હોય ને વિજ્ઞાન 'રિયલ' હોય. 'વિજ્ઞાન' અવિરોધાભાસવાળું, સૈદ્ધાંતિક ને સ્વયં ક્રિયાકારી હોય !

## [૧૭] ભગવાનનું સ્વરૂપ, જ્ઞાનદૃષ્ટિથી

આપણે ઈશ્વરના અંશ ના હોય, ઈશ્વરના ટુકડા ના હોય. આપણે સર્વાંશ છીએ. આવરણ દૂર થાય ને પ્રગટ થાય તેટલી જ વાર !

ભગવાન કણ કણમાં હોય તો તેને ખોળવો ક્યાં ? સંડાસ ક્યાં જવું ? પછી તો જડ-ચેતનનો ભેદ જ ના રહે ને ? જીવ માત્રમાં ભગવાન મહીં રહેલા છે.

જે વસ્તુમાં માલિકીભાવનું આરોપણ થયેલું છે, તે તેનાથી દૂર કરતાં માલિકને દુઃખ થાય તેને સંકલ્પીચેતન કહ્યું. ખરેખર તો જ્યાં જ્ઞાન-દર્શન છે ત્યાં ચેતન છે.

## [૧૮] જ્ઞાતાપદની ઓળખ !

ત્રણ વસ્તુની મોક્ષમાર્ગમાં જરૂર છે : (૧) આત્મા પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા. (૨) જ્ઞાની પુરુષ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા. (૩) જ્ઞાની પુરુષ ના મળે તો જ્ઞાની પુરુષ પ્રાપ્ત હો એ ભાવના ભાવવી.

- દાદા ભગવાન

આ બ્રહ્માંડના તમામ જીવોને ભગવત્ સ્વરૂપે દર્શન કરું છું બોલે ત્યાં

તમામ 'રિલેટીવ' ધર્મો સમાય છે. સ્વને જાણ્યા પછી સ્વનો સ્વાધ્યાય થાય. 'સ્વ'ને જાણ્યા વિના જે કંઈ પણ કરવામાં આવે તે પરાધ્યાય છે !

અનાદિકાળથી જેને 'જ્ઞાતા' માનેલો તે જ 'જ્ઞેય' થાય ત્યારે નિજસ્વરૂપનું ભાન થયું કહેવાય !

અજ્ઞાનથી નિવૃતિ એનું નામ મોક્ષધર્મ. અજ્ઞાનથી નિવૃતિ થયા બાદ વિજ્ઞાન ઉત્પન્ન થાય તેનું નામ મોક્ષ !

## [૧૯] યથાર્થ ભક્તિમાર્ગ !

જ્યાં સુધી મહીં બિરાજેલા ભગવાનના પ્રત્યક્ષ દર્શન થતાં નથી ત્યાં સુધી મૂર્તિ સન્મુખે પરોક્ષ પ્રાર્થના પણ પ્રત્યક્ષ ભણી જાય. તે માટે,

''હે વીતરાગ ભગવાન ! તમે મારી મહીં જ બેઠા છો પણ મને તેની ઓળખાણ નથી તેથી તમારાં દર્શન કરું છું. મને આ જ્ઞાની પુરુષે શીખવાડ્યું છે તેથી આ પ્રમાણે તમારાં દર્શન કરું છું. તો તમે મને મારી 'પોતાની' ઓળખાણ થાય એવી કૃપા કરો.'' - દાદા ભગવાન

આ મુજબ બધે દર્શન કરવાં.

પાંચ ઈન્દ્રિયોથી ઈશ્વરપ્રાપ્તિ માટે જે કંઈ પણ થાય તે ભક્તિ છે. પ્રત્યક્ષ ભક્તિથી ભગવાન ભેગા થાય. પરોક્ષ ભક્તિથી ધીમે ધીમે ઊર્ધ્વીકરણ થયા કરે. પ્રત્યક્ષ ભક્તિ એટલે કે જ્યાં ભગવાન પ્રગટ થયા છે, તેમની ભક્તિ. તેનાથી મોક્ષ મળે.

ભક્તિની સૂક્ષ્મતાના ભેદો છે. નામજાપથી એ સ્થૂળ ભક્તિ, સ્થાપનાથી એ સૂક્ષ્મ, દ્રવ્યથી એ સૂક્ષ્મતર ને ભાવથી એ સૂક્ષ્મતમ ભક્તિ છે.

ભક્તિમાર્ગથી મોક્ષ કે જ્ઞાનમાર્ગથી ? જ્ઞાનમાર્ગનો એક પાટો નંખાય, ત્યાં સમાંતરે ભક્તિમાર્ગનો બીજો પાટો નંખાય ત્યારે આ ગાડી મોક્ષના સ્ટેશને પહોંચે ! જેટલું જ્ઞાન લાધે તેટલી ભક્તિ સ્વયં પ્રગટ થાય છે. સ્વરૂપજ્ઞાન વિનાની ભક્તિથી સંસારફળ મળે ને બન્ને સાથે થાય ત્યાં મોક્ષ આવી મળે ! બુદ્ધિનો પ્રવેશ ત્યાં અપરાભક્તિ ને માત્ર જ્ઞાન સાથેની ભક્તિ તે પરાભક્તિ, જે મોક્ષમાં ફલિત થાય. પરાભક્તિનો આવિર્ભાવ એ

આ અક્રમ માર્ગની અણમોલ દેણગી છે !

## [૨૦] ગુરુ અને 'જ્ઞાની'

એક ફેરો ગુરુનું મંડન કર્યાં પછી ગમે તેવા, સન્નેપાતના સંયોગો દેખાય તોય ગુરુનું ખંડન ના કરાય. નિંદા તો શું અવળો વિચાર પણ ગુરુ માટે ના કરાય. ભયંકર વિરાધના કહેવાય. તે ઠેઠ નર્કે પણ લઇ જાય !

સંસારમાં શુભાશુભનું શીખવાડે તે ગુરુ ને શુભાશુભ છોડાવી શુદ્ધમાં બેસાડે તે જ્ઞાની.

ગુરુની જરૂર કેટલી ? ગુરુ વિના તો બારાખડીય ના ભણાય, તો ગુરુ વિના ભગવાન ભજાય કેમ કરીને ? સ્ટેશને જવામાંય ગુરુની જરૂર. ડગલે ને પગલે ગુરુની જરૂર. ને મોક્ષ માટે તો એક માત્ર 'જ્ઞાની' જોઇશે.

જ્યાં કંઇ પણ 'કરવાપણું' રહેતું નથી તે 'જ્ઞાની'ની કૃપા. મુક્તિ અપાવડાવે તે 'જ્ઞાની' !

'રેલ્વેના પોઇન્ટમેન'ની જેમ સવળે પાટે ચઢાવે એ સાચા લૌકિક ગુરુ, ને પોઇન્ટ ફેર કરી નાખે તે આજના લૌકિક ગુરુ ! ગુરુ એટલે ભારે. પોતે ડૂબે ને બેસનારનેય ડુબાડે. ગુરુકિલ્લી સહિત ગુરુ હોય તો તે ડૂબવા ના દે. 'આખા જગતનો હું શિષ્ય છું' એ ગુરુકિલ્લી! 'આ મારો શિષ્ય છે' એવું એક ક્ષણ પણ જેને ભાન ન વર્તે તેને શિષ્ય કરવાનો અધિકાર.

ગુરુપદે હૃદયમાં એક ફેરો બેસાડ્યા પછી ગુરુના ગમે તેવા વિપરીત વર્તન, વાણી કે સન્નેપાતના, ગાંડપણના ઉદયોમાં પણ ખંડન ના કરે તે સાચો શિષ્ય. ગુરુ પ્રત્યેની અતૂટ 'સીન્સીયારિટી' જ મોક્ષે લઇ જાય ! મંડાણ કર્યાં પછી ખંડન કરવું ભયંકર જોખમ છે. ગુરુ એ પાંચમી ઘાતી છે. અવળું ના જોવાય. નહીં તો ગુરુ કરવા જ નહીં, આરાધના ના થાય તેનો વાંધો નથી, પણ વિરાધના તો ન જ થવી જોઇએ. આ કાળના પૂર્વ વિરાધક જીવો છે. ગુરુની ખોડ, નિંદા કાઢ્યા વિના સખણા બેસી ના રહે !

ગુરુ કરતા નથી, ગુરુ થઇ જાય છે. નજર પડતાં જ હૈયું ઠરી જાય તે ગુરુપદે હૃદયમાં સ્થાપિત થાય છે. બાકી ગુરુની પરીક્ષા કર્યા પછી સ્થાપન કરવાનું ઝવેરીપણું કોણે કેળવ્યું છે ?

સંસારમાં શુભમાર્ગે ચઢાવે તે ગુરુ ને મોક્ષ રોકડો પરખાવે તે 'જ્ઞાની'!

## [૨૧] તપશ્ચર્યાના હેતુ !

જપ, તપ, વ્રતની જરૂર કેટલી ? 'ડ્રગિસ્ટ'ને ત્યાંની બધી જ દવા આપણને કામ લાગે ? જેને જે કોઠે લાગે તે જ લેવાય. આપણને કોઠે લાગી તે દવા સાચી, પણ તેથી કરીને બીજી દવાઓને ખોટી ના જ કહેવાય. એના માટે બીજા દર્દીઓ હોય. જપ-તપ આદિ શુભકર્મ બાંધે.

ખેંચી તાણીને, જાણીબૂજીને તપ કરવાનો આ કાળ નથી. આ કાળમાં તો એની મેળે આવી પડેલાં તપ સમતાપૂર્વક કરવાનાં. રેશન, કેરોસીન, ખાંડ, દૂધની અછતમાં હાયવોય કરતા, રાતદા'ડો તપતાં આ હત્ પુણ્યશાળીઓને વળી બીજા વધારાના તપ તે શાં તપવાનાં ?

'જ્ઞાની'ને ત્યાગાત્યાગ સંભવે નહીં. એ તો જે આવે તેનો નિકાલ કરી નાખે ! ભગવાને વસ્તુના ત્યાગને ત્યાગ નથી કહ્યો, વસ્તુની મૂર્ચ્છાના ત્યાગને ત્યાગ કહ્યો ! ભગવાન તો મૂળને જ જુએ ને !!!

પૂજ્ય દાદાશ્રીની આજ્ઞા મુજબની જીવનમાં એક અગિયારસ થાય તેનું કલ્યાણ નિશ્ચિત છે. પાંચ ઈન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો ને અગિયારમું મન, નિરાહારી રાખે તે સાચી અગિયારસ. ઉપવાસથી તનની, ને મનની ને વાણીની શુદ્ધિ થાય, જો ઉપયોગપૂર્વક થયો તો ! આયંબીલ- એક જ ધાનનો આહાર. માત્ર તેની લિમિટ પદ્ધતિસરની સચવાવાનો વિવેક હોવો જોઈએ. અજીર્ણના દર્દીએ ઉપવાસ અજીર્ણ મટે ત્યાં સુધી કરવો હિતાવહ છે. બાકી તપ, જપ ને ઉપવાસના સાધનો દ્વારા આત્મા જડે એવો નથી.

ઊણોદરી સમ કોઈ તપ નથી. પૂજ્ય દાદાશ્રીએ જીવનમાં સેમ્પલ પૂરતોય ઉપવાસ કર્યો નથી. હા, આખી જિંદગી ઊણોદરી કરેલું.

લાખ ઉપવાસ કરતાં કષાય ના ગયા તો તે ઉપવાસનું શું ફળ ? ઉપવાસ ને કષાય સાથે રહે તે ભયંકર ખોટ ખવડાવે. બે વાગ્યા સુધી જમવાનું ના મળે ત્યારે મનને કહી દેવું કે આજે ઉપવાસ, ને ત્યાં સમતામાં રહે તેના

જેવો ઉપવાસ એકેય નહીં !

## [૨૨] લૌકિક ધર્મો !

ધર્મમાં સૂક્ષ્મ પણ ઈચ્છાનો વાસ રહ્યો હોય તે ધર્મ, ધર્મ નથી, વેપાર છે !!!

'રિલેટીવ'માં કમાય, તે 'રિયલ'માં લૂંટાય. ધર્મમાં લૂંટબાજી ના ખપે. એનાં જોખમ તો કલ્પનાની બહાર છે.

સાધનાના સિદ્ધાંતો સમજ્યા વિણ સાધક તે શું સાધના કરે ? મોક્ષ અને પક્ષ બંને વિરોધાભાસી છે, વીતરાગવાણી વિના અવર ન કોઈ ઉપાય. પ્રત્યક્ષ જ્ઞાની સિવાય મોક્ષ સંભવે નહીં.

## [૨૩] મોક્ષ પામવો, ધ્યેય !

સિદ્ધદશા એટલે પરમાત્મસ્વરૂપની સ્થિતિ. ત્યાં કંઈ જ કરવાનું નથી. જ્ઞાતાદ્રષ્ટા ને પરમાનંદ એ એની સ્વાભાવિક દશા ! ત્યાં સિદ્ધગતિનું અનંત સુખ નિરંતર વેદવાનું.

મોક્ષ એટલે મુક્ત ભાવ. પ્રથમ સંસારી દુઃખોથી મુક્તિ પછી સર્વ કર્મોથી મુક્તિ. જે મુક્તપુરુષ હોય તેની પાસેથી મુક્તિ મળે.

જ્યાં કોઈપણ પ્રકારની ભીખ નથી. લક્ષ્મી, કીર્તિ, વિષયો, શિષ્યો, દેરાં, માનની, ત્યાં જગતની તમામ સત્તા ઝૂકે છે !

ભૂલ વગરની સમજણ થાય ત્યારે મોક્ષ થાય. દેહમાં આત્મબુદ્ધિ એ સંસાર ને આત્મામાં આત્મબુદ્ધિ એ મોક્ષ.

મોક્ષ એ જવાની, મેળવવાની, કે કોઈ સ્થિતિ નથી. એ તો પોતાનો સ્વભાવ જ છે. પોતે મોક્ષ સ્વરૂપ જ છે, માત્ર તેનું ભાન વિસરાયેલું છે. 'જ્ઞાની પુરુષ' પોતાના સ્વરૂપના સ્વભાવનું ભાન કરાવે છે. ત્યાંથી મોક્ષનો અનુભવ શરૂ થાય છે !

સરળમાં સરળ કોઈ વસ્તુ હોય તો મોક્ષમાર્ગ. બળદ ખેતરથી ઘેર સરળતાથી જાય ને ખેતરમાં ખેંચીને પરાણે લઈ જવો પડે. મોક્ષ તો પોતાનું

જ ઘર છે. સંસાર એ ખેડવાનું ખેતર છે. ત્યાં જ ભયંકર કષ્ટો, વિઘ્નો ને વિકલ્પો છે પોતાના ઘરમાં નિર્વિકલ્પ દશા છે, પરમાનંદ છે, અક્રિયતા છે !

'આત્મા' નિરંતર મુક્ત જ છે, ક્યારેય બંધાયો નથી. ભ્રાંતિથી બંધન ભાસે છે. 'જ્ઞાની' કૃપાથી ભ્રાંતિ ભાંગતાં જ મુક્તપણાનું ભાન થાય છે !

## ૨૪. મોક્ષમાર્ગની પ્રતીતિ !

**મોક્ષ મેળવવાનો :**

| | |
|---|---|
| ધર્મ કયો ? | : આત્મધર્મ ! |
| વેશ કયો ? | : ગમે તે ! |
| કયા સ્થાનકમાં ? | : વીતરાગ સ્થાનકમાં ! |
| કઈ દશામાં ? | : વીતરાગ દશામાં ! |
| કયા વાડામાં ? | : નિષ્પક્ષ ત્યાં ! |
| સદ્ગુરુની પિછાણ શું ? | : નિશદિન આત્માનો ઉપયોગ, અપૂર્વ અજોડ છતાં અનુભવગમ્ય વાણી ! |
| પ્રતીતિ શું ? | : ત્યાં આત્મા ઠરે. |
| લક્ષણ શું ? | : કષાય રહિત પરિણામ. |
| આ કાળમાં અસ્તિ ક્યાં ? | : સંપૂજ્ય શ્રી દાદાશ્રી ! |
| પ્રાપ્તિ કેવી રીતે ? | : પરમ વિનયથી. |
| સમ્યકત્વની પ્રાપ્તિ ક્યાંથી ? | : કષાયરહિત સદ્ગુરુથી. |
| ધર્મ કેવી રીતે થાય ? | : કષાયરહિત સદ્ગુરુથી. |
| ધર્મનું સાધન શું ? | : ઉપાદાનની જાગૃતિ. |
| ધર્મ કોને કહેવાય ? | : કષાયનું ઘટવું તે. |
| મોક્ષનો સરળ ઉપાય ? | : કષાયરહિત 'જ્ઞાની'ની સેવા. |

| | |
|---|---|
| ક્યા સાધનથી મોક્ષ ? | : આત્મજ્ઞાનથી. |
| મોક્ષમાર્ગમાં વ્યવહારનું નડતર ખરું ? | : ના, નડતર છે અજ્ઞાનનું. |
| મોક્ષમાર્ગમાં શાસન દેવ-દેવીઓની ભજનાની જરૂર ખરી ? | : હા, માર્ગમાં કોઈ અડચણ ના આવે તે માટે. |
| જૈનોની ચોથ સાચી કે પાંચમ ? | : જે અનકૂળ આવે તે સાચી. જેનાથી ધર્મ થાય તે સાચી, ને અધર્મ થાય તે ખોટી. |
| જૈન કોને કહેવાય ? | : જિનની કે જિનેશ્વરની વાણી સાંભળી હોય તે. સાંભળીને, શ્રદ્ધીને એ સંપૂર્ણ પાળી તે સાધુ અને અંશે પાળી તે શ્રાવક ! |

## [૨૫] આઈ એન્ડ માય

Separate I & My with Gyani's Separator. I is immortal. My is mortal. - દાદા ભગવાન.

જ્યાં જ્યાં 'My'ની વળગણ છે તે બાજુ પર ખસેડાય તો અંતે Absolute 'I' જડે.

" 'I' એ ભગવાન ને 'My' એ માયા." - દાદા ભગવાન.

જ્ઞાની 'I' & 'My'ની વચ્ચે બાણહદ નાખી આપે.

## [૨૬] યાદગીરી - રાગદ્વેષાધીન

યાદગીરી રાગ-દ્વેષને આધીન છે, જેમાં જેમાં રાગ અગર દ્વેષ, તેની યાદગીરી સતાવે.

આત્મા સિવાય કંઈ જ ના સાંભરે તે વીતરાગ. 'જ્ઞાની' નિરંતર આત્મસ્થ હોવા કારણે તેમને જગત વિસ્મૃત હોય પણ દર્શનમાં તેમને બધું જ દેખાય. યાદગીરી એ પૌદ્ગલિક શક્તિ છે. દર્શન એ આત્માની શક્તિ છે.

યાદ આવે તે પરિગ્રહ. છતાં જ્ઞાની યાદ આવે તે રાગને પ્રશસ્ત રાગ કહ્યો. જે રાગ સંસારની મમતા ઉડાડીને જ્ઞાનીમાં બેસાડે. તો તે રાગ જ મોક્ષનું કારણ છે.

ફૂલાં ચઢાવે તેના પર રાગ નહીં, ને ગાળો દે તેના પર દ્વેષ નહીં એનું નામ સમતા. સમતાભાવ ગોથું ખવડાવે, જ્ઞાતા-દ્રષ્ટા ભાવમાં જાગૃતિ સતત હોય.

સંસારમાં સંતોષ થાય પણ તૃપ્તિ ના થાય. સંતોષથી તો નવાં બીજ નંખાય !

## [૨૭] નિખાલસ !

આત્મજ્ઞાન ત્યાં ખરી નિખાલસતા. શાસ્ત્રો વાંચવાની જરૂર નથી, નિખાલસ થવાનું છે. નિખાલસ એટલે પ્યૉર !

અસામાન્ય મનુષ્ય એટલે જે જીવમાત્રને મદદરૂપ થઈ પડે ! પોતે પ્રકૃતિથી પર બને. સચ્ચી આઝાદી મેળવે તે !

## [૨૮] મુક્ત હાસ્ય !

મુક્ત હાસ્ય સંપૂર્ણ મુક્ત પુરુષના મુખારવિંદની સદાની શોભા છે ! મહીંલી જાતજાતની ખેંચો, દોષો, એટીકેટનાં ભૂતાં હાસ્યને ખેંચેલું રાખે. સરળતા, નિર્દોષતા, તેટલું હાસ્ય મુક્ત ! વીતરાગતા ત્યાં સંપૂર્ણ મુક્ત હાસ્ય !

## [૨૯] ચિંતા : સમતા

ચિંતા તો ચાર પગની ગતિ ચીતરે !

ખુદાને અડીને બેસે 'જ્ઞાની' ને એ 'જ્ઞાની'ની નજીકમાં બેસે તે ખુદાની નજદીક કેટલો ગયો !!! ત્યાં નીરવ શાંતિની અનુભૂતિ સિવાય અન્ય શું હોઈ શકે ?

## [૩૦] સંયમ પરિણામ

બાહ્ય સંયમને ભગવાને સંયમ કહ્યો નથી. પર પરિણતિ ઉત્પન્ન ના

થાય એ સંપૂર્ણ સંયમ કહેવાય. ક્રોધ-માન-માયા-લોભના સંયમને સંયમ પરિણામ કહેવાય. સંયમથી જ આત્મશક્તિ પ્રગટે.

## [૩૧] ઈચ્છા પૂર્તિનો કાયદો !

મનનો સ્વભાવ નિત નવું નવું ખોળવાનો છે. મહીં જાતજાતની ઈચ્છાઓ થયા કરે, ત્યાં કુદરત એને કહે કે તારી બધી જ અરજીઓનો સ્વીકાર થશે, પણ અમારી અનુકૂળતાએ ! ઈચ્છા થાય ને વસ્તુ મળે તે અધોગતિએ લઇ જાય ને ઈચ્છા હોય છતાં વસ્તુનું ઠેકાણું ના પાડે તે ઊર્ધ્વગતિમાં લઇ જાય.

## [૩૨] ટી.વી.ની ટેવો !

મનુષ્યદેહ મહાપરાણે મળ્યો છે. પણ જેની સમજણ હોય એવું એ વાપરી ખાય. કૃષ્ણ ભગવાન ગીતામાં એ જ કહી ગયા કે મનુષ્યો અનર્થ ટાઈમ વેડફી રહ્યા છે. સમજણના અભાવને લઈને મનુષ્યપણું ખૂંચવાઈ જાય ને બધો ટાઈમ વેડફાઈ જાય.

## [૩૩] લોભની અટકણ

પોતાની પાસે બધું જ છે, છતાં ખોળે તે લોભિયો. 'વ્યવસ્થિતમાં જે હો તે ભલે હો.' કહેવાથી લોભની ગાંઠ તૂટવા માંડે.

## [૩૪] લગામ છોડી દો

એક ક્ષણ પણ પાંચ ઈન્દ્રિયરૂપી ઘોડાની લગામ છૂટતી નથી ને ઉતાર આવે ત્યાં ખેંચવાને બદલે ઢીલી મૂકે ને ચઢાણ આગળ ઢીલ મૂકવાની ત્યાં ખેંચે ! જ્ઞાની પુરુષ તેથી લગામ 'વ્યવસ્થિત'ને સોંપી 'જોયા' કરવાનો પ્રયોગ આપે છે. અઠવાડિયામાં રવિવારે આ પ્રયોગ કરવાથી 'વ્યવસ્થિત' યથાર્થપણે સમજાવા માંડે, વર્તન શું થઇ રહ્યું છે. વાણીથી 'રેકર્ડ' કેવી વાગી રહી છે. તેને અને મનને 'પોતે' જોયા કરવાનું છે. જેટલા અંશે મન, વાણી ને કાયાને છૂટા ભાળ્યાં તેટલા અંશે કેવળજ્ઞાન ઉપજે. મન, વચન, કાયાની ક્રિયાને ખસેડવાની કે ફેરફાર કરવાની નથી, તેને માત્ર જોવાની જ છે ! 'ડિસ્ચાર્જ'ને કઇ રીતે ફેરવી શકાય ? પોતે પોતાના જ પુદ્ગલ પરિણામોને

જોયા કરે ત્યારે કેવળજ્ઞાન સત્તામાં હોય! 'શું બને છે એ જોયા કરવું.' એ જ્ઞાનીઓનો અંતિમ દશાનો સંયમ છે !

## [૩૫] કર્મની થીયરી

સમાધાન ત્યાં ધર્મ, અસમાધાન ત્યાં અધર્મ.

કર્મ શું છે ? તમે જ્ઞાની હો તો તમારાં કર્મ નથી, અજ્ઞાની હો તો કર્મ તમારાં છે, કર્તાભાવથી કર્મ બંધાય. 'મેં કર્યું' એ આરોપિત ભાવથી કર્મ બંધાય. 'હું ચંદુલાલ છું' એ જ કર્મ છે. આત્મા કર્મનો કર્તા નથી. ભ્રાંતિથી તેમ ભાસે છે, ભ્રાંતિ ખસે કે કર્મનો કર્તા નથી ને કર્મેય નથી. કર્મ કરે છે કોણ ? પુદ્ગલ કે આત્મા ? બન્નેમાંથી કોઇ નહીં, અહંકાર જ કર્મ કરે છે. આત્મા વ્યવહારથી કર્તા છે ને નિશ્ચયથી અકર્તા છે. આત્મા સ્વભાવકર્મનો કર્તા છે. પણ રોંગ બીલિફથી 'હું ચંદુલાલ છું' એમ માને છે ને કર્મ બંધાય છે. આત્માની હાજરીથી અહંકાર ઊભો થાય છે ને તેમાં કર્તાભાવ ઊભો થાય છે ને તે ભાવ પ્રમાણે પુદ્ગલ સક્રિય બની જાય છે ! અહંકાર ગયો કે બધું થઇ ગયું ખલાસ !!! 'જ્ઞાની પુરુષ' પોતાના સ્વરૂપનું ભાન કરાવડાવે પછી કર્મ બંધાય જ નહીં.

અનંત અવતારોનાં કર્મો એટલે બધા અવતારોનાં કર્મોનો સરવાળો નહીં પણ સરવૈયારૂપેનાં કર્મો ! શુભ કર્મ ભોગવતાં મીઠાશ આવે ને અશુભ ભોગવતાં કડવાટ !

સ્થૂળ કર્મો, એટલે કે પાંચ ઇન્દ્રિયોથી અનુભવમાં આવતાં કર્મોનું ફળ અહીં ને અહીં ભોગવાઇ જાય છે ને સૂક્ષ્મ કર્મ, જે દેખાય નહીં, માલિકનેય ખબર ના પડે. તે કર્મોનું ફળ આવતા ભવે ભોગવાય છે. દાન આપે છે તે સ્થૂળ કર્મ. તેનું ફળ નામ, કીર્તિ, વાહવાહ રૂપે લોકો તરત આપશે જ, પણ દાન આપતા સમયે મહી ભાવની વર્તના, જેવી કે, આ મેયરના દબાણને લીધે આપવું પડ્યું, નહીં તો ના આપત, અગર તો મારી પાસે વધુ હોત તો વધારે આપત એવા ભાવની વર્તના જ આવતા ભવે ફલિત થાય છે. સ્થૂળ ક્રિયાની પાછળનો અભિપ્રાય જ સૂક્ષ્મકર્મ 'ચાર્જ' કરે છે સ્થૂળકર્મ 'ડિસ્ચાર્જ' સ્વરૂપે છે, તેથી તેની સ્વાભાવિક ક્રિયા હોય છે, કોઇ કર્તા નથી, ને સૂક્ષ્મ કર્મનો કર્તા અહંકાર છે. 'મેં કર્યું' એ ભાવ જ કર્મ બાંધે છે

અક્રમવિજ્ઞાન કહે છે. 'કર્મ'થી નહી કિંતુ 'વ્યવસ્થિત' શક્તિથી તમારું ચાલે છે. કર્મ તો મહીં પડેલું જ છે પણ તેને રૂપકમાં લાવનાર 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે, કર્મ તો 'વ્યવસ્થિત'નો એક અંશ છે !

આત્માની ચૈતન્ય શક્તિ એવી છે કે રોંગ બીલિફથી વિકલ્પ થાય છે કે આ હું છું, તરત સક્રિય સ્વભાવી પરમાણુઓ ત્યાં જ 'ચાર્જ' થઇ જઇને આત્માને વીંટળાઇ વળે છે, જેને કર્મ કહે છે.

પાછી પાની કર્યા વિના, મન, વચન, કાયાના તદ્દન એકાકારથી જે કરવામાં આવે તેનાથી ભયંકર ચીકણાં કર્મો બંધાય, જેનાથી છૂટવાનું બહુ ભારે પડે, અસંખ્ય વાર થયેલાં આલોચના, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાનથી જ છૂટાય.

'હું ચંદુલાલ છું' કરી જે જે કરવામાં આવે, પછી નિષ્કામ કરવા જાય તોય કર્મ, શુભકર્મ તો બંધાય જ છે. નિષ્કામ કર્મમાં પોતે અકર્તા ના થાય, 'પોતે કોણ છે' એ નક્કી ના થાય, ત્યાં સુધી કેમ કરીને થઇ શકે ? ક્રોધ-માન-માયા-લોભની હયાતી અને નિષ્કામ કર્મ બે કેમ બની શકે ? 'હું નિષ્કામ કર્મ કરું છું' એ માન્યતા જાય શી રીતે ? નિષ્કામ એટલે પરિણામની ધારણા વિના કર્યે જવું તે, આટલું કોણ કરી શકે ?

અનુમોદના બે પ્રકારે એકમાં અનુમોદનાના આધારે જ ક્રિયા થાય તે વધુ જવાબદાર છે, જ્યારે બીજામાં ખાલી હાજી, હા જ હોય. એ ના હોય તોય થતી ક્રિયામાં કોઇ ફરક પડવાનો ના હોય. તેની જવાબદારી એટલી હોતી નથી. ધર્મમાં અવળી અનુમોદના ભયંકર દોષ બાંધે છે !

## [૩૬] ભાવ, ભાવ્ય ને ભાવક

મહીં ભાવકો છે તે ભાવ કરાવડાવે છે, આત્મા નહીં. મહીં ભાવક, ક્રોધક, લોભક, નિંદક અને ચેતકેય છે. ભાવકો ભાવ કરાવડાવે ત્યારે આત્મા ભાવ્ય થઇ જાય છે, નિજ સ્વરૂપનું ભાન ભૂલ્યો છે તેથી જ સ્તો ને ! ભાવ્ય ભાવકમાં ભળે ત્યાં યોનિમાં બીજ પડે. ભાવ્ય ભાવકમાં ભળ્યા વિના છુટ્ટો રહીને 'જોયા' કરે તો બંધન નથી. આટલું જ આત્મવિજ્ઞાન સમજવાની જરૂર છે.

ભાવકો એ નથી વેદનીય કે નથી વિકલ્પ, એ નથી અંતઃકરણનો કોઇ ભાગ. અંતઃકરણેય ભાવકોનું દોર્યું દોરવાય. ભાવકો ભાવ કરાવડાવે ત્યારે આત્મા મૂર્છિત થઇ જાય. ક્ષણે ક્ષણે પલટાય તે આત્મા ના જ હોય, એ ભાવકો છે.

પ્રમેય પ્રમાણે પ્રમાતા થાય. સમૃદ્ધિ ને સંસારભાવ વધે તેમ તેનું પ્રમેય વધે. તેમ પ્રમાતાય વધે. ખરેખર પ્રમાતા તેનું નામ કે આત્મા આખા બ્રહ્માંડમાં પ્રકાશમાન થાય. પ્રમેય આખું બ્રહ્માંડ છે, જ્યાં લોક છે ત્યાં.

## [૩૭] ક્રિયાશક્તિ : ભાવશક્તિ

ભાવશક્તિ જ પોતાના હાથમાં છે, ક્રિયાશક્તિ નહીં. તેમાંય મોક્ષે જવાના ભાવ સિવાય અન્ય કોઇ ભાવ કરવા જેવા નથી. જે ભાવ થાય છે તે નેચરમાં જમે થાય છે નેચર પછી તેને બીજા બધા જ સંયોગો ભેળા કરી આપી કાર્યને રૂપકમાં લાવવા સહાય કરે.

ભાવ એવી સૂક્ષ્મ વસ્તુ છે કે જેને કોઇ જોઇ જ ના શકે, જ્ઞાની સિવાય ! ભાવથી યોજના ઘડાઇ બીજા અવતારમાં ફલિત થાય. ઇચ્છા એ પરિણામ છે. ભાવ એ કારણ છે. 'આ જગતની કોઇ પણ ચીજ મને ખપતી નથી.' નિશ્ચય થતાં ભાવને સીલ વાગે. સ્વરૂપજ્ઞાન થયા પછી ઇચ્છાઓ ઇફેક્ટ્સરૂપે જ હોય છે.

વિચાર અને ભાવમાં ઘણો ફેર. ભાવ એકલું જ જ્ઞાન સિવાય પકડાય જ નહીં. વિચાર એ ઇફેક્ટ છે, ભાવ એ 'કોઝ' છે. ભાવ દ્રવ્યમાં પરિણમતા ઘણો ઘણો ટાઇમ જાય. ભાવ કોમ્પ્યુટરમાં જાય, તેને પરિપક્વ થવા બીજા બધા જ સંયોગો ભેગા થવા જોઇએ.

પ્રતિપક્ષી ભાવ જગતને થયા વિના રહે જ નહીં, 'આણે મને આમ કેમ કહ્યું ?' એ પ્રતિપક્ષી ભાવ પરાક્રમ ભાવમાં આવેલાને તો આ મારાં જ કર્મનો ઉદય છે એમ દેખાય !

મન એકલું જ નહીં પણ આખું અંતઃકરણ બગડે ત્યારે પ્રતિપક્ષી ભાવ થાય. મન બગડે ત્યાં પ્રતિક્રમણ કરે એટલે તે સુધરી જાય.

જ્ઞાનીની આંખોમાં કોઇ પણ પ્રકારનો ભાવ ના દેખાય. પ્રતિપક્ષી ભાવ જ શું પણ કોઈપણ પ્રકારનો ભાવ જ્યાં નથી તેનાં દર્શન કરતાં જ સમાધિ થઇ જાય !

ભાવનું ફોર્મ ભરેલું હોય ત્યાં તો જ બીજા બધા 'એવિડન્સિસ' ભેગા થાય ને ફળ આવે. ના પરણવું હોય તેણે ના પરણવાના ભાવમાં દૃઢ રહે તો તેને તેવા 'એવિડન્સિસ' મળી આવે ! પણ બીજ ના નાખ્યું હોય ત્યાં ગમે તેટલો વરસાદ પડે તોય તે કેવી રીતે ઊગે ? સડેલું બીજ ના ઊગે તેમ ડગુમગુ થતો ભાવ રૂપકમાં આવ્યા વિના ઊડી જાય.

સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ પછી ભાવકર્મ જ ઊડી જાય. પછી ભૂતભાવ રહે. ભાવિ ભાવ થવાનાં બંધ થાય ને વર્તમાનમાં તો સ્વભાવ ભાવમાં જ હોય !

અજ્ઞાનદશામાં ભાવાત્મા છે ને જ્ઞાનદશામાં જ્ઞાનાત્મા. ભાવાત્મા પાસે ભાવસત્તા એકલી જ હોવાના કારણે એનાથી થયેલા ભાવો નેચરમાં જાય છે, જે કુદરત પુદ્ગલમિશ્રિત બનાવીને રૂપકમાં લાવે છે. આમાં આત્માની કોઇ સક્રિયતા નથી. 'વ્યવસ્થિત' જ બધું 'એડજસ્ટ' કરી આપે છે.

બ્રહ્મચર્યના ભાવ થતાં થતાં ભાવસ્વરૂપ થઇ જાય તો આવતા ભવે સુંદર બ્રહ્મચર્ય ઉદયમાં આવે ! 'જગતનું કલ્યાણ કેમ કરીને થાય' તેવા ભાવો થતાં થતાં તેના ભાવસ્વરૂપે તેવો ભાવાત્મા થાય. પ્રથમ ભાવાત્મા તીર્થંકર થાય. પછી દ્રવ્યાત્મા તીર્થંકર થાય. વિકલ્પ ભાવને જન્માવે છે ! મહીં જે પરમાણુઓની ડિમાન્ડ થાય છે તે પ્રમાણે 'વ્યવસ્થિત' ભેગું કરી આપીને ડિમાન્ડ પૂરી કરે છે. ભમરડો વીંટાય છે તે ભાવ છે ને ખૂલતો જાય તે દ્રવ્ય છે.

શુદ્ધાત્માને ભાવ જ ના હોય પણ પ્રતિષ્ઠિત ભાવ કરે છે. ભાવ દ્રઢ થાય તે રૂપકમાં આવે.

ક્રમિકમાં દ્રવ્યને તોડ તોડ કરવાનું. અક્રમમાં દ્રવ્ય, ભાવ બન્નેને બાજુએ મૂકી દેવામાં આવે છે પછી ત્યાં કેવળ શુદ્ધાત્માપદની સ્થિતિ રહે.

ભાવમન ભ્રાંતિથી ઉત્પન્ન થાય છે ને દ્રવ્યમન એ 'ફિઝિકલ' છે.

ગયા અવતારનું ભાવકર્મ આ અવતારમાં દ્રવ્યકર્મ કે જે આવરણ સ્વરૂપે હોય છે, તે આઠ કર્મના ચક્ષુ લાવે છે અને તેના થ્રુ જોવાથી તેવા નવા ભાવ ઉત્પન્ન થાય છે. જે પુદ્ગલ પરમાણુઓ પકડી લે છે પછી તેવું દ્રવ્ય પરિણામમાં આવે છે. પરમાણુઓ પકડાય છે ત્યાં પ્રયોગશા થાય છે, જે પછી મિશ્રસારૂપે મહીં પડી રહે છે તે ઠેઠ કડવાં મીઠાં ફળ આપીને ચાલ્યાં જાય છે, પાછાં મૂળ શુદ્ધ વિશ્રસા અવસ્થામાં ! પણ તે ફળ વખતે પાછો પોતે તન્મયાકાર થાય તો નવો પ્રયોગશા થઈ ને સાયકલ ચાલ્યા કરે. આત્મભાવમાં આવી જાય, પછી તન્મયાકાર થવાપણું નહીં રહેવાથી 'ચાર્જ' થવાનો પ્રયોગ અટકે છે.

પોતાથી ખોટું થાય ને મનમાં રહ્યા કરે કે આ ખોટું થયું, ખોટું થયું તે પ્રતિભાવ. જ્ઞાનીને પ્રતિભાવ ના હોય.

## [૩૮] 'સ્વ'માં જ સ્વસ્થતા !

અવસ્થામાં ભળ્યો કે થયો અસ્વસ્થ. 'સ્વ'માં મુકામ ત્યાં સ્વસ્થ.

## [૩૯] જ્ઞાનનું સ્વરૂપ : કાળનું સ્વરૂપ

પ્રારબ્ધથી દરેક માણસ બંધાયેલા તો હોય. તેથી તો અવતાર થાય. જ્ઞાન પછી નવું આવતા ભવનું પ્રારબ્ધ બંધાય નહીં એવું અક્રમ વિજ્ઞાન છે.

જ્ઞાની પુરુષ નિરંતર વર્તમાનમાં જ વર્તતા હોય ! તેથી કાળને વશ કર્યો કહેવાય !

## [૪૦] વાણીનું સ્વરૂપ

જે બોલે છે તે ટેપરેકર્ડ બોલે છે, પોતે નથી બોલતો, ને અહંકાર કરે છે કે હું બોલ્યો ! આત્મામાં બોલવાનો ગુણ જ નથી. તેમ જ પુદ્ગલનોય ગુણ નથી. શબ્દ એ પુદ્ગલ પર્યાય છે. પરમાણુઓ ઘસડાઈ ઘસડાઈ ને વાજામાંથી નીકળે ત્યારે અવાજ થાય છે તેના જેવું છે આ !

જ્ઞાનીની વાણીય ટેપરેકર્ડ છે, ચેતન નથી. પરંતુ ચેતનને સ્પર્શીને નીકળે છે ! જ્ઞાનીની વાણી સ્યાદ્વાદ એટલે કોઈનું કિંચિત્માત્ર પ્રમાણ ના દુભાય તેવી હોય. સંપૂર્ણ જાગૃતિપૂર્વક એ વાણી નીકળે અને તે સામાના

હિત માટેની જ હોય. સંસારભાવ ત્યાં હોય જ નહીં.

જ્ઞાનીની વાણી ઉલ્લાસભેર સાંભળ સાંભળ કરે તો તેવી પોતાની વાણી થાય.

સર્વ કર્મોનો ક્ષય થાય, કષાય નિર્મૂળ થાય, આખું વીતરાગ વિજ્ઞાન હાજર થાય. આત્માનો સ્પષ્ટ અનુભવ થાય, અહંકારની ભૂમિકાનો અંત આવે, જગત આખું નિર્દોષ દેખાય. ત્યારે સ્યાદ્‌વાદ વાણીનો ભવ્ય ઉદય થાય ! ત્યાં સુધી બુદ્ધિની, વ્યવહારની વાત ગણાય. ત્યાં સુધી મોક્ષમાર્ગમાં ઉપદેશ આપવો એ ભયંકર જોખમ ગણાય. જ્યાં વાદ નથી, વિવાદ નથી, સંવાદ નથી. જ્યાં માત્ર સ્યાદ્‌વાદ છે તેનાથી જ ઉપદેશ અપાય. સત્‌ની સમજણમાં સંવાદ વિવાદ નથી.

આપણું ખરું છે માટે સામાએ માનવું. એ ભાવ પણ ભયંકર રોગ છે ! સાચી વાત સામો કબૂલ કરે જ ને ના કરે તો આપણે છોડી દેવું.

ભૂલ વગરની વાણી તો ત્યારે જ નીકળે કે જ્યારે વાણી પરનો માલિકી ભાવ શૂન્યતાને પામ્યો હોય ! 'હું કેવું સરસ બોલ્યો' એ ભાવ આવ્યો ત્યાં વાણીનો માલિકીભાવ રહેલો હોય જ.

વાણીથી સ્વબચાવ કરવો એ એક ધર્મચર્ચાની રીત, સામાને કષાયરહિત ભૂમિકામાં જઈને 'કન્વિસ' કરે, તેને ફેરવે તે બીજી રીત. અને સામાને ફેરવવા જતાં પોતે જ તેનાથી ફરી જાય ! એ ત્રીજી રીત !

જ્યાં વીતરાગ ચારિત્રની વર્તના છે, એવા જ્ઞાનીની સ્યાદ્‌વાદ વાણી મીઠી, મધુરી કોઈને આઘાત-પ્રત્યાઘાત ના કરાવે. સંપૂર્ણ ખેંચ રહિતની વાણી જ સામાના હૃદયને સ્પર્શે ને ત્યારે લોકોનું કલ્યાણ થાય ! આ વાણી અજોડ હોય. જ્ઞાનીની અજાયબ સિદ્ધિ હોય. આપણે પણ એ ભાવથી 'એવી વાણી હો'ની પ્રાર્થના કરીએ તો તે પ્રાપ્ત થાય.

વચનબળ તો તેને કહેવાય કે જે વચન મુજબ જ બધા ઉલ્લાસભેર વર્તે ! વાણીનો દુરૂપયોગ, જૂઠ, સામાને ડરાવ્યા, જૂઠના સહારે સ્વબચાવ, દુરાગ્રહ કરેલા હોય તેનાથી વચનબળ તૂટી જાય. સામાના હૃદયને ઘા કરનારી વાણી આવતા ભવે તેના ફળસ્વરૂપે બંધ થઈ જાય. 'કોઈને જરાય

દુઃખ દેવું નથી, ને વચનબળ પ્રાપ્ત હો.' એ માગણી જ્ઞાની પાસે કર્યા કરવાથી તે મળે. બોલી ઊઠવાની જગ્યાએ મૌન રહે તે મૌન તપોબળ. મૌનનું મહત્વ નથી, મૌન સાથે તપોબળ જોઈશે. જ્ઞાનીઓનાં મૌન તપોબળ હોય, જે આખા જગતનું કલ્યાણ કરનાર હોય. મુખ પરથી ભાવાભાવની રેખા ના દેખાય ત્યારે સમજવું કે વાણીનું માલિકીપણું ગયું, ત્યાં સંપૂર્ણ મુક્ત દશા તે.

અહંકાર વિના વાણી નીકળે જ નહીં, વાણી એ ખુલ્લો અહંકાર છે. ફક્ત 'જ્ઞાની પુરુષ'ની સ્યાદ્‌વાદ વાણી સમયે અહંકાર નથી હોતો, એ સિવાય બીજું કંઈ પણ બોલે તો તે તેમનો અહંકાર જ છે, પણ તેને 'ડિસ્ચાર્જ' અહંકાર કહેવાય.

વાણીનો પરિગ્રહ 'હું કેવું બોલ્યો' તે ને 'હું બોલું છું' એટલે કર્મબીજ પડ્યું. આમ સંસારમાં વાણી રઝળાવેય છે ને વીતરાગ વાણી સંસારસાગર તરાવે પણ છે !

આ ટેપરેકર્ડ કેવી રીતે 'ટેપ' થાય છે ? અહંકારની પ્રેરણાથી પહેલાં મહીં વાણીનું 'કોડવર્ડ' થાય છે. 'કોડવર્ડ'માંથી 'શોર્ટહેન્ડ' થાય છે તે પછી જ્યારે વાગે છે ત્યારે આ સંભળાય છે તે 'ફૂલ ડીટેઈલ'માં નીકળે છે તેથી.

મુખ પરથી ભાવાભાવી રેખા ના દેખાય ત્યારે સમજવું કે વાણીનું આપણા ભાવ પ્રમાણે 'ટેપ' થાય. ભાવમાં તો ખાલી આનું અપમાન કરવું એટલું જ હોય પછી સંયોગો થાય ત્યારે કલાકો સુધી ગાળો દેતી વાણી એની મેળે જ નીકળે છે. ભાવ થાય છે તે વખતે જ 'કોડવર્ડ'માં છપાઈ જાય છે ને પછી 'શોર્ટહેન્ડ'માં થઈને બહાર નીકળે છે ત્યારે 'ફૂલ ફોર્મ'માં નીકળે છે ! આત્માને પરમાણુઓ ભેગા થાય ત્યાં ત્યાં આત્માની હાજરીમાં ભાવાભાવના સ્પંદનો જાગે ને તેમાં અહંકાર ભળે કે એ સ્પંદનનું ટાઈપ થઈ જાય. ગતભાવો ઉદયમાં આવે ને તે મુજબ જ તરત જ ટેપ થઈ વાણી નીકળે છે વાણી નીકળે છે તે પ્યોર ગતભાવોનું 'ડિસ્ચાર્જ' જ છે.

કોઈનું કિંચિત્‌માત્ર અવળું-સવળું બોલાયું તો તે ટેપ થઈ જ જાય, પણ આ મનુષ્યનું મન, દેહ પણ એવું છે કે જેમાં ટેપ થઈ જાય છે. ઊંઘતા પાસે અવળું બોલાય તોય તે પકડાય છે ! અહીં આ કુદરતની મશીનરી

છે ! અંધારામાં કે એકલામાં આવું બોલાયું તો આવું ઝેર જેવું સાંભળવાનું આવે. આપણા તરફથી સહેજ પણ અવળાં સ્પંદન ઊભાં થતાંની સાથે જ પ્રતિક્રમણ કરી તેને ભૂંસી નાંખવા.

આપણે બોલ્યા તેય રેકર્ડ છે પણ સામો બોલ્યો તે પણ રેકર્ડ જ છે. આટલું જ સમજી લઈએ કે પછી ક્યારેય કોઈનો બોલ વાગે નહીં.

''સ્થૂળ સંયોગો, સૂક્ષ્મ સંયોગો, વાણીના સંયોગો પર છે ને પરાધીન છે.''

- દાદા ભગવાન

વાણીની મર્યાદા કેટલી ? સમજ કેવળદર્શનની હોવા છતાં 'એટ એ ટાઈમ' એકથી વધારે 'વ્યુ પોઈન્ટ' ક્લિયર ના કરી શકે. જ્યારે દર્શન 'એટ એ ટાઈમ' સમગ્ર ડિગ્રીએ ફરી વળી શકે.

વિશ્વના તમામ રહસ્યજ્ઞાન, ગૂઢ જ્ઞાનને જાણવા 'આત્મજ્ઞાની પુરુષ' પાસે ગયા વિના છૂટકો જ નથી. તેથી તો શાસ્ત્રકારોએ જ્ઞાની પુરુષને દેહધારી સ્વયં પરમાત્મા જ કહ્યા છે. ત્યાં જઈએ તો પોતાનો આત્મા જાણવા મળે !

**- ડૉ. નીરુબેન અમીન**

# અનુક્રમણિકા

## [૧] જાગૃતિ



## [૨] ધ્યાન



## [૩] પ્રારબ્ધ-પુરુષાર્થ



## [૪] શ્રદ્ધા

## [૫] અભિપ્રાય



## [૬] આવડતનો અંધાપો



## [૭] અંતરાય



## [૮] તિરસ્કાર - તરછોડ



## [૯] 'વ્યક્તિત્વ સૌરભ'



## [૧૦] અક્રમ માર્ગ



## [૧૧] આત્મા અને અહંકાર

## [૧૨] વ્યવસ્થા વ્યવસ્થિતની !



## [૧૩] વ્યવહારધર્મ : સ્વાભાવિકધર્મ



## [૧૪] સાચી સમજ, ધર્મની !



## [૧૫] વર્તનામાં ધર્મ !



## [૧૬] રિલેટિવ ધર્મ : વિજ્ઞાન

## [૧૭] ભગવાનનું સ્વરૂપ જ્ઞાન દૃષ્ટિથી



## [૧૮] જ્ઞાતાપદની ઓળખ !



## [૧૯] યથાર્થ ભક્તિમાર્ગ !



## [૨૦] ગુરુ અને જ્ઞાની



## [૨૧] તપશ્ચર્યાના હેતુ !



## [૨૨] લૌકિક ધર્મો !

## [૨૩] મોક્ષ પામવો, ધ્યેય !



## [૨૪] મોક્ષમાર્ગની પ્રતીતિ !



## [૨૫] I & My



## [૨૬] યાદગીરી - રાગદ્વેષાધીન



## [૨૭] નિખાલસ !



## [૨૮] મુક્ત હાસ્ય !



## [૨૯] ચિંતા : સમતા



## [૩૦] સંયમ પરિણામ

## [૩૬] ભાવ, ભાવ્ય ને ભાવક



## [૩૭] ક્રિયાશક્તિ : ભાવશક્તિ



## [૩૮] 'સ્વ'માં જ સ્વસ્થતા !



## [૩૯] જ્ઞાનનું સ્વરૂપઃ કાળનું સ્વરૂપ



## [૪૦] વાણીનું સ્વરૂપ

# આપ્તવાણી

## શ્રેણી - ૪

## (૧)
## જાગૃતિ

### જાગૃતિ હોજો, અચળ સ્વભાવની !

જ્યાં આત્મા નથી ત્યાં 'હું છું' એવી પ્રતિષ્ઠા કરી, માટે પ્રતિષ્ઠિત આત્મા થયો. એમાં ચેતન છે જ નહીં. એ 'મિકેનિકલ ચેતન' છે. એ દરઅસલ આત્મા નથી, ખાલી 'મશીનરી' જ છે. જો કદી એમાં પેટ્રોલ વિગેરે ના પૂરે ને તો એ ખલાસ થઈ જાય. અરે, અહીંથી હવા જ ના જવા દે તો એ બધી 'મશીનરી' બંધ થઈ જાય. 'મિકેનિકલ ચેતન' એ ચંચળ સ્વભાવનું છે ને અંદર જે દરઅસલ આત્મા છે તે અચળ સ્વભાવનો છે. ક્યારેય પણ ચંચળ થયો નથી. એવો એ અચળ આત્મા છે અને તે જ ભગવાન છે, ત્રણ લોકનો નાથ છે પણ ભાન થાય તો !!! પોતાને પોતાનું ભાન થાય તો ત્રણ લોકના નાથ જેવું સુખ વર્તે. આ તો બેભાનપણામાં છે. આ બધું અજાગૃત દશામાં છે.

### ભાવનિદ્રામાંથી જાગો !

આખું જગત ભાવનિદ્રામાં છે. ભાવનિદ્રા એટલે સ્વભાવમાં ઊંઘ્યો તે, ને પેલી દેહનિદ્રામાં તો સ્વભાવમાં ઊંઘે અને પરભાવમાંય ઊંઘે છે તે. દેહનિદ્રામાં દેહનુંય ભાન ના રહે. દેહનિદ્રામાંથી દેહનું ભાન આવે ત્યારે બીજી બાજુ ભાવનિદ્રા રહે. પોતે પોતાનું બેભાન પણે અહિત જ કર્યા કરે છે. ક્રોધ-માન-માયા-લોભ એ ભાવનિદ્રાને લીધે

થાય છે. કોઈને કિંચિંત્માત્ર દુઃખ થાય છે તેય ભાવનિદ્રાને લીધે થાય છે. આખું જગત ભાવનિદ્રામાં છે, એમાંથી જાગો. હું તો એક જ તમને કહેવા આવ્યો છું કે જાગો.

તારે જાગવું છે કે ઊંઘવું છે ? આમ ક્યાં સુધી ઊંઘ્યા કરીશ ?

**પ્રશ્નકર્તા** : હું તો જાગતો જ છું ને ?

**દાદાશ્રી :** 'કોણ કહે છે કે તું જાગતો છે ?' જાગતો હોય તો તો કોઈની જોડે ક્લેશ ના થાય, કંકાસ ના થાય, કોઈની જોડે મતભેદ ના પડે, ચિંતા ન થાય.

## પૌદ્ગલિક જાગૃતિ : સ્વરૂપ જાગૃતિ !

બે પ્રકારની જાગૃતિ : એક પૌદ્ગલિક જાગૃતિ અને બીજી આત્મિક જાગૃતિ. પૌદ્ગલિક જાગૃતિવાળો પુદ્ગલમાં જ રમણતા કરે ને આત્મિક જાગૃતિવાળો કેવળ આત્મામાં જ રમણતા કરે. પૌદ્ગલિક જાગૃતિ વધતી વધતી જાય, ને પુદ્ગલમાં રમણતા કરતા કરતા થાકે, કંટાળે ને પછી પોતાના સાચા સુખની ઈચ્છા કરે ત્યારે સ્વરૂપ જાગૃતિના સંયોગો બધા ભેગા થાય અને એ સંયોગ બાઝયા પછી આગળ સ્વરૂપ જાગૃતિમાં આવે. સ્વરૂપ જાગૃતિમાં થોડી આંખ ઊઘડી એટલે પછી ધીમે ધીમે આખી આંખો ઊઘડવાની.

## કેવળજ્ઞાન એટલે...

સંપૂર્ણ જાગૃતિ એને જ કેવળજ્ઞાન કહ્યું. બીજું કંઈ છે જ નહીં. કેવળજ્ઞાન કંઈ નવી વસ્તુ નથી. કોઈ પણ જગ્યાએ ગફલત ના થાય. સહેજેય 'ડોઝિંગ' ના થાય એનું નામ સંપૂર્ણ જાગૃતિ. આ સંસારની જાગૃતિ તો ઘણા લોકોને હોય છે જ, પણ તે સર્વાંશે નથી હોતી.

## સંસાર જાગૃતિ - દુઃખનું ઉપાર્જન !

સંસારની જાગૃતિ જેમ જેમ સર્વાંશે થતી જાય તેમ તેમ તો સંસાર ગમે જ નહીં તેને, તેને સંસાર દુઃખદાયી લાગે. ત્યાર પછી

પાછો પોતાની જાગૃતિ કરવાનો પ્રયત્ન કરે. જેમ એ સંસારની જાગૃતિ વધે તેમ ભૌતિક સુખો દુઃખ જેવાં લાગે, ભૌતિક સુખો-રાજસુખો જંજાળ જેવાં લાગે. ચક્રવર્તી રાજાઓને પોતાની તેરસો રાણીઓ હતી. ચક્રવર્તીનું રાજ હતું; તેય તેમને નિરંતર દુઃખદાયી લાગ્યા કરતું હતું. કારણ કે સુખની ટોચ ઉપર બેઠેલો માણસ, જેને સંસારની જાગૃતિ પાર વગરની વધેલી હોય એટલે એને સંસારની જાગૃતિ જ દુઃખરૂપ લાગે. એટલે એ સમજે કે મારે નવું જાણવાનું રહ્યું છે કે જેમાંથી મને 'પરમેનન્ટ' સુખ થાય. દરેક જીવમાત્ર સુખને ખોળે છે. જ્યાં સુધી સાચું સુખ નથી મળતું ત્યાં સુધી ભૌતિક સુખોમાં જેટલી જાગૃતિ હોય એ પ્રમાણે એને સુખ મળ્યા કરે છે. પણ આ ભૌતિક સુખ બધું દ્વંદ્વવાળું સુખ છે, એટલે સુખ પછી દુઃખ આવ્યા વગર રહે જ નહીં અને આત્મિક સુખ દ્વંદ્વાતીત સુખ છે. જે સુખ આવ્યા પછી ક્યારેય જાય નહીં એનું નામ દ્વંદ્વાતીત સુખ, સાચું સુખ. જેમ જેમ સ્વરૂપની જાગૃતિ વધે તેમ તેમ સાચું સુખ પ્રગટ થતું જાય છે. આ સ્વરૂપનું જ્ઞાન આપવાથી જાગૃતિ ઉત્પન્ન થાય છે, પછી સંસારની જાગૃતિ તો એના પછી વધ્યા કરે. પણ સ્વરૂપ જાગૃતિ જ મુખ્ય વસ્તુ છે. આ 'ફોરેન'ના સાયન્ટીસ્ટો 'જાગૃતિ, જાગૃતિ' બોલે છે પણ એ જાગૃતિ પુદ્ગલમાં છે, આધ્યાત્મિકમાં તો કશું ભાન જ નથી. 'આમાં' તો ઊંઘે છે બધું, આખું જગત ઊંઘી રહ્યું છે.

## રમકડાંની રમણતા !

પુદ્ગલની જાગૃતિ એટલે વિનાશી ચીજોમાં જ રમણતા. એટલે રમકડાં જ રમાડે છે બધાં, આખું જગત રમકડાં જ રમાડે છે.

ઉઘાડી આંખે ઊંઘવા જેવો ખેલ છે. જાગૃત થઈએ ત્યારે રમકડાં ના રમાડીએ. અને અવિનાશી, સનાતન ચીજને રમાડે એનું નામ જાગૃત. બાકી, આ રમકડાં તો તૂટ્યા કરશે ને રડવાનું, તૂટ્યા કરશે ને પાછું રડવાનું, તૂટ્યા કરશે ને પાછું રડવાનું.... વિનાશી ચીજોમાં. રમકડાં ક્યાં સુધી રમડવાનાં ? નાનો બાબો હોય તેને રમકડાં આપીએ પછી ભાંગી જાય ત્યારે એ શું કરે ? રડેને ? તેમ આ લોકોય રમકડાં રમાડે ને રમકડું ભાંગી જાય એટલે રડે પાછાં. 'મારો બાબો મરી

ગયો !' અલ્યા, આ તો રમકડું ભાંગી ગયું ! નાના છોકરાને ખબર નથી કે આ રમકડું ભાંગી ગયું ને બીજું લાવી શકાય !! સંસાર દુઃખદાયી નથી, પણ અજાગૃતિ દુઃખદાયી છે.

**પ્રશ્નકર્તા :** મોક્ષ એ રમકડું ખરું કે નહીં ?

**દાદાશ્રી :** ના, ના, રમકડું નહોય ! રમકડું કોને કહેવાય ? જે વિનાશી હોય તેને. આ મોક્ષ તો જાય જ નહીં. જીવમાત્રને સુખ જોઈએ છે, અને તે સનાતન સુખ જોઈએ છે. અને એ સુખ જાય જ નહીં ! કોઈ કાન કાપી લે, ગજવું કાપી લે, ગમે તે કરે તોય એ સુખ જાય જ નહીં. કારણ કે રમકડાંમાં એને પ્રિયતા નથી, નિસ્બત નથી.

## જાગૃતિ જ પરિણમે મોક્ષમાં !

**પ્રશ્નકર્તા :** મોક્ષ અને જાગૃતિ એક જ ?

**દાદાશ્રી :** જાગૃતિથી જ મોક્ષ છે. અજાગૃતિ એટલે શું ? તમારે કોઈની જોડે મતભેદ પડી જાય એ તમારી અજાગૃતિ છે. જેને હિતાહિતનું ભાન છે તે જાગૃત ને જેને હિતાહિતનું ભાન નથી તે અજાગૃત, એને જ ભાવનિદ્રા કહી. ઉઘાડી આંખે ઊંઘે તે ભાવનિદ્રા ને બંધ આંખે ઊંઘે તે દ્રવ્યનિદ્રા. કોઈ માણસને મતભેદ થયો તો તેનું કારણ શું ? તો કે' ભાવનિદ્રા.

**પ્રશ્નકર્તા :** ઈસકા મતલબ જાગૃતિ ઔર મોક્ષ એક હી હૈ ?

**દાદાશ્રી :** જાગૃતિ વો હી કેવલજ્ઞાન હૈ, વો હી મુક્તિ હૈ. દૂસરા ઈસમેં ફેર નહીં હૈ. મગર મોક્ષ કા પરિણામ જાગૃતિ નહીં હૈ. જાગૃતિ કા પરિણામ મોક્ષ હૈ. 'જાગૃતિ ઈઝ ધી મધર ઓફ મોક્ષ !'

કેટલાક મને કહે છે કે, 'દાદા મારે મોક્ષ નથી જોઈતો.' આવું આડું બોલે ત્યારે એને આપણે કહીએ કે, 'મોક્ષ નથી જોઈતો, પણ જાગૃતિ જોઈએ છે ને ?' ત્યારે એ કહે કે, 'હા. જાગૃતિ તો જોઈએ જ, દાદા !' એને પૂછીએ કે, 'જાગૃતિ તારે પૂરી કરવી છે ને ?' ત્યારે

કહે, 'હા, પૂરી કરવી જ છે.' આમ સીધી ટિકિટ આપીએ, મફત આપીએ તો ના લે ને પેલી પૈસા ખર્ચીને લે ! એવા આપણા લોક છે, હિતાહિતનું ભાન જ નથી.

સંપૂર્ણ જાગૃતિ એ જ મોક્ષ છે. સંપૂર્ણ જાગૃતિ એ જ કેવળજ્ઞાન છે. ૯૯ ટકા જાગૃતિ થાય ને એક ટકો ઉમેરાય ત્યારે સો ટકા એ કેવળજ્ઞાન થાય.

આત્માનુભાવ એટલે શું કે જ્ઞાન મળતાં પહેલાં જે અનુભવ થતા હતા, તેના કરતાં જ્ઞાન મળ્યા પછી નવા પ્રકારના અનુભવ થાય છે ને એ અનુભવ ધીમે ધીમે વધતા જાય ને જાગૃતિ વધે. સંપૂર્ણ જાગૃતિ એ સંપૂર્ણ અનુભવ.

## ઈન્દ્રિય જ્ઞાન : જાગૃતિ

બે પ્રકારનાં જ્ઞાન. એક ઈન્દ્રિયજ્ઞાન, બીજું અતીન્દ્રિયજ્ઞાન. ઈન્દ્રિયજ્ઞાન સીમિત છે, અતીન્દ્રિયજ્ઞાન અસીમિત છે. લોકોને ઈન્દ્રિયજ્ઞાનમાંય, સંસારમાં પૂર્ણ જાગૃતિ નથી. ઈન્દ્રિયજ્ઞાનમાં જો સંપૂર્ણ જાગૃત થયેલો હોય તો તે જબરજસ્ત સંતપુરુષ કહેવાય.

**પ્રશ્નકર્તા :** ઈન્દ્રિયજ્ઞાનમાં સંપૂર્ણ જાગૃતિ એટલે શું ?

**દાદાશ્રી :** પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ બધું ઈન્દ્રિયજ્ઞાનમાં આવે. ઈન્દ્રિયજ્ઞાનની સંપૂર્ણ જાગૃતિમાં આવે ત્યારે એનો અહંકાર કેવો હોય કે કોઈનીય જોડે એને મતભેદ ના પડે, આપણે મતભેદ પાડીએ તોય એ મતભેદ ના પડે એ રીતે છટકી જાય. કોઈ જગ્યાએ ઝઘડો થવાની જગ્યા હોય તો ત્યાં એ મતભેદનું નિવારણ કરી નાખે. ઈન્દ્રિયજ્ઞાનની જાગૃતિથી કિંચિત્‌માત્ર કોઈની જોડે અથડામણ ના થાય, 'એવરીવ્હેર એડજસ્ટેબલ' થાય, સાંસારિક ડખો ના થાય.

ઈન્દ્રિયજ્ઞાનમાંય બે પ્રકારની જાગૃતિ. એક બાહ્ય ને બીજી આંતરિક. ભલે અતીન્દ્રિય જ્ઞાન મળતું નથી, પણ ઈન્દ્રિયજ્ઞાન ઓછું

નાસી ગયું છે ? એના સ્ટુડન્ટોય હિન્દુસ્તાનમાં ઘણા મળે, પણ એના માસ્તરો નથી, કોલેજો નથી.

ક્રોધ-માન-માયા-લોભનું કારણ શું ?

કોઈ માણસને મતભેદ થયો તો તેનું શું કારણ ? તો કહે, ભાવનિદ્રા. કોઈ માણસને ક્રોધ થયો તો તેનું શું કારણ ? તો કહે ભાવનિદ્રા. કોઈ માણસને લોભ થાય તો તેનું શું કારણ ? તો કહે, ભાવનિદ્રા. ભાવનિદ્રાથી ઉપદેશ ગ્રહણ ના થાય. આપણને એક ફેરો ક્રોધ થયો તો તેમાંથી આપણને એક ફેર ઉપદેશ મળે છે ને કે ફરી ક્રોધ ના કરો ? છતાં ફરી ક્રોધ કરે છે, તે ભાવનિદ્રા.

ક્રોધ આવવો, લોભ આવવો, તે અજાગૃતિ છે. જેટલી જેટલી અજાગૃતિ ઓછી થઈ-જાગૃત થાય તેમ તેમ ક્રોધ-માન-માયા-લોભ, ઓછાં થતાં જાય. અજાગૃત એટલે ક્રોધ કર્યા પછી પણ ના પસ્તાય. ક્રોધ કરીને જે પસ્તાય છે તેને થોડીક જાગૃતિ છે. પણ તે અજાગૃત વધારે છે. ક્રોધ કર્યા પછી ખબર પડી જાય અને પછી ધોઈ નાખે એ કંઈક જાગૃતિ કહેવાય. પણ ક્રોધ કર્યા પછી ખબર જ પડતી નથી એ અજાગૃત દશા ! જે જાગૃતિ, ક્રોધ નામની નબળાઈ ઊભી કરે એને જાગૃતિ કહેવાય જ કેમ ? ક્યાંય ક્રોધ થાય નહીં એવું હોવું જોઈએ. જે જાગૃતિ ક્રોધ શમાવે તે જાગૃતિ સારી. ખરી જાગૃતિ તો ક્રોધ થવાનો હોય તેને વાળી લે તે. લોકોને જાગૃતિ હોતી જ નથી.

અત્યારે મનુષ્યોમાં જે એક ટકોય જાગૃતિ રહી છે તે આ ડૂંટી પૂરતી જ, બીજે બધે અજાગૃત દશા છે, આ નાભિપ્રદેશમાં રૂચક પ્રદેશો ? જે ખુલ્લા છે ને એટલા પૂરતી જાગૃતિ છે. બાકી જાગૃતિ જ રહી નથી, જાગૃતિ જ ખલાસ થઈ ગઈ છે. જાગૃતિ વધતી વધતી ૩૬૦ ડીગ્રી જાગૃતિ થાય એનું નામ કેવળજ્ઞાન. જાગૃતિ ૩૫૯ ડીગ્રી હોય ત્યાં સુધી જાગૃતિ જ કહેવાય.

ક્રોધ-માન-માયા-લોભ બધું જ અજાગૃતિ છે. કોઈ મને પૂછે કે, 'એ અજાગૃતિ કઈ રીતે ? એ સમજાવો.' ત્યારે અમે તેને કહીએ કે,

'તમારે ક્રોધ-માન-માયા-લોભ કાઢવાં છે કે નહિ ?' ત્યારે એ કહે છે કે, 'હા, કાઢવાં છે.' 'કાઢવાં છે' કહે ત્યાં સુધી એ જાગૃત છે. પણ ક્રોધ-માન-માયા-લોભને ખોરાક આપી દે છે તે અજાગૃતિ છે. જેને કાઢવાં છે તેને ખોરાક આપે એટલે એ ટકે છે. જો ત્રણ વરસ તેમને ખોરાક ના આપે તો તે ઊભાં ના રહે. મનુષ્યો અજાગૃત છે, આ જાનવર પણ અજાગૃત છે, તો બેઉ સરખાં જ કહેવાય ને ? મનુષ્યગતિનો લાભ ના મળ્યો એને !

## નિજદોષ દર્શન

પોતાનો દોષ દેખાય ત્યારે જાણવું કે જાગૃત થયો છે, નહીં તો ઊંઘમાં જ ચાલે છે બધાં. દોષ ખલાસ થયા કે ના થયા તેની બહુ ચિંતા કરવા જેવી નથી, પણ જાગૃતિની મુખ્ય જરૂર છે. જાગૃતિ થયા પછી નવા દોષ ઊભા થાય નહી ને જૂના દોષ હોય તો તે નીકળ્યા કરે. આપણે એ દોષોને જુઓ કે કેવી કેવી રીતે દોષો થાય છે.

પોતાના દોષ દેખાય ત્યારે સમજવું કે મોક્ષે જવાની તૈયારી થઈ. જાગૃતિ વગર કોઈનેય પોતાનો દોષ દેખાય નહીં. સામાના દોષ કાઢવા હોય તો બસ્સો-પાંચસો કાઢી આપે ! જો આપણા દોષ કોઈને નુકસાન કરતા હોય તો 'આપણે' 'ચંદુભાઈ'ને કહેવું કે, 'પ્રતિક્રમણ કરો.' કોઈને કિંચિત્‌માત્ર દુઃખ આપીને કોઈ મોક્ષે ગયેલો નહીં. રોજ કેરીનો રસ ને પૂરીઓ ખાતો હશે તો એનો વાંધો નથી, પણ આ દુઃખ આપીને મોક્ષે જાય એ બને નહીં. અહીં 'શું ખાય છે, પીવે છે', તેની ત્યાં કિંમત નથી. પણ ત્યાં તો કષાયનો જ વાંધો છે અને અજાગૃતિ ના રહેવી જોઈએ. જગતને ઊંઘતું કેમ કહેવાય છે ? કારણ કે 'સ્વ-પર'નું ભાન નથી, પોતાનું, સ્વનું ને પરનું, હિતાહિતનું ભાન નથી રહ્યું. મોક્ષ માટે કષાયનો વાંધો છે.

## 'ટોપમોસ્ટ' જાગૃતિ !

અમારી જાગૃતિ 'ટોપ' પરની હોય, તમને ખબરેય ના પડે. પણ તમારી જોડે બોલતાં જ્યાં અમારી ભૂલ થાય ત્યાં અમને તરત

ખબર પડી જાય ને તરત તેને ધોઇ નાખીએ. એના માટે યંત્ર મૂકેલું હોય છે, જેનાથી તરત જ ધોવાઇ જાય. અમારે સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમ દોષ રહ્યા છે, જે જગતના કોઇ પણ જીવને સહેજેય નુકસાનકારક ના હોય. અમને આખું જગત નિર્દોષ દેખાય. અમે પોતે નિર્દોષ થયા છીએ ને આખા જગતને નિર્દોષ જ જોઇએ છીએ. છેલ્લા પ્રકારની જાગૃતિ કઇ કે જગતમાં કોઇ દોષિત જ ના દેખાય તે.

જ્ઞાતા-જ્ઞેય રૂપે જગતમાં સંપૂર્ણ જ્ઞાન હાજર રહે તે સંપૂર્ણ જાગૃતિ, તે અમને હોય. ને જેને અમારું જ્ઞાન મળ્યું હોય તેમને કેટલી જાગૃતિ હોવી જોઇએ કે કોઇપણ પ્રસંગ બને ત્યારે અમારાં 'પાંચ વાક્યો' 'એટ એ ટાઇમ' હાજર રહે ને મહીં પેટનું જરાય પાણી ના હાલે. કોઇ પણ દેહધારી હોય, પછી ઝાડ હોય, પક્ષી હોય તેમાં શુદ્ધાત્મા જોતાં જોતાં જવું. આવી જાગૃતિ રહે તેને 'ટોપ' પરની જાગૃતિ કહી. એથી ઉપરની 'ટોપ મોસ્ટ' જાગૃતિ કઇ કે હું આ 'ચંદુભાઈ' જોડે વાત કરું ત્યારે નિશ્ચયથી આ 'ચંદુભાઈ કોણ છે' તે લક્ષમાં રહીને વાત થાય, 'એ શુદ્ધાત્મા છે' એ લક્ષમાં રહીને વાત થાય. જાગૃતિ તો બહુ 'ટોપ'ની વાત છે.

## ભાવ જાગૃતિ – સ્વભાવ જાગૃતિ

**પ્રશ્નકર્તા :** ભાવજાગૃતિ શું છે ?

**દાદાશ્રી :** ભાવજાગૃતિ એ ક્રમિક માર્ગમાં હોય. અક્રમ માર્ગમાં સ્વભાવ- જાગૃતિ હોય. ભાવજાગૃતિ પ્રકૃતિનું ઘડતર કરે ને સ્વભાવ-જાગૃતિ પ્રકૃતિથી નિર્લેપ રાખે. મારાં પાંચ વાક્યો તમને સ્વભાવ જાગૃતિમાં રાખે. મેં તમારી ભાવજાગૃતિ ઉડાડી મૂકી છે. જગત આખું ભાવનિદ્રાથી સપડાયું છે.

**પ્રશ્નકર્તા :** એટલે ભાવજાગૃતિથી બીજ પડે ?

**દાદાશ્રી :** હાસ્તો. 'હું ચંદુલાલ છું' કરીને દાન કરવાનો ભાવ કરે તેને બીજ પડે. સ્વભાવ જાગૃતિમાં આવ્યા પછી તમે બોલો ખરા

કે, 'મારે દાન કરવું છે.' પણ તેનું બીજ ના પડે. કારણ કે નિર્અહંકારી હોય તેથી.

પોતાનો સ્વભાવ શું છે તે નહીં જાણતો હોવાથી ભાવનિદ્રા કહી છે. પોતાનો સ્વભાવ જાણવો તે નિરાલંબ દર્શન છે, નિરાલંબ જ્ઞાન છે.

## જાગૃતિની શરૂઆત...

પહેલી પુદ્ગલમાં જાગૃતિ આવવી જોઈએ. આત્મભાન થયા પછી પુદ્ગલમાં ઊંઘે, પછી આત્મજાગૃતિ ઉત્પન્ન થાય. આ નાનાં છોકરાં દૂધ ઢોળાઈ જાય તો કચકચ કરે છે ? ના. શાથી ? તો કહે, 'અજ્ઞાનને લઈ ને જ.' પછી જેમ જેમ મોટા થાય તેમ તેમ પુદ્ગલની જાગૃતિ આવે ત્યારે કચકચ કરવી શરૂ કરે. ત્યાર પછી આત્મજાગૃતિની વાત આવે છે. આ બાળકોને વ્યવહાર જાગૃતિ નથી. કોઈને વ્યવહાર જાગૃતિ નથી. વ્યવહાર જાગૃતિ હોય તો ઘરમાં કે બહાર મતભેદ ના પડે. કોઈનીય અથડામણમાં ના આવે. સંસારમાં જાગૃતિ કોને કહેવાય કે પોતાના ઘરમાં ક્લેશ થવાનો પ્રસંગ ના આવવા દે. વ્યવહારની જાગૃતિમાં લોભ, કપટ, મોહ જબરાં હોય ને નિશ્ચયની જાગૃતિમાં તો ક્રોધ-માન-માયા-લોભ ખલાસ થઈ ગયાં હોય. 'ઊંઘવું શું ? ને જાગવું શું ? તે તો સમજવું પડશે ને ? લોક તો એમ જ સમજે કે આ 'પીએચ.ડી.' થયા છે. જાગૃત માણસ તો ગજબનો હોય. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ અંતઃકરણના ચારેય ભાગનાં દરેક કાર્ય વખતે હાજર રહે તેનું નામ જાગૃતિ !

જાગૃતિ કોને કહેવાય ? પોતે પોતાથી ક્યારેય પણ કોઈ પણ સંયોગોમાં ક્લેશિત ના થાય ત્યારથી જાગૃતિની શરૂઆત થાય. પછી બીજા 'સ્ટેપિંગ'માં બીજાથી પણ પોતે ક્લેશિત ના થાય, ત્યારથી ઠેઠ સહજ સમાધિ સુધીની જાગૃતિ હોય. જો જાગ્યા તો જાગ્યાનું ફળ હોવું ઘટે. ક્લેશ થાય તો જાગ્યા શી રીતે કહેવાય ? કોઈને સહેજ પણ દુઃખ દે તો તે જાગૃત કેવી રીતે કહેવાય ? ક્લેશરહિત ભૂમિકા કરવી એને ઘણો મોટો પુરુષાર્થ કર્યો કહેવાય.

## 'યોગ-ક્રિયાકાંડ' જાગૃતિ ન આપે !

**પ્રશ્નકર્તા :** આ પૂજા, જપ, તપ, કરે છે તે કંઇ પોતાની જાગૃતિ માટે હેલ્પ કરે ખરું ?

**દાદાશ્રી :** એ તો જે હેતુ માટે કરે તે હેતુનું ફળ મળે. કો'ક માણસને 'શાદી' કરવી હોય ને વહુ ના મળે, તો પૂજા, તપ કરે તો એને એ મળે. જે હેતુ માટે કરે તે મળે.

**પ્રશ્નકર્તા :** એનાથી આધ્યાત્મિકમાં પ્રગતિ ના મળે ?

**દાદાશ્રી :** અધ્યાત્મના હેતુ માટે કરે તો આધ્યાત્મિક ફળ મળે. બાકી આધ્યાત્મિક હેતુ માટે કોઇ કરે એવું છે જ નહીં. બધાને લહાય બળે છે, તે લહાયની જ દવા જોઇએ છે. આ સંસારનાં દુઃખોની લહાય લાગી છે લોકોને. એ જાગૃતિ માટે કાંઇ કરતો જ નથી. કોઇ માનનો ભૂખ્યો, કોઇ કીર્તિનો ભૂખ્યો, કોઇ શિષ્યોનો ભૂખ્યો, આ બધી ભીખના ભૂખ્યા છે. અધ્યાત્મમાં માન નથી, કીર્તિ નથી, કોઇ ચીજની ત્યાં અપેક્ષા નથી. અને આ અશુભમાં જ પડ્યા છે; કોઇ માનમાં, કોઇ કીર્તિમાં, સાંસારિક ચીજોમાં ભોગવિલાસમાં, કેટલા માણસો આવા અધ્યાત્મના માર્ગમાં હોય ? કો'ક જ માણસ હોય. વધારે તો માનના ભૂખ્યા છે બધા.

એક જ ક્ષણ જો ઊંઘ બંધ થઇ જાય તો બધે પ્રકાશ જ થઇ જાય. રોજના ક્રમમાં રહેતો હોય અને તેમાં જ તન્મયાકાર રહેતો હોય તેને ઊંઘમાં કહેવાય. છેલ્લા જ્ઞાનની અપેક્ષાએ આ વાત કરું છું કે આ જપ- તપ કરે છે તે તેમાં જ તન્મયાકાર રહે છે, તેમાંથી એક મિનિટ પણ જાગૃત થાય તો બહુ થઇ ગયું. પોતાના દોષો દેખાય અને નિષ્પક્ષપાતી જજમેન્ટ આપી શકે તે જાગૃત કહેવાય. જાગૃત થાય તેના હાથમાં સત્તા આવે. સંપૂર્ણ જાગૃત માણસ જ આપણને જાગૃત કરી શકે.

**પ્રશ્નકર્તા :** કુંડલિની જાગૃત કરે છે તે શું છે ?

**દાદાશ્રી :** એ મિકેનિકલ જાગૃતિ છે, એને અને દરઅસલ

જાગૃતિને કશું લાગતું વળગતું નથી, કુંડલિની જાગૃત થઈ એટલે આત્મા ઓછો જાગૃત થયો કહેવાય ? એ માદકતા છે એક જાતની. એનાથી એકાગ્રતા રહે ને ઠંડક લાગે. દરઅસલ જ્ઞાનજાગૃતિ જોઈશે.

**પ્રશ્નકર્તા :** આ જે 'મેડિટેશન' કરે છે તે બધા કહે છે ને કે 'મેડિટેશન' બહુ ઉપયોગી છે, તો તે શું છે ?

**દાદાશ્રી :** 'મેડિટેશન' માત્ર માદકતા છે, એનાથી ઠંડક રહે. જેને લહાય બળતી હોય તેને 'મેડિટેશન' કરવાથી શાંતિ લાગે. તમે જ્ઞાન લીધું ત્યારથી તમને શુદ્ધાત્માનું લક્ષ રહે છે કે નહિ ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો નિરંતર રહે છે.

**દાદાશ્રી :** એ જ ધ્યાન. બીજા વળી શા ધ્યાન કરવાનાં હોય ? આ નાક દબાવીને કરાવે તે ધ્યાન ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** અમે ઘેર તમારું નિદિધ્યાસન કરીએ છીએ તે પ્રત્યક્ષ કે પરોક્ષ ?

**દાદાશ્રી :** એ પ્રત્યક્ષ. જ્યાં સુધી અમે હાજર છીએ ત્યાં સુધી આ અમારો ફોટોય પ્રત્યક્ષ છે. 'હું શુદ્ધાત્મા છું'નું ધ્યાન વખતે કોઈને ના રહેતું હોય ને 'દાદા' જ ધ્યાનમાં રહેતા હોય તો તે બેઉ એક જ છે. કારણ કે 'જ્ઞાની પુરુષ' એ જ તમારો આત્મા છે.

**પ્રશ્નકર્તા :** મેડિટેશન શૂન્યતામાં લઈ જાય છે ?

**દાદાશ્રી :** ના. એ સ્પંદન વધારે છે. 'ઈગોઈઝમ' વધારે છે.

**પ્રશ્નકર્તા :** આ જે ચક્રો છે, એ ચક્રો જેવું કશું નથી ?

**દાદાશ્રી :** છે. એ ચક્રો બધાં ઈલેક્ટ્રીકલ ઈન્સ્ટોલેશન છે. અને ત્યાં આગળ ચક્રો ઉપર ધ્યાન કરવાથી એકાગ્રતા થાય, મન સારું થાય, સ્થિરતા આવે પણ અહંકાર વધી જાય. સાચું જ્ઞાન જ એકલું એવું છે કે જે 'કાઉન્ટર વેઈટ' માંગતું નથી. બાકી આ બીજા બધા 'કાઉન્ટર વેઈટ' માંગે એવી વસ્તુઓ છે. જે વસ્તુ લો તેની સામે બદલામાં બીજી

વસ્તુ આપવી પડે. એટલે એકાગ્રતા વગેરે કરો તો અહંકાર વધી જાય ને આમ ખોટ ખાય ! એક યથાર્થ જ્ઞાનનો રસ્તો એકલો જ સેફસાઈડવાળો છે કે જેનાથી બીજું ઊભું થાય નહીં.

આ 'મેડિટેશન'થી પોતાને શો ફાયદો થયો એ આપણે વિચારવું જોઈએ. આપણો ક્લેશ ઘટ્યો ? જો આપણો ક્લેશ ઘટ્યો તો 'રિલેટિવ' ધર્મ પ્રાપ્ત થયો કહેવાય ને ક્લેશનો નાશ થયો તો 'રિયલ' ધર્મ પ્રાપ્ત થયો કહેવાય. ક્લેશ કરાવનારું કોણ છે ? અજ્ઞાન. જેટલા 'રિલેટિવ' ધર્મો છે, તે અજ્ઞાનમાં રાખનારા છે.

બે પ્રકારના ધ્યાન એની મેળે જ થાય છે, આર્તધ્યાન ને રૌદ્રધ્યાન. જ્યારે ધર્મધ્યાન, અને શુકલધ્યાન, એને પુરુષાર્થ કહેવાય. આત્મધ્યાન એટલે જ શુકલધ્યાન. 'હું શુદ્ધાત્મા છું' તે ધ્યાન રહ્યું તે જ શુકલધ્યાન.

## જાગૃતિ, જાગૃતની ભજનાથી જ !

**પ્રશ્નકર્તા :** આપ બોલાવો છો તે મંત્રો, આરતી એ બધું શું છે ? એ બધાની શી જરૂર છે ?

**દાદાશ્રી :** એવું છે, કે આ જે બોલાવું છું ને, તે પૂર્ણ જાગૃત લોકોનાં નામ લઈને બોલાવું છું. જે જાગૃત છે તેની ભજના શિખવાડીએ છીએ. જે જાગૃત છે તેને યાદ કરો તો તમારી જાગૃતિ વધે. એમાં જેટલા જાગૃત થઈ ગયા ને જેટલા જાગૃત છે અત્યારે તેમને નમસ્કાર બોલાવ્યા છે અને તેમાંય હાલ જે જાગૃત છે તેમની વધારે પડતી વાત છે ને થઈ ગયા તેમની સાધારણ વાત છે. આ નમસ્કાર તો બધા જાગૃતોને રાજી કરે છે, વિનય કરે છે, પ્રેમભાવ કરે છે. આ તો 'સાયન્ટિફિક' છે. તે જેવું અહીં બધા કરે છે એવું આપણેય કરીએ તો આપણી ઉપર 'જ્ઞાની પુરુષ' રાજી થાય. પોતાનું દોઢ ડહાપણ ઘાલે કે પાછું બગડ્યું. આપણી દુનિયા તો એક છે, પણ એવી બીજી દુનિયા સાથે 'જ્ઞાની પુરુષ'ના તાર જોઈન્ટ છે. અત્યારે જે સંપૂર્ણ જાગૃત છે તેની જોડે અમે સાંધો મેળવી આપીએ છીએ, અમારાથી થોડેક અંશે

વિશેષ જાગૃત છે તેમની જોડે તમારો સાંધો મેળવી આપીએ છીએ. તે સાંધો મેળવવવાથી તેમની જોડે ઓળખાણ થઈ જાય.

## ભાવનિદ્રા ટાળો !

'જ્ઞાની પુરુષ' તેથી આખા જગતને ભાવનિદ્રામાં છે એમ કહે છે. આ ધંધો-રોજગાર કરે, એમાં પૈસા કમાવવામાં પડ્યા, તે એક બાજુની નિદ્રા ઊડી ને બીજે બધે ભાવનિદ્રા ! તેથી ધર્મનો એક છાંટોય પામ્યો નથી. ધર્મ તો, રાત્રેય એક ક્ષણ પણ ભાવનિદ્રા થવા ના દે. સર્વ પ્રકારના ભાવ ઉત્પન્ન થાય એવો આ લોક છે, એમા ભાવનિદ્રા ના આવવી જોઈએ. દેહનિદ્રા આવશે તો ચાલશે.

**પ્રશ્નકર્તા :** ભાવનિદ્રા જ આવે છે, દાદા !

**દાદાશ્રી :** એમ કેમ ચાલે ? આ ટ્રેન આવે ત્યારે કંઈ નિદ્રા નથી આવતી. આ ટ્રેન તો એક અવતારનું મરણ લાવે, પણ ભાવનિદ્રા તો અનંત અવતારનું મરણ લાવશે. ચિત્રવિચિત્ર ભાવ ઉત્પન્ન થાય એવું આ જગત છે. એમાં તારે તારું સમજી લેવાનું છે. જો તને ભાવનિદ્રા હશે તો જગત તને ચોંટશે. જ્યાં ભાવનિદ્રા આવે ત્યાં જ પ્રતિક્રમણ કરવું.

## સાચી સમાધિ, જાગૃતિ સહિત !

આ ધર્મમાં મોટાં મોટાં વાક્યો લખે તેય ભાવનિદ્રા. કોઈને દેહની સમાધિ વર્તે, તે તો મનના થરમાં પડી રહે. બાકી સમાધિ તો તેનું નામ કે દરેક પ્રકારની જાગૃતિ રહે; મન, વચન, કાયાથી વાળેવાળની જાગૃતિ રહે.

**પ્રશ્નકર્તા :** મનની સમાધિમાં આનંદ ક્યાંથી આવ્યો ?

**દાદાશ્રી :** એ તો માનસિક સમાધિ છે. બાકી ખરી સમાધિ તો સંપૂર્ણ જાગૃતિ સહિત હોય. સંપૂર્ણ જાગૃતનો આચાર 'વર્લ્ડ'માં ઊંચામાં ઊંચો હોય. જેમ જાગૃતિ વધતી જાય તેમ જગત વિસ્મૃત રહે, તેમ છતાંય એ જગતમાં તો સારામાં સારું કામ કરી બતાવે, જેટલી જાગૃતિ એટલું તમને સુખ વર્તશે. જેટલી જાગૃતિ એટલી તમને મુક્તિ વર્તશે.

જેટલી જાગૃતિ એટલો તમને મોક્ષ વર્તાશે. જાગૃતિ એ જ મોક્ષ. આ સ્થળ જાગૃત થવા માટે જ છે. અહીં અમે જગાડીએ જ છીએ. જેમ પ્રેમભગ્ન માણસ મનના કોઈ ખૂણામાં ઊતરી જાય તેમ આ સમાધિવાળા મનના કોઈ ખૂણામાં ઊંડા ઊતરી જાય ને તેમાં જ આનંદ માણે. ખરી સમાધિ કોને કહેવાય ? કે બહાર સંપૂર્ણ જાગૃત ને અંદરેય સંપૂર્ણ જાગૃત હોય. 'એવરી વ્હેર' જાગૃત હોય. તેને ઊઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, પણ ખરી સમાધિ ના જાય. આધિ-વ્યાધિ-ઉપાધિમાંય નિરંતર રહે તે ખરી સમાધિ. એને સહજ સમાધિ કહેવાય, નિર્વિકલ્પ સમાધિ કહેવાય.

## 'હું' કોણ ? જાણ્યે, જાગૃતિ ખૂલે !

**પ્રશ્નકર્તા :** સામાન્યપણે જાગૃતિ કોને કહેવાય ?

**દાદાશ્રી :** દિવસ તો આખો જાય છે. તેમાં ખાવાનું, પીવાનું, ચા-પાણી વગેરેનો હિસાબ મળી રહે છે. તે આખો દિવસ, જાગૃતિ નહીં હોવાથી કશામાં ને કશામાં, કોઈ પણ વિષયમાં ગૂંચવાયેલો રહે છે. તમે જે જાગૃતિ સમજો છો તે જગત સંબંધી કોઈ એક વિષયમાં પડ્યો હોય તેને કહો છો. તે તો 'સબ્જેક્ટ' જાગૃતિ કહેવાય. જગતના લોકોને તો વિષય અને લક્ષ્મીમાં જ જાગૃતિ હોય; જ્યારે યથાર્થ જાગૃતિ તો દરેક જગ્યાએ હોય, સર્વગ્રાહી હોય.

આખા જગતની તમામ પ્રકારની ક્રિયાઓ એકાગ્રતા કરવા માટે છે અને જે ક્રિયાથી વ્યગ્રતા થાય તો તે આપણે અવળો ઉપચાર કર્યો કહેવાય. જપ-તપ વગેરે એકાગ્રતા માટે છે. જેને એકાગ્રતા ના રહેતી હોય તેણે જપયોગ કરવો જોઈએ, બીજું કરવું જોઈએ, ત્રીજું કરવું જોઈએ. જેમ જેમ એકાગ્રતા વધતી જાય તેમ તેમ ભાવનિદ્રા પાતળી થતી જાય. કોઈ ને ભાવનિદ્રા પાતળી હોય, કોઈને ગાઢ હોય. પાણી રેડીએ, આમ હલાવીએ તોય ના જાગે, તેવી ગાઢ ભાવનિદ્રામાં લોકો પડ્યા છે. અમે જ્યારે સ્વરૂપનું જ્ઞાન આપીએ છીએ ત્યારે જરાક આંખ ખૂલે છે. ત્યારે એને દેખાય છે કે હું તો આ બધાથી જુદો છું. પછી

જેમ જેમ અમારી જોડે બેસે છે તેમ તેમ આંખ ખૂલતી જાય છે. પછી સંપૂર્ણ જાગૃતિ થાય. માટે આત્માને જાણવો પડશે. આત્મા જાણ્યા વગર તો ત્યાં આગળ કોઈ પેસવા નહીં દે.

## અકર્તાપદ, ત્યાં સંપૂર્ણ જાગૃતિ !

**પ્રશ્નકર્તા :** આત્માને જાણ્યો ક્યારે કહેવાય ? કર્તાપદ છૂટી જાય ત્યારે ?

**દાદાશ્રી :** 'હું આ કરું છું' એ ભાન તૂટી જાય ત્યારે આત્મા જાણ્યો કહેવાય. આખો દિવસ ભૂલો દેખાડ દેખાડ કરે તે આત્માનુભવ. 'હું આ સંસાર ચલાવું છું.' એ ભાન નથી તમને ?

**પ્રશ્નકર્તા :** એ તો એની મેળે ચાલે છે !

**દાદાશ્રી :** એ તો જ્યારે સારું થાય, કોઈ વખાણે કે 'અરે, આમણે આ કેવું સરસ કર્યું.' ત્યારે કહે, 'મેં કર્યું હતું.' અને ખોટું થાય ત્યારે કહેશે, 'આ મારા કર્મના ઉદય ફરી વળ્યા છે.' આખું જગત આવું બોલે છે. કર્તાપદ કોઈ કાળેય છૂટે નહીં. બધું છૂટશે પણ કર્તાપદ નહીં છૂટે. કર્તાપદનું ભાન તૂટે નહીં ત્યાં સુધી અહંકારી કહેવાય ને અહંકાર એટલે ભ્રાંતિ. સંપૂર્ણ ભ્રાંતિવાળાને 'ત્યાં' પેસવા ના દે. કર્તાપદનું ભાન તૂટી જવું જોઈએ કે ના તૂટી જવું જોઈએ ? શુદ્ધાત્મા બોલે ખરા, પણ તેથી કાંઈ વળે નહીં. એ તો કર્તાપદનું ભાન તૂટે ને કર્તા કોણ છે એ સમજાય પછી કામ આગળ ચાલે. નહીં તો કેમ ચાલે ? જ્યાં સુધી કર્તાપદ છે ત્યાં સુધી અધ્યાત્મની જાગૃતિ જ ગણાતી નથી. કર્તાપદ છૂટ્યા સિવાય કોઈ બાપોય પેસવા દે એમ નથી મોક્ષના દરવાજામાં !

'હું ચંદુલાલ છું' એ ભ્રાંતિ તૂટી જવી જોઈએ અને કર્તાપદ છૂટી જવું જોઈએ. પછી નાટકીય કર્તાપદ રહે. 'ડ્રામેટિક' કર્તાપદ એટલે શું ? 'મેં કર્યું' એમ કહે. જેમ ભર્તૃહરિ રાજા નાટકમાં બોલે કે 'હું રાજા છું.' પણ જોડે 'હું લક્ષ્મીચંદ છું ને ઘેર જઈને ખીચડી ખાવાની છે'

એ ભૂલી ના જાય. એવી રીતે તમે 'હું શુદ્ધાત્મા છું' એમ ભૂલી ના જાવ. ને 'આ મેં કર્યું' એમ બોલો એ 'ડ્રામેટિક' કહેવાય. કર્તાપદનું ભાન તૂટી જવું જોઈએ. નહીંતર શુદ્ધાત્મા તો લોકો ગા ગા કરે જ છે ને ? શાસ્ત્રમાં તો લખ્યું જ છે ઉઘાડું, એવું એ શાસ્ત્ર ગા ગા કરે પણ એથી કંઈ એનો દહાડો વળે એમ નથી. એવું તો અનંત અવતારથી ગાયું છે.

## ઉપયોગ શું ? જાગૃતિ શું ?

**પ્રશ્નકર્તા :** ઉપયોગ અને જાગૃતિ એ બે સમજાવો.

**દાદાશ્રી :** જાગૃતિને અમુક જગ્યાએ નક્કી કરવી એનું નામ ઉપયોગ. જાગૃતિ બીજામાં ના પેસી જાય, જેમ કે સંસારમાં નફા-ખોટમાં કે એક જ જગ્યાએ જાગૃતિને નક્કી રાખે તે ઉપયોગ ! જ્યાં જાગૃતિ વર્તે તે ઉપયોગ; પણ એ ઉપયોગ શુભાશુભનો ઉપયોગ કહેવાય. અને શુદ્ધ ઉપયોગ કોને કહેવાય કે જે શુદ્ધાત્માને અંગે જ ઉપયોગ ગોઠવેલો હોય. 'જ્ઞાની પુરુષ'ની આજ્ઞામાં ઉપયોગ રહ્યો, 'રિયલ' 'રિલેટિવ' જોતા જોતા ચાલે તો જાણવું કે છેલ્લી દશા આવી ગઈ. આ તો રસ્તામાં ડાફોળિયાં મારે કે 'સ્ટીલ ટ્રેડિંગ કું, ફલાણી કંપની, જો આ કેવું છે !' આમ બીજા ઉપયોગમાં રહે તે અશુભ ઉપયોગ કહેવાય. ને ઉપયોગ ધર્મને માટે હોય તો સારો. અને શુદ્ધ ઉપયોગની તો વાત જ જુદીને !

## અક્રમ વિજ્ઞાન થકી જાગૃતિ !

આ જગતની જાગૃતિ તે પૌદ્‌ગલિક જાગૃતિ કહેવાય છે. આ સંસારની જાગૃતિ જેને હોય તે બહુ હોશિયાર માણસ હોય, આખો દિવસ જાગૃત ને જાગૃત. એ જાગૃતિમાં સહેજેય પ્રમાદ ના હોય તો તે પણ પૌદ્‌ગલિક જાગૃતિ કહેવાય છે, એનું ફળ સંસાર આવશે. અને આપણી 'આ' જાગૃતિ છે એનું ફળ કેવળજ્ઞાન છે. અહીંની ક્રિયાઓને જોઈને લોભાશો નહિ. અહીંની ક્રિયાઓ બધી અહીંની અહીં વટાઈ જવાની છે. ક્રિયાઓ અહીંની ફળવાળી, 'કેશ' ફળવાળી છે. તેથી અમે

કોઈને ત્યાગ નથી કરાવ્યો ને ! અને 'આ' વિજ્ઞાને શોધખોળ કરી છે બધી કે 'જગત શું છે ને શું નથી ? શેને આધારે આ બધું ચાલે છે ?' એ અનંત અવતારની આ અમારી શોધખોળ અમે ખુલ્લી મુકીએ છીએ. નહીં તો વળી કલાકમાં મોક્ષ થયેલો સાંભળ્યો છે કોઈનોય ? કરોડો અવતારે જે ઠેકાણું ના પડે તે અમે કલાકમાં જ તમને સ્વરૂપનું ભાન કરાવડાવીએ છીએ. આખા વર્લ્ડને કબૂલ કરવું પડે એવું આ વિજ્ઞાન છે. 'જગત શું છે ? શું નથી ? અહીં ફળ આપનારું શું છે ? ને ત્યાં ફળ આપનારું શું છે ? કેટલા ભાગમાં ચેતન છે ને કેટલા ભાગમાં નિશ્ચેતન છે ? જગત કોણ ચલાવે છે ?' એ બધી અમારી શોધખોળ છે.

## આગ્રહ માત્ર ભાવનિદ્રા જ !

જ્યાં સુધી માણસને કોઈ પણ પ્રકારનો આગ્રહ છે ત્યાં સુધી માણસ ભાવનિદ્રામાં જ છે. આગ્રહ એ મોક્ષે જતાં ખોટી વસ્તુ છે. એમ જ્યારથી જાણે ત્યારથી જાગૃતિ શરૂ થાય છે. અત્યારે તો આગ્રહ જ નહીં, પણ મતાગ્રહી-દુરાગ્રહી થઈ ગયા છે. જાતિનો આગ્રહ હોય તેને કદાગ્રહી કહ્યા. તે બહુ જોખમકારક નથી. પણ મતનો આગ્રહ એટલે મતાગ્રહ, એટલે કે 'હું જૈન, હું વૈષ્ણવ, હું સ્થાનકવાસી, હું દેરાવાસી, હું દિગંબર' એ બહુ જ જોખમકારક છે.

## હિતાહિતનો વિવેક તેય જાગૃતિ !

વીતરાગોનો માર્ગ શું કહે છે કે કોઈને તમે 'એ ખોટો છે' એમ કહેશો તો તમે જ ખોટા છો. એની દ્દષ્ટિફેર છે એટલે એવું એને દેખાય, એમાં એનો શો દોષ ? કોઈ આંધળો ભીંતને અથડાય પછી આંધળાને ઠપકો અપાતો હશે કે દેખાતું કેમ નથી ? અલ્યા, દેખાતું નહોતું એટલે તો એ અથડાયો. એવું આ જગત આખું ઉઘાડી આંખે ઊંઘે છે. આ બધી ક્રિયાઓ થાય છે તે બધી ઊંઘમાં જ થાય છે. સ્વપ્નમાં આ બધું થઈ રહ્યું છે અને મનમાં શુંય માની બેઠા હોય કે આપણે કેટલી બધી ક્રિયાઓ કરી રહ્યા છીએ. પણ આ સ્વપ્નાની ક્રિયાઓ કામ લાગશે નહીં,

જાગૃતની ક્રિયાઓ જોઈશે. આ તો ઉઘાડી આંખે ઊંઘે છે.

જાગૃત તો કોણ હોય ? પોતાનાં હિતાહિતનું ભાન હોય તે. આખું જગત માની બેઠું છે કે હિતાહિતનું ભાન મને છે, પણ એ હિતાહિતનું ભાન કહેવાય નહીં. પોતાનું જ અહિત કરી રહ્યો છે, જે લક્ષ્મી ભેગી કરવા માટે રાતદહાડો હિતાહિત ખોળે છે તે લોક સંજ્ઞા છે. તેનાથી રાતદા'ડો ખાઈ-પીને પૈસાની પાછળ જ પડ્યો રહે છે. તે જુઓને, 'ઑન'ના વેપાર માંડ્યા છે ! આ હિન્દુસ્તાનમાં તે વળી 'ઑન'ના વેપાર હોતા હશે ? ખાનગી જે જે કાર્ય કરીશ તે અધોગતિ છે. હિન્દુસ્તાનમાં જન્મેલો તો જન્મથી જ સાંસારિક જાગૃતિ અમુક અંશે લઈને આવેલો હોય. એક તો સાંસારિક જાગૃતિ ને પાછો કળિયુગ, તે કળ વળે નહીં. સતયુગ હોય તો તો કળ વળે. આ નાનાં છોકરાંને એમને એમનાં રમકડાં સંબંધી જ જાગૃતિ હોય, તેમ આ લોકોને તો 'ઈન્કમટેક્ષ' ને 'સેલટેક્ષ'ની જ જાગૃતિ, પૈસા સંબંધી જ જાગૃતિ આખો દહાડો રહ્યા કરે. હિન્દુસ્તાનનાં લોકોને તે આવું હોતું હશે ? હિન્દુસ્તાનનો માણસ જો પૂરો જાગૃત થાય તો આખા વર્લ્ડને આંગળી ઉપર નચાવે ! આ તો અણહક્કની લક્ષ્મી ને અણહક્કના વિષયની જ પાછળ પડ્યા છે. પણ એને ખબર નથી કે જતી વખતે નનામી કાઢે છે, ને નામ પરનું બેંક બેલેન્સ બધું કુદરતની જપ્તીમાં જાય. કુદરતની જપ્તી એટલે 'રીફન્ડ' પણ ના મળે. સરકારે લઈ લીધું હોય તો રીફન્ડેય મળે. પણ આ તો કુદરતની જપ્તી ! માટે આપણે શું કરી લેવું જોઈએ ? આત્માનું. આત્માનું ભલે ના સમજો પણ પરલોકનું તો કરો ! પરલોકનું બગડે નહીં એવું તો રાખો !! આ લોક તો બગડેલો જ છે, એમાં કંઈ બરકત છે નહીં. હિતાહિતનું ભાન હોય કે મારે જોડે શું લઈ જવાનું છે, એટલું જ જો એ વિચારતો હોયને તોય ઘણું છે.

## જ્ઞાનીઓ જાગૃત ત્યાં જગત...

**પ્રશ્નકર્તા :** કૃષ્ણ ભગવાને કહ્યું, 'જ્યાં જગત જાગે છે ત્યાં અમે ઊંઘીએ છીએ ને જ્યાં જગત ઊંઘે છે ત્યાં અમે જાગીએ છીએ.' એ ના સમજાયું. એ સમજાવો.

**દાદાશ્રી :** જગત ભૌતિકમાં જાગે છે ત્યાં કૃષ્ણ ઊંઘે છે ને જગત ઊંઘે છે ત્યાં કૃષ્ણ ભગવાન જાગે છે. છેવટે અધ્યાત્મની જાગૃતિમાં આવવું પડશે. સંસારી જાગૃતિ એ અહંકારી જાગૃતિ છે, ને નિર્અહંકારી જાગૃતિ એનાથી મોક્ષ છે.

## ચંચળતા જ દુઃખનું કારણ !

મનુષ્યની બે પ્રકારની જાગૃતિ, એક સ્થિરતાની જાગૃતિ ને એક ચંચળતાની જાગૃતિ. મનુષ્ય ચંચળતાની જાગૃતિમાં વધી ગયો છે, સ્થિરતાની જાગૃતિમાં એક ટકોય જાગૃત થયો નથી. અને ચંચળતાની જાગૃતિમાં કોઈ ૧૦ ટકા, કોઈ ૧૫ ટકા, કોઈ ૨૦ ટકા, કોઈ ૩૦ ટકા જાગૃત થયો હોય. ચંચળતાની જાગૃતિ જાનવર બનાવે અને સ્થિરતાની જાગૃતિ મોક્ષમાં લઈ જાય. જે જાગૃતિથી સ્થિરતા વધે છે એ જાગૃતિ સાચી. આ અમેરિકનો પાર વગરના ચંચળ થઈ ગયા છે, તે મહાન દુઃખમાં સપડાયા છે. એમનાં દુઃખો તો રડવાથીય જશે નહીં, આપઘાત કરશો તોય જશે નહીં એવાં દુઃખો ઊભાં થઈ રહ્યાં છે. પોતે પોતાની જ જાળમાં ફસાયા છે. થોડા વખત પછી ત્યાં બૂમાબૂમ થઈ જશે. હજુ તો 'ઈગોઈઝમ' કરે છે. ચંચળતા વધે એટલે ફસાય. ચંચળતા વધે એટલે શું કરે ? હાઈવે પરના ૬૭મા માઈલ ઉપર, બીજા ફર્લાંગ પર ત્યાંથી ફોન કરવાનું કંઈ સાધન નથી તો ત્યાંથી ફોન કરવાનું સાધન ગોઠવો એમ કહે છે, 'અલ્યા, કેમ બીજા ફર્લાંગ ઉપર જ ગોઠવવું છે ?' ત્યારે કહે કે, 'પહેલા ફર્લાંગ ઉપર છે, ત્રીજા ફર્લાંગ ઉપર છે, પણ બીજા ફર્લાંગ ઉપર ફોન કરવાનું સાધન નથી !' જુઓ તો ખરા, કેટલી બધી ચંચળતા થઈ ગઈ છે ! આ 'મેડનેસ' છે ! આટલું બધું ખાવાનું, પીવાનું છે, છતાં વર્લ્ડ આખું 'મેડનેસ'માં પડ્યું છે. લોકો દુઃખી, દુઃખી ને દુઃખી ! 'પરમેનન્ટ' દુઃખી !! એક ક્ષણવારેય સુખી નહીં !! જ્યાં સુધી સ્થિરતાની શક્તિ ઉત્પન્ન થાય નહીં ત્યાં સુધી સુખી કેવી રીતે હોઈ શકે ?

**પ્રશ્નકર્તા :** બે વિચારોની વચમાં સ્થિરતા હોય ખરી ?

**દાદાશ્રી :** એવું છે ને, એ સ્થિરતા બધી નકામી છે. એ

'પેકિંગ'ની સ્થિરતા, કશી કામની નથી. એ સ્થિરતા તો, સ્થિરતા ના કહેવાય ને ? સ્થિરતા તો અડગ હોવી જોઇએ. ઉપરથી એટમબોંબ પડવાનો હોય તોય પણ સ્થિરતા ના તૂટે, એનું નામ સ્થિરતા, જગતનું મન ચંચળ છે. અમારું મન સ્થિર વેગે ફર્યા કરે, એટલે કે જેમ અહીં બે હજાર માણસો હોય ને આપણે એમને 'શેક હેન્ડ' કરવાના હોય તો તે 'શેક હેન્ડ' કરતા જાય ને આગળ ચાલતા જાય. એવી રીતે અમારા મનના વિચારો 'શેક હેન્ડ' કરી કરીને જાય. કોઇ વિચાર ઊભો ના રહે. એક સેકન્ડ પણ ઊભો ના રહે ! અને તમારે એક વિચાર પા કલાક ઊભો રહે, અડધો કલાક ઊભો રહે. ઊભો રહે કે ના ઊભો રહે ?

**પ્રશ્નકર્તા** : હા, ઊભો રહે છે.

**દાદાશ્રી :** અમારેય મન તો ખરું. મન ના હોય તો તો 'એબ્સન્ટ માઈન્ડેડ' કહેવાય. અમારું મન બહુ પ્રખર હોય. ઉપર એટમબોંબ પડે તેવું લાગતું હોય તોય એ હાલે કરે નહીં, ચંચળતા નામેય ના હોય. મન સ્થિર વેગે ફર્યા કરે. અને તમારે તો જેમ આ ગોળનો ટુકડો પડ્યો હોય ને આ માખી એની આજુબાજુ ભમ્યા જ કરે એવું તમારું મન કોઇ ચીજને દીઠું એટલે ભમ્યા જ કરે એની પાછળ.

**પ્રશ્નકર્તા :** એ ચંચળતા કાઢવી કેમ કરીને ?

**દાદાશ્રી :** હવે જ્ઞાન પછી તમારે ચંચળતા કાઢવાની જરૂર ના હોય ને ? તમારે તો જોયા કરવાનું. મેં તો તમને જ્ઞાન આપ્યું છે. તે 'તમારે' એ ચંચળતા શું કરે છે તે 'જોયા' જ કરવાનું. બાકી જગતના લોકો તો, મનની સાથે પોતે પણ રમે છે. મન નાચે ત્યારે એ પણ નાચે છે. અલ્યા, મન નાચે છે. 'તું' એના નાચ જોયા કર ને ! આ તો 'તમે'ય એ નાચની સાથે નાચો છો. ગમતો વિચાર આવે એટલે 'તમે' નાચવા લાગી જાવ અને ના ગમતો આવે એટલે એની જોડે ઝઘડો કે 'તું ક્યાં આવ્યો ? તું ક્યાં આવ્યો ? ના ગમતા વિચાર આવે ત્યારે તો ખબર પડી જાય ને કે મન ખરાબ છે તે ખરાબ

વિચારો કરે છે. ખરાબ વિચારો આવે તે ઘડીયે 'ડીપ્રેશન' આવી જાય ને સારા વિચારો આવે ત્યારે 'એલીવેટ' થઇ જાય. હું તો તમને એવા તૈયાર કરવા માગું છું કે વર્લ્ડમાં કોઇ માણસ તમને 'ડીપ્રેસ' કરી શકે જ નહીં. તમને 'ડીપ્રેસ' કરવા આવ્યો હોય એ પોતે જ 'ડીપ્રેસ' થઇને ચાલ્યો જાય !

**પ્રશ્નકર્તા :** સુષુપ્તિમાં સ્થિરતા જેવી સ્થિતિ હોય ?

**દાદાશ્રી :** સ્થિરતા જેવું કશુંય નહીં ! આ 'મશીન' બહુ ગરમ થાય એટલે એને બંધ કરી ઠંડું કરી દઈએ છીએને ? એવું આ સુષુપ્તિમાં બંધ રહે છે, મન આખા દહાડાનું ગરમ થયેલું હોય તે બંધ થઇ જાય છે. ઊંઘ એ બધી મશીનરીને ઠંડું પાડે છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લેવાની ઇચ્છા થઇ એ સ્વરૂપ જાગૃતિ કહેવાય ?

**દાદાશ્રી :** એ સ્વરૂપ-જાગૃતિના સંયોગો ભેગા થયા કહેવાય. પહેલાં સ્વરૂપ જ્ઞાન મેળવવાની ઇચ્છા થવી એ એક સંયોગ ભેગો થયો, પછી 'જ્ઞાની પુરુષ' ભેગા થાય. સ્વરૂપજ્ઞાન મેળવવાનો સંયોગ બાઝે તો જ કામ થાય એવું છે, પણ એ બધું 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે.

❖ ❖ ❖ ❖ ❖

# (૨)

# ધ્યાન

## ધ્યાનનું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** જૈન ધર્મમાં ધ્યાન કેમ નથી ?

**દાદાશ્રી :** જૈન ધર્મમાં ચારેય ધ્યાન છે, તે એની મેળે જ થાય છે. ધ્યાન કરવાનું ના હોય.

**પ્રશ્નકર્તા :** ધ્યાન કોને કહેવાય ?

**દાદાશ્રી :** સાંસારિક ક્રિયાઓ કરતાં જ ધ્યાન થાય. અને તમારે તો ધ્યાન એક જગ્યાએ બેસીને કરવું પડે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ તો એકાગ્રતા કહેવાય. ધ્યાન તો દરેકને થયા જ કરે. ધ્યાન કોને કહેવાય ? હમણાં કોઈ તમને ગાળ આપે કે 'તમારામાં અક્કલ નથી.' એટલું જ બોલે તો તમને રૌદ્રધ્યાન થાય. તે એની મેળે જ થાય કોઈ ગોદો મારે તો ધ્યાન ઉત્પન્ન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આ ધ્યાન કેવી રીતે થાય ? એનું 'સ્ટેજ' કેવું ?

**દાદાશ્રી :** કોઈએ કહ્યું કે, 'તમે આ બધું ઊંધું કરી નાંખ્યું.' તે વખતે જે તમને મહીં અસર થાય છે, ગુસ્સો આવે છે એ રૌદ્રધ્યાન છે. કોઈ ફેરો મનમાં એમ થાય કે, 'હવે મારું શું થશે ?' એ આર્તધ્યાન. 'ખાંડનો કંટ્રોલ આવ્યો, ખાંડ લાવ્યા નથી, હવે શું થશે ?' એ બધું આર્તધ્યાન. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન રોજ થયા જ કરે છે. અને

ધર્મધ્યાન તો સમજ્યો જ નથી. અને ચોથું શુક્લધ્યાન, એ તો પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે.

**પ્રશ્નકર્તા :** મનની શાંતિ માટે ધ્યાન કરે છે તે શું છે ?

**દાદાશ્રી :** ક્યા ધ્યાન કરે છે ?

**પ્રશ્નકર્તા :** 'મેડિટેશન' કરે છે ને !

**દાદાશ્રી :** એ તો બધી માદકતા છે, એમાં બહુ ફાયદો નથી.

**પ્રશ્નકર્તા :** તો ફાયદો શેમાં છે ?

**દાદાશ્રી :** ફાયદો તો પોતાનું સ્વરૂપ જાણીએ કે, 'હું કોણ છું ?' એટલે પછી કાયમની શાંતિ, પછી ગજવું કાપી લે કે ગમે તે કરે તોય કશું થતું નથી.

**પ્રશ્નકર્તા :** એક જગ્યાએ સ્થિર બેઠા વગર ધ્યાન થઈ શકે ?

**દાદાશ્રી :** ધ્યાન તો હાલતાં-ચાલતાં, સાંસારિક ક્રિયાઓ કરતાં થયા જ કરે. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન રાત-દહાડો લોકો કરે છે. દેવગતિમાં જવાનું ધ્યાનેય હાલતાં-ચાલતાં થઈ શકે અને મોક્ષે જવાનું ધ્યાનેય હાલતાં-ચાલતાં થઈ શકે.

## ધ્યાન : ધ્યેય, ધ્યાતાનું અનુસંધાન !

**પ્રશ્નકર્તા :** ધ્યાનનું ઉદ્‌ભવસ્થાન શું છે ?

**દાદાશ્રી :** ધ્યાનનો અર્થ શું કે કોઈ પણ ધ્યેય નક્કી કરવો ને તેની જોડે સાંધો લગાડે તે ધ્યાન, જેટલી વાર સાંધો રહે તેટલી વાર ધ્યાન રહે. તમે મુંબઈ જવાનું નક્કી કર્યું ને મુંબઈની ટિકિટ લીધી એટલે ગાડીમાં મુંબઈનું ધ્યાન તમને સહેજે રહે જ.

ધ્યાનમાં ધ્યાતા નક્કી થવો જોઈએ ને ધ્યેય નક્કી થવું જોઈએ. તમે પોતે ધ્યાતા ને નક્કી કરેલું ધ્યેય, આ બંનેનું અનુસંધાન રહે એ ધ્યાન કહેવાય. ધ્યેય અને ધ્યાતા તન્મયાકાર થાય એ ધ્યાન કહેવાય.

ધ્યાતા તો તમે છો જ, ધ્યેયની જગ્યાએ તમે શું મુકેલું છે ?

**પ્રશ્નકર્તા :** 'કોન્સન્ટ્રેશન' કરવાનું છે તે. 'સ્વ' ઉપર જ કરવાનું છે ને ?

**દાદાશ્રી :** હા, 'સ્વ' ઉપર જ કરવાનું છે. પણ 'સ્વ'ને સમજ્યા વગર શી રીતે થાય ? સ્વ'શું છે તે સમજવું પડશે ને ? 'સ્વ' પુસ્તકમાં નથી રહેલું, કોઇ શાસ્ત્રમાં નથી લખેલું. શબ્દરૂપે લખેલું હશે, પણ જે ખરેખર છે એ તો શબ્દરૂપે નથી. એટલે તમે એને શી રીતે નક્કી કરો ?

**પ્રશ્નકર્તા :** 'સપોઝ' કરીને ના નક્કી થાય ?

**દાદાશ્રી :** અમદાવાદ જવું છે ને 'સપોઝ' કરીને ઉત્તરને બદલે દક્ષિણમાં ચાલીએ તો એ 'સપોઝ' કેમ ચાલે ? 'રેગ્યુલર સ્ટેજ'માં 'સપોઝીશન' હોવું જોઇએ. 'સપોઝ' એની 'બાઉન્ડ્રી'માં હોવું જોઇએ, 'આઉટ ઓફ બાઉન્ડ્રી' ના હોવું જોઇએ.

ધ્યાન તો ત્યારે થાય કે ધ્યેય સ્વરૂપે ઓળખવું જોઇએ ને પોતે ધ્યાતા સ્વરૂપ થવું જોઇએ. 'હું ચંદુલાલ છું' એ રીતે તમે ધ્યાતા થાવ છો ને ? ચંદુલાલ તો તમારું નામ છે. તમે ધ્યાતા શી રીતે થાવ છો ?

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ રીતે.

**દાદાશ્રી :** શુદ્ધાત્મા તે કોણ પણ ? એનું ભાન થયેલું છે તમને ?

**પ્રશ્નકર્તા :** ના, નથી થયેલું.

**દાદાશ્રી :** તો આત્માનું ભાન થયા વગરનું કહો, તો તે બધાં ગપ્પાં કહેવાય. આત્માનું ભાન થવું જોઇએ. ભાન ના થયું હોય તો પણ પ્રતીતિ તો બેસવી જ જોઇએ, અને તે પ્રતીતિય તૂટે નહીં એવી હોવી જોઇએ 'હું શુદ્ધાત્મા છું' એ ભાન થાય ત્યારથી જ એનું ધ્યાન એની મેળે જ રહ્યા કરે, તમારે કરવું ના પડે. જ્યાં કંઇ પણ કરવાપણું

છે તે તો સંયોગોને આધીન છે. સંયોગ હોય તો થાય ને ના હોય તો ના થાય. અને આ તો શુદ્ધાત્માનું એક ફેરો ભાન થયું કે ધ્યાન એની મેળે ઉત્પન્ન થાય જ. એક હીરો કોઈ જગ્યાએ મૂક્યો હોય ને તમે એકલા જ જાણતા હો તો તે તમારા ખ્યાલમાં હોય કે અમુક જગ્યાએ મૂક્યો છે, તો તમારું ધ્યાન ત્યાં રહ્યા જ કરે ! સાસરીમાં બેઠા હો તોય તમારું ધ્યાન ત્યાં હોય. ભૂલી જાવ તે ઘડીએ પ્રતીતિરૂપે હોય. નહીં તો ખ્યાલરૂપે તો હોય જ. ધ્યાનનો ભાઈ જ ખ્યાલ છે !

## અહંકાર-ધ્યાનમાં નહીં, પણ ક્રિયામાં !

**પ્રશ્નકર્તા :** ધ્યાન મારે કેવી રીતે ધરવું ? બરાબર થતું નથી. મારે શીખવું છે.

**દાદાશ્રી :** ધ્યાન તમે કરો છો કે બીજું કોઈ કરે છે ?

**પ્રશ્નકર્તા :** હું કરું છું.

**દાદાશ્રી :** કોઈ વખત ના થાય એવું બને ખરું ?

**પ્રશ્નકર્તા :** હા, બને.

**દાદાશ્રી :** એનું કારણ છે. જ્યાં સુધી 'આપ ચંદુલાલ' છો.' ત્યાં સુધી કોઈ 'કામ કરેક્ટ' થાય નહીં. 'તમે ચંદુલાલ છો' એ કેટલા ટકા સાચી વાત હશે ?

**પ્રશ્નકર્તા :** સો ટકા.

**દાદાશ્રી :** જ્યાં સુધી આ 'રોંગ બીલીફ' છે ત્યાં સુધી 'મેં આટલું કર્યું, આમ કર્યું.' એ 'ઈગોઈઝમ' છે. જ્યાં જ્યાં કરો તેનો કર્તાપણાનો 'ઈગોઈઝમ' થશે અને કર્તાપણાનો 'ઈગોઈઝમ' વધશે તેમ ભગવાન છેટા થશે. જો તમારે પરમાત્માપદ જાણવું હોય તો 'ઈગોઈઝમ' જશે તો કામ થશે.

ધ્યાન એટલે કોઈને આવડે નહીં, એનું નામ ધ્યાન. જે કરવામાં આવે છે તે અહંકારે કરીને છે. તેથી તે ધ્યાન ના કહેવાય, એ

એકાગ્રતા કહેવાય. જ્યાં અહંકાર હોય નહીં ત્યાં ધ્યાન હોય, ધ્યાન અહંકારે કરીને થઈ શકે નહીં. ધ્યાન તો સમજવા જેવી વસ્તુ છે, કરવાની નથી. ધ્યાન અને એકાગ્રતામાં બહુ ફેર. એકાગ્રતા માટે અહંકારની જરૂર. ધ્યાન તો અહંકારથી નિર્લેપ છે. અહંકાર ઘટે વધે તે તમારા ધ્યાનમાં રહે કે ના રહે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અહંકાર વધ્યો કે ઘટ્યો તે ધ્યાનમાં રાખે એનું નામ ધ્યાન કહેવાય. આર્તધ્યાન ને રૌદ્રધ્યાનમાં પણ અહંકાર વપરાતો નથી.

**પ્રશ્નકર્તા :** ધર્મધ્યાનમા અહંકાર ખરોને ?

**દાદાશ્રી :** તેમાંય અહંકાર નહીં. ધ્યાનમાં અહંકાર નથી, ક્રિયામાં અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** રૌદ્રધ્યાન ને આર્તધ્યાનમાં નિમિત્ત તો અહંકાર ખરો ને ?

**દાદાશ્રી :** નિમિત્ત એકલું જ નહીં, પણ ક્રિયા પણ અહંકારની છે. ક્રિયા એ ધ્યાન નથી. પણ ક્રિયામાંથી ઉત્પન્ન થતું પરિણામ એ ધ્યાન છે. અને જે ધ્યાન ઉત્પન્ન થાય છે તેમાં અહંકાર નથી. આર્તધ્યાન થઈ જાય, તેમાં 'હું આર્તધ્યાન કરું છું' એમ ના હોય, તેથી ધ્યાનમાં અહંકાર ના હોય. અહંકાર 'બીજી જગ્યાએ' વપરાય ત્યારે ધ્યાન ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** ધ્યાનમાં અહંકાર નથી, કર્તા નથી, તો કઈ રીતે બંધાય ?

**દાદાશ્રી :** આર્તધ્યાન થયા પછી 'મેં આર્તધ્યાન કર્યું' એ માને, ત્યાં કર્તા થાય છે, ને તેનું બંધન છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે ધ્યેય નક્કી થાય અને પોતે ધ્યાતા થાય ત્યારે ધ્યાન ઉત્પન્ન થાય, તેમાં અહંકારની જરૂર નહીં ને ?

**દાદાશ્રી :** એમાં અહંકાર હોય કે ના હોય. નિર્અહંકારી ધ્યાતા હોય ને તો શુક્લધ્યાન ઉત્પન્ન થાય અને નહીં તો ધર્મધ્યાન થાય કે આર્ત કે રૌદ્રધ્યાન થાય.

**પ્રશ્નકર્તા :** એટલે ધ્યાતાપદ અહંકારી હોય કે નિર્અહંકારી હોય, પણ એનાં પરિણામ સ્વરૂપ જે ધ્યાન ઉત્પન્ન થાય તેમાં અહંકાર નથી ?

**દાદાશ્રી :** હા, અને શુક્લધ્યાન પરિણામ આવશે ત્યારે મોક્ષ થશે.

**પ્રશ્નકર્તા :** ધ્યેય નક્કી થાય છે, તેમાં અહંકારનો ભાગ ખરો ?

**દાદાશ્રી :** ધ્યેય અહંકાર જ નક્કી કરે છે. અને મોક્ષનો ધ્યેય અને ધ્યાતા નિર્અહંકારી, એટલે શુક્લધ્યાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** ધર્મધ્યાનનાં ધ્યેયમાં અહંકારની સૂક્ષ્મ હાજરી ખરી ?

**દાદાશ્રી :** ખરી. અહંકારની હાજરી વગર ધર્મધ્યાન થાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** આર્ત, રૌદ્ર ને ધર્મધ્યાન એ પુદ્ગલ પરિણતિ કહેવાય કે ?

**દાદાશ્રી :** હા. એ પુદ્ગલ પરિણતિ કહેવાય અને શુક્લધ્યાન એ સ્વાભાવિક પરિણતિ છે.

**પ્રશ્નકર્તા :** એટલે શુક્લધ્યાન એ આત્માનું પરિણામ કહેવાય કે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** શુક્લધ્યાન હોય તો એમાંથી જે કર્મો થશે તે સારાં થશે અને ધર્મધ્યાનમાં હોય તો એનાથી થોડાં ઊતરતાં થશે એ વાત ખરી ?

**દાદાશ્રી :** શુક્લધ્યાન હોય ને તો કર્મો ક્રમિક માર્ગમાં થાય

નહીં; આ તો અક્રમ માર્ગ છે એટલે થાય છે. તેય પણ પોતાને કર્તાપણે નથી થતાં, નિકાલી ભાવે થાય છે. આ તો કર્મ ખપાવ્યા સિવાય 'જ્ઞાન' પ્રાપ્ત થયેલું છે ને !

## ધ્યાનનાં પરિણામ !

ધ્યાનનું ફળ આવે છે. રૌદ્રધ્યાનનું ફળ શું ? ત્યારે કહે, મહીં રાક્ષસી વૃતિઓ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** વૃતિ પ્રમાણે કર્મ થવાનાં ને ?

**દાદાશ્રી :** એ ખરું છે. પણ પહેલાં વૃતિઓ ક્યાંથી થાય છે ? ધ્યાનમાંથી. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન એ બધાં જાનવરમાં કે નર્કગતિમાં જાય એવાં ધ્યાન છે. પછી ત્યાં આગળ એને એ કર્મો ભોગવવાં પડે.

**પ્રશ્નકર્તા :** 'શૂટ એટ સાઈટ' પ્રતિક્રમણ કરે છે તે પણ એક જાતનું ધ્યાનનું પરિવર્તન જ છે ને ?

**દાદાશ્રી :** હા. એ ધ્યાનનું જ પરિવર્તન છે.

**પ્રશ્નકર્તા :** 'શૂટ' કર્યું એટલે એણે પુદગલને નષ્ટ કર્યું, જે 'વ્યવસ્થિત'માં હતું તેમાં ડખલ કરી. તો બીજો જન્મ થાય તે કેવો આવે ?

**દાદાશ્રી :** એય એના જેવો ને જેવો જ આવે. જે લિંક છે એવી ને એવી જ આવે.

**પ્રશ્નકર્તા :** જે 'શૂટ' કરીને ફેરવી નાખે છે, તેનું એટલું જ આયુષ્ય કે ટૂંકું ?

**દાદાશ્રી :** એ આયુષ્ય એનું અહીંયાં તૂટી જવાનું હતું, એટલે તે ઘડીએ તૂટવાનાં બધાં 'સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' ભેગાં થાય ને આયુષ્ય ઊડી જાય, ભમરડો ઝટપટ ફરી જાય !

## આત્મધ્યાને જ સમાધિ !

પોતાના સ્વરૂપનું ધ્યાન એને ધ્યાન કહેવાય. બીજા ધ્યાન જે

કરવા જાય છે એ તો કયે ગામ લઈ જશે તેનું ઠેકાણું નથી. એ તો એકાગ્રતા છે. ભગવાને શું કહ્યું કે, ખીચડીનું ધ્યાન રાખજે, ધણીનું ધ્યાન રાખજે, નહીં તો પછી સ્વરૂપનું ધ્યાન રાખ. એ સિવાયના બીજાં ધ્યાન શું તોપને બારે ચઢાવવાં છે ? આ સમાધિ માટે બીજાં ધ્યાન શું કરવાં છે ? આત્મામાં આવે તો નિરંતર સમાધિ રહે તેમ છે !

આ ધ્યાન કરવાનું કહે છે, બેસીને શ્વાસ ઊંચા-નીચા નીકળે તેની પર ધ્યાન રાખવાનું કહે છે. તે જ્યારે શરીર પર દાહ ઊપડે ત્યારે થાય એ ધ્યાન ? ના, ધ્યાન ઉઘાડું ના હોય, શબ્દો કે ક્રિયાઓ ઉઘાડી હોય.

રાગ-દ્વેષ ઓછા કરવા માટે ધ્યાન કરવાનું હોતું હશે ? રાગ-દ્વેષ ઓછા કરવા માટે વીતરાગ વિજ્ઞાન જાણવાનું છે.

❖ ❖ ❖ ❖ ❖

## (3)

# પ્રારબ્ધ - પુરુષાર્થ

### પુરુષાર્થ કોને કહેવાય ?

**દાદાશ્રી :** તમે શો પુરુષાર્થ કરો છો ?

**પ્રશ્નકર્તા :** ધંધાનો.

**દાદાશ્રી :** એ તો પુરુષાર્થ ના કહેવાય. જો પોતે જ પુરુષાર્થ કરતો હોય તો નફો જ લાવે, પણ આ તો ખોટ પણ જાય છે ને ? એ પુરુષાર્થ ના કહેવાય. એ તો દોરી વીંટેલી તે ઊતરે, એને પુરુષાર્થ કેમ કહેવાય ? તમે પુરુષાર્થ કરો છો તો ખોટ કેમ ખાઓ છો ?

**પ્રશ્નકર્તા :** એ તો એવુંય થઈ જાય. ક્યારેક નુકસાન પણ થાય.

**દાદાશ્રી :** ના. પુરુષાર્થ કરનારાને તો ક્યારેયે ખોટ ના જાય. આ પુરુષાર્થ કર્યો એ કોણ બોલે છે ? આખું 'વર્લ્ડ' 'ટોપ્સ' છે. આ તો પ્રકૃતિ નચાવે તેમ નાચે છે ને કહે છે 'હું નાચ્યો !' આ આટલોક જ 'શૉક' આપે તો હાડકાં ને બધું બહાર નીકળી જાય. આ પુસ્તક વાંચે, શાસ્ત્રો વાંચે છે તેય પુરુષાર્થ નથી. એ બધો નૈમિત્તિક પુરુષાર્થ છે. સાચા પુરુષાર્થને કોઈ સમજ્યું જ નથી. 'હું છું, હું છું' કરે છે. અલ્યા, સંડાશ જવાની સત્તા નથી ને તું છે ભમરડો ! આ તો શ્વાસ નાકેથી લેવાય છે. શ્વાસ લેવાનીય પોતાની શક્તિ નથી ને એક ઉચ્છ્વાસ કાઢવાનીય આ ભમરડામાં શક્તિ નથી. આ તો કહેશે કે, 'હું શ્વાસ લઉં છું.' તે રાત્રે તું ઊંઘે છે ત્યારે શ્વાસ કોણ લે છે ?

તને જ્ઞાન છે ને કે આ નાક બંધ કર્યું તો શું થાય ? આ

'મશીનરી' એવી ગોઠવાયેલી છે કે એ શ્વાસ મહીંથી લે છે. અને પછી એ જ 'મશીનરી' શ્વાસ ફેંકે છે. ત્યારે આ લોક કહે છે કે, 'હું લાંબો શ્વાસ લઉં છું ને હું ટૂંકો શ્વાસ લઉં છું !' આ તો તને 'તું કોણ છે' એનું જ ભાન નથી. આ તો દોરી વીંટાય છે ને ભમરડો ફરે છે, એમાં 'હું ફર્યો' કહેશે. 'વર્લ્ડ'માં ઝાડે જવાની સત્તાયે કોઈને નથી, અમને પણ નથી. આ 'પુરુષાર્થ, પુરુષાર્થ' કરો છો, તે જીવતાનો કે મરેલાનો ? પુરુષ થયા વગર પુરુષાર્થ શી રીતે થાય ? તમે જેને આત્મા માનો છો એ તો નિશ્ચેતન-ચેતન છે. આ પુરુષાર્થ કોણ કરે છે ?

**પ્રશ્નકર્તા :** એ તો હું જ કરું છું ને !

**દાદાશ્રી :** પણ 'હું કોણ ?' આ તો 'હું' એ જ ભમરડો છે ને ! અને ભમરડો તે શું પુરુષાર્થ કરવાનો છે ? અને જો પોતે પુરુષાર્થ કરી શકતા હોત તો કોઈ મરે જ નહીં પણ આ તો ભમરડો ગમે ત્યારે ટપ થઈ જાય. આ ભમરડો 'ડૉક્ટર'ને કહે, 'સાહેબ, મને બચાવો. અલ્યા, ડૉક્ટરનો બાપ મરી ગયો, મા મરી ગઈ, એમને એ ના બચાવી શક્યો તો તમને શું બચાવવાનો હતો એ ? ડોક્ટરના બાપાને ગળે ગળફો બાઝયો હોય તો આપણે કહીએ કે, 'તમે આટલાં આટલાં ઓપરેશનો કરીને પેટમાંથી ગાંઠો કાઢી લો છો, તે આ જરાક ગળફો જ કાઢી લો ને ?' ત્યારે એ કહે કે, 'ના, એમ કરવાથી તો એ ખલાસ થઈ જાય.' તે આ બેજવાબદારપણે કહે છે કે, 'મેં બચાવ્યો.' અલ્યા, નનામી ના નીકળવાની હોય તો એમ બોલ. તું પહેલાં તારી નનામી બંધ કર ! આ તો ક્યાંય ટૈડ થઈ જશો ! માટે વાતને સમજો.

## પાચનમાં પુરુષાર્થ કેટલો ?

આ અત્યારે નાસ્તો અહીં આવ્યો છે તે ખાવામાં શો પુરુષાર્થ કરવો પડે ? જો આ ખાવાની ક્રિયામાં પુરુષાર્થ કરવો પડતો હોય તો તે અને જગતનો પુરુષાર્થ બંને સરખાં જ છે. ખાવા માટે પુરુષાર્થ કરવો પડે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તેવું છે. આ ખાવા માટે નૈમિત્તિક પુરુષાર્થ કરવો પડે; હાથ, મોઢું હલાવવું પડે. 'આપણે' ડખો ના કરીએ તો દાંત સરસ રીતે ચાવે, જીભ પણ સારી રીતે રહે. આ તો એકલો પોતે ડખો કરે છે કે, 'ખાવાનો પુરુષાર્થ હું કરું છું.' જીભ જો ખાવાનો પુરુષાર્થ કરવા જાય ને તો બત્રીસ દાંતો વચ્ચે કેટલીયવાર ચવાઈ જાય ! પણ જીભ ડખો કરતી નથી, અને એમ નથી કહેતી કે 'હું પુરુષાર્થ કરું છું.' જમતી વખતે જો મિલમાં પુરુષાર્થ (!) કરવા ના જાય તો ખાવાની ક્રિયામાં બહુ સરસ રીતે સ્વાભાવિક થાય એમ છે. આ તો માત્ર 'જોવાનું' ને 'જાણવાનું' છે. બધું સ્વાભાવિક રીતે ચાલ્યા કરે એવું છે ! રાત્રે તમે હાંડવો ખાધા પછી સૂઈ જાવ છો ? તે ત્યાર પછી એને પચાવવા માટે શો પુરુષાર્થ કરો છો ?

**પ્રશ્નકર્તા :** ખોરાકના પાચન માટે આઘું-પાછું, હરવું-ફરવું પડે છે.

**દાદાશ્રી :** તે ક્રિયા પાચન માટે નિમિત્ત છે. અને સૂઈ જાવ ત્યારે શ્વાસોચ્છ્વાસ સારા ચાલે છે, તેથી તો માણસ 'ફ્રેશ' થઈ જાય છે. તમે ઊંઘમાં હો છતાં પણ અંદર પાચન માટે જોઈતા પ્રમાણમાં પાચક રસો, 'બાઈલ' વગેરે પડ્યા જ કરે છે. એને ચલાવવા કોણ જાય છે ? જેમ અંદરનું એની મેળે ચાલે છે. તેમ બહારનું બધું પણ એની મેળે જ ચાલે છે. માત્ર નૈમિત્તિક ક્રિયા, પ્રયત્ન વગેરે કરવું પડે. બાકી બધું 'વ્યવસ્થિત' રીતે જ ગોઠવાયેલું હોય છે. જન્મ્યો ત્યારથી જ ભોગવટો, માન અપમાન, જશ-અપજશ બધું લઈને જ આવેલો છે, પણ આ અહંકાર નડે છે. જે કંઈ ક્રિયા થાય તેમાં પોતાને કર્તા માને છે. આમાં કરવા જેવું શું છે ? માત્ર આત્મા જાણવાનો છે. મહીં હાંડવો નાખીએ છીએ ને મહીં કુદરતી બધી ક્રિયાઓ થાય છે. તેવી જ રીતે બહાર બધું કુદરતી રીતે જ ચાલે છે. કેટલો ખોરાક, કેટલાં પગલાં, શી રીતે ચાલવું, કેટલું ચાલવાનું, બધું એની મેળે જ થયા કરે છે. આ

તો માત્ર અહંકાર કરે છે, ડહાપણ કરે છે, અને માને છે કે પોતે પુરુષાર્થ કરે છે. પણ પુરુષ થયા વગર પુરુષાર્થ ના થાય. આ તો 'જ્ઞાની પુરુષ' અલખનું લક્ષ બેસાડે, પુરુષ થાય, પછી પુરુષાર્થ માંડી શકે.

લોકો કેડો બાંધીને પુરુષાર્થ કરવા જાય છે કે મુંબઈમાં આમ કરવું છે ને તેમ કરવું છે ! મુંબઈ તો એની એ જ રહી છે, કેટલાય શેઠિયા ટૈડ થઈ ને મરી ગયા ! મુંબઈની આબાદી છે ત્યાં સુધી કોઈ કશું કરનાર નથી. કારણ કે આબાદીને અટકાવવાની સત્તા નથી ને બરબાદીનેય અટકાવવાની સત્તા નથી ! ને તેમાં લોકો પુરુષાર્થ કરવા નીકળ્યા છે !! તું તો આ બધાં વાસણોમાં ફક્ત એક ચમચો છે.

પુરુષાર્થ એ ભ્રાંત ભાષાનો શબ્દ છે, આ સાચી ભાષાનો શબ્દ નથી. જેમ તમે કહો કે, 'હું આમનો વેવાઈ થાઉં.' તે સાચો શબ્દ નથી. એમ એ ભાષા જુદી છે.

## જીવોનું ઊર્ધ્વગમન, કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** જીવ કયા પુરુષાર્થથી ઊંચે આવ્યો છે ?

**દાદાશ્રી :** એ તમને સમજાવું. આ આપણે ત્યાં નર્મદા નદી છે, તે પથ્થરની ભેખડોમાંય વહે છે. ને માટીની ભેખડમાંય વહે છે. જ્યાં પથ્થરની ભેખડ હોય ત્યાં પાણી બહુ જોશબંધ વહે ને પથ્થરોની ધાર હઉં તોડે. પછી નદીમાં કોઈ આવડો પથરો પડે, કોઈ આવડો પથરો પડે. તે વખતનો પથરાનો ખૂણો જો વાગેને તો લોહી નીકળે એવો હોય. કારણ કે તાજા તૂટીને પડેલા પથરાઓ ધારવાળા હોય. તે આ જીવોનો પુરુષાર્થ શું તે તમને સમજાવું. આ નદીનો સ્વભાવ કેવો કે એ પથરાઓને વહેણમાં આમ ખેંચીને તેમ ખેંચી જાય. એમ ચાલ્યા જ કરે. તે પથરા પછી મહીંના મહીં ટકરાયા કરે, ટકરાયા કરે. એટલે દસ-પંદર માઈલ જાય ત્યારે સુંવાળા લાગે, લીસા લાગે, ઘસીને તૈયાર કર્યા હોય તેવા મારબલ જેવા લાગે. પણ તોય તે ખૂણા-ખાંચાવાળા હોય. પછી અહીં ભાડભૂજ આગળ થતા થતા એવા ગોળ થઈ જાય

કે એને ત્યાં આગળ જાત્રામાં શું કહે છે ? 'ભઇ, ઘેર દર્શન કરવા હારુ શાલિગ્રામ લેતા આવજો.' તે ગોળ થઇ ગયેલા પથ્થર હોય તેને લોક દર્શન કરે. તેવી જ રીતે આ જીવમાત્ર ઘસડાયા જ કરે છે. કુદરત ઘસડે છે ને અથડાય છે, આથડાઆથડ કરતા ગોળ થાય છે !

**પ્રશ્નકર્તા :** તો પછી કશું જ કરવાનું નહીં ?

**દાદાશ્રી :** કશું જ કરવાનું નહીં. ભમરડો શું કરે છે તે ? ઝાડે ફરવાની સત્તા નથી ત્યાં તે શું કરે ? જે પથરા અથડાતા અથડાતા ગોળ થાય છે ત્યારે લોકો એને શાલિગ્રામ કહીને મંદિરમાં મૂકે છે ! જેટલા શાલિગ્રામ થઇ ગયા તેટલા પૂજામાં બેઠા અને બીજા દરિયામાં પડ્યા ! તે એવું અહીં આગળ હિન્દુસ્તાનમાં જન્મ્યા પછી પથરો ગોળ થયેલો હોય છે અને જો 'જ્ઞાની પુરુષ' મળી ગયા અને સમકિત થઇ ગયું તો એ પૂજાયા અને બીજા બધા ગયા દરિયામાં ! સમકિત થયા વગર કોઇ પુરુષાર્થ નથી. સમકિત થતા સુધીની બધી જ સકામ નિર્જરા છે. આ લોક માને છે એ પુરુષાર્થ તો ભ્રાંતિનો છે. ભ્રાંતિનો પુરુષાર્થ એટલે ફરી અવતાર લેવો પડે એવો.

આ તમને જે માર્ગ બતાવ્યો કે ક્યાંથી પથરા પડે છે તે વ્યવહારની આદિ છે. અવ્યવહારની આદિ જ નથી, એ તો અનાદિ છે. પણ વ્યવહારની આદિ અહીંથી થાય છે. પથરા પડ્યા નદીમાં ત્યાંથી. અવ્યવહાર રાશિ એટલે જ્યાં હજી જીવનું નામ પણ પડ્યું નથી તે. અને જ્યાંથી નામ પડ્યું કે આ ગુલાબ, આ મોગરો, આ કીડી, મંકોડો... તે બધા જીવો વ્યવહાર રાશિમાં આવ્યા. કુદરતી રીતે ધક્કા ખાઇ ખાઇને આગળ આવે છે. છેક ડૂંડું આવતા સુધી કુદરતી સંચાલન છે.

**પ્રશ્નકર્તા :** આમાં કોઇ કારણ ખરું, કે કોઇ પથરો દરિયામાં પડ્યો ને કોઇ પથરો શાલિગ્રામ થયો ?

**દાદાશ્રી :** કારણ કશુંય નહીં, જેને જે સંજોગ બાઝ્યો તે ! આ 'દાદા'નો સંજોગ બાઝ્યો તે જુઓને તમે પરમાનંદમાં રહો છો ને ?

આ સંજોગ બાઝયો એટલું જ. પછી તમારે બીજું કશું કરવું પડ્યું છે ? કંઇ ચરખો ચલાવવો પડ્યો ? નહીં તો આ વ્યવહારનો અંત ક્યારે આવે ?

આ પથરા આમ નદીમાં જાય ત્યારે સરખે સરખા હોય, આમ નાના મોટા હોય ખરા. પણ આમને ઘસવામાં જુદું કોણ પાડે છે ? ત્યારે કહે, 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'. આજે પથરા અહીં આવીને બેઠા હોય તો આવતી સાલ તો પેલી બાજુ હોય. એમને તો ચાલવુંય પડતું નથી કે કશુંય કરવું પડતું નથી. ને શાલિગ્રામ થાય છે. તે આ જીવોની પથરા જેવી જ દશા છે ! અને આ પથરા જ છે; આમાંથી આત્મા કાઢી નાખે તો પથરા જ !

**પ્રશ્નકર્તા :** સંયોગોમાં પુરુષાર્થ ખરો ?

**દાદાશ્રી :** જે પુરુષ થયો હોય તે જ પુરુષાર્થ કરી શકે. કૃષ્ણ ભગવાને કહ્યું કે 'ઓધવજી, અબળા તે શું સાધન કરે ?' જૈનોના મોટામાં મોટા આચાર્ય આનંદઘનજી મહારાજ શું કહે છે ? એ કહે છે, 'હે અજિતનાથ ! આપ પુરુષ થયા છો. કારણકે આપે ક્રોધ-માન-માયા-લોભને જીતી લીધાં છે, તેથી અજિત કહેવાઓ છો ને હું તો અબળા છું. કારણ કે ક્રોધ-માન-માયા-લોભે મને જીતી લીધો છે !' હવે આવડા મોટા આચાર્ય પોતાની જાતને અબળા કહે છે, તો પછી બીજાઓને તો કશું કહેવાનું રહે જ નહીં ને ?

આ બધી જ ક્રિયાઓ 'મિકેનિકલ' ચાલ્યા જ કરે છે, એ તો ઘઉં પાક્યા કરશે, ઘઉં બજારમાં આવશે, એ દળાશે, અને ઘઉંનો પાઉં થશે. એ બધું 'મિકેનિકલ' થયા કરશે. 'મિકેનિકલ' 'એવિડન્સ'માં તો આ બધી ઘટમાળ છે જ !

## તો સાચો પુરુષાર્થ કયો ?

ખરી રીતે યથાર્થ પુરુષાર્થ જોઇશે. પ્રકૃતિનો નહીં, પુરુષનો પુરુષાર્થ જોઇશે. જગતમાં પ્રકૃતિનો પુરુષાર્થ ચાલે છે. આ સામાયિક

કર્યું, પ્રતિક્રમણ કર્યું, ધ્યાન કર્યું, કીર્તન કર્યું, એ તો પ્રકૃતિનો પુરુષાર્થ ! જ્યારે યથાર્થ પુરુષાર્થ તો પુરુષ થઈને કરે, તો જ યથાર્થને પહોંચે.

આ 'દાદા' એ 'જ્ઞાન' અને 'અજ્ઞાન' બન્નેય જુદે જુદું જોયું છે, તે જ તમને દેખાડે છે, ત્યારે પુરુષ પુરુષ ધર્મમાં આવી જાય પછી પ્રજ્ઞા ચેતવે. ત્યાં સુધી પ્રાકૃત ધર્મમાં જ રહે છે.

**પ્રશ્નકર્તા :** સાચો ભાવ હોય એને પુરુષાર્થ કહેવાય ?

**દાદાશ્રી :** ભાવાભાવ એ કર્મ છે, સ્વભાવભાવ એ પુરુષાર્થ છે. સ્વભાવભાવ એટલે કોઈ ચીજનો 'પોતે' કર્તા નહીં, સ્વભાવ-ભાવ ! એમાં બીજે કોઈ ભાવ નહીં. એમાં તો જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદ જ રહે !

સ્વરૂપજ્ઞાન પછી બધા સ્વભાવભાવમાં આવે છે. પોતે પુરુષ થયા પછી ચેતન પુરુષાર્થ ઉત્પન્ન થાય છે. સ્વાભાવિક પુરુષાર્થ ઉત્પન્ન થાય છે. અને જ્યારે પોતે પરમાત્મ પુરુષાર્થમાં આવે છે ત્યારે પોતે જ પરમાત્મ સ્વરૂપ થઈ ગયો.

બધા સંયોગો ભેગા થાય ત્યારે જ રિલેટિવ કાર્ય થાય. તે 'વ્યવસ્થિત' છે. 'જ્ઞાની' શું કહે છે કે આ ભ્રાંતિના પુરુષાર્થમાં હતા, હવે સ્વરૂપજ્ઞાન પ્રાપ્તિ પછી 'રિયલ' પુરુષાર્થમાં મંડી પડો કે જ્યાં સંયોગોની જરૂર નથી. 'રિયલ' પુરુષાર્થમાં તો કોઈ વસ્તુની જરૂર ના રહે ને 'રિલેટિવ' પુરુષાર્થમાં મન, વચન, કાયા બધા જ સંયોગો જોઈશે. સ્વપુરુષાર્થ કયો ? પુદ્‌ગલ પરિણતિમાં ક્યાંય પણ રાગ-દ્વેષ ના થાય તે, પછી મારી નાખે તોય રાગ-દ્વેષ ના થાય.

## પ્રારબ્ધ કર્મ શું ? સંચિત કર્મ શું ?

**પ્રશ્નકર્તા :** 'નસીબ' અને 'વ્યવસ્થિત'માં શો ફેર ?

**દાદાશ્રી :** 'નસીબ, લક-અનલક, પ્રારબ્ધ-પુરુષાર્થ, તકદીર-તદબીર' એ ભ્રાંત ભાષાની વાતો છે, 'લોઅર' ભાષાના શબ્દો છે. એ

બાળમંદિરની ભાષા છે, એ જ્ઞાનમંદિરની ભાષા નથી. જ્ઞાનમંદિરની ભાષામાં 'વ્યવસ્થિત' છે. લોક કહે છે ને 'પ્રારબ્ધમાં હશે તો થશે ?' તો કોઈ વાંધો ઉઠાવે કે, 'પુરુષાર્થ કર્યા વગર શી રીતે થશે ?' એટલે જ્ઞાન એવું હોવું જોઈએ કે કોઈ વાંધો ના ઉઠાવે. આ તો ઠોકાઠોક છે, લોક નથી પ્રારબ્ધને સમજતા કે નથી પુરુષાર્થને સમજતા !

માંદો પડ્યો એ પ્રારબ્ધ કર્મ નથી. ભગવાન પ્રારબ્ધકર્મ કોને કહે છે કે આ આચર-કૂચર ખાતો હતો, તે તેના પ્રારબ્ધકર્મથી ખાતો હતો, તેનું ફળ આ મરડો થયો તે આવ્યું. પોતાને ખાવું હોતું નથી, છતાં ખવડાવે છે તે પ્રારબ્ધકર્મ, ને મરડો થાય છે તે પ્રારબ્ધ કર્મનું ફળ છે.

**પ્રશ્નકર્તા :** આચર-કૂચર ખાતી વખતે તેને અટકાવવા શું કરવું ? તે વખતે પ્રારબ્ધકર્મ કે સંચિત કર્મ હોય છે ?

**દાદાશ્રી :** ગયા ભવમાં જે સંચિત કર્મ હોય તે આ ભવમાં પ્રારબ્ધરૂપે આવે એટલે 'આ ખાઉં ને તે ખાઉં', રહે ને એમાં પછી ખાટું- તીખું ખાયા કરે. એટલે પછી 'વાઈટાલિટી પાવર' ઉપર જોર આવે, તેથી પાચન કરી શકાય નહીં. એટલે એ કચરાને એક જગ્યાએ ભેગું કર કર કરે. આ શરીરમાં અમુક અમુક ભાગ એવા છે કે જેમાં 'વાઈટાલિટી પાવર' કચરાને ફેંકે છે. આ ડૉક્ટરો એને Raysથી બાળી મૂકે છે, અથવા તો અમુક દવાથી ઓગળી જાય.

## ભ્રાંત પુરુષાર્થ અને પ્રારબ્ધ કર્મ !

આ સંસારમાં પુરુષાર્થ જે માને છે તે પુરુષાર્થ છે જ નહીં. હવે આવડી મોટી ભૂલ હિન્દુસ્તાનમાં ચાલે, બધેય ચાલે, તો લોકોની શી દશા થાય ? 'પુરુષાર્થ ને પ્રારબ્ધનાં ભેદ' 'જ્ઞાની પુરુષ' પાસે સમજી લેવા જોઈએ.

આપણા લોકો શેને પુરુષાર્થ માને છે ? સવારમાં ઊઠ્યો તે 'વહેલો ઊઠ્યો' એને પુરુષાર્થ કહે છે, 'કાલે મોડું થઈ ગયું ને આજે

વહેલો ઊઠ્યો એમ કહે. પછી ચા પી લીધી, પછી સંડાસ જઇ આવ્યો, નહાયો-ધોયો ને ઝટ વેપાર માટે ચાલ્યો અને વેપારમાં આખો દહાડો બેસી રહ્યો એને પુરુષાર્થ કહે છે. પણ એ તો પ્રારબ્ધ છે. ટેન્ડર ભર્યું, ફલાણું કર્યું, ત્રિકમસાહેબને મળી આવ્યો, ફલાણે જઇ આવ્યો, આ બધું જ પ્રારબ્ધ છે. દોડધામ કરે, દુકાન માંડે, તેય પ્રારબ્ધ છે. બોલો હવે, આ પબ્લિક શું સમજતી હશે પ્રારબ્ધને ? જે પ્રારબ્ધ છે ને તેને જ પુરુષાર્થ કહે છે, તો બોલો હવે પુરુષાર્થ ક્યારે થતો હશે ? સમજવા જેવી વાત છે ને ?! 'જ્ઞાની પુરુષ' પાસે પ્રારબ્ધ અને પુરુષાર્થનો ભેદ સમજી લે તો ઉકેલ આવે.

આ જ્ઞાન પછી પ્રારબ્ધ-પુરુષાર્થ 'આપણ'ને હોતો નથી. તમે આત્માસ્વરૂપ થયા એટલે બિલકુલ 'વ્યવસ્થિત' જ છે. જગતના લોકોને માટે જગત 'વ્યવસ્થિત' નથી. કારણ કે એ પોતે ભ્રાંતિ સ્વરૂપમાં છે, એટલે એ ડખો કર્યા વગર રહે નહીં. અત્યારે ચા મોડી આવી હોય તો તમે 'વ્યવસ્થિત' સમજી જાવ અને સમભાવે નિકાલ કરીને ઉકેલ લાવો; પણ ડખો ના કરો અને પેલો શું કરે ?

**પ્રશ્નકર્તા :** બૂમાબૂમ કરી નાખે.

**દાદાશ્રી :** આપણે તો 'પુરુષ' થયા, માટે પુરુષાર્થ છે. પણ જગતના લોકોને પુરુષાર્થ વગર તો ભૂમિકા હોય નહીં ને ? એ ભ્રાંત પુરુષાર્થ કહેવાય છે, એ પણ પુરુષાર્થ છે. પણ એય જાણવો જોઈએ ને ? ભ્રાંત-પુરુષાર્થથી ક્રમિક માર્ગમાં આગળ જવાનું મોક્ષ તરફ. હવે જગતના લોકો કહેશે કે, 'આ દુકાન ખૂબ વધારી, ધંધો ખૂબ જમાવ્યો, હું ભણ્યો, હું પહેલે નંબર પાસ થઉં.' એને જ પુરુષાર્થ કહે છે. પણ એ બધું પ્રારબ્ધ છે. ભૂલ સુધારવી પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** સુધારવી પડે.

**દાદાશ્રી :** તમે નહીં સુધારો તો ચાલશે. કારણ કે તમારે તો 'વ્યવસ્થિત' હાથમાં આવી ગયું છે ને ! પણ લોકો તો ક્યારે સમજશે આ ?

## પુરુષાર્થ કયો કરવો ?

બધું જ પ્રારબ્ધ છે, તો પુરુષાર્થ શું હશે ? એવું કઇ સમજવાનો વિચાર આવે છે તમને ?

**પ્રશ્નકર્તા :** ખ્યાલ નથી આવતો.

**દાદાશ્રી :** કાલે રાત્રે આપણે નક્કી કર્યું કે સવારમાં વહેલું ઊઠવું છે અને મોડું ઉઠાયું આપણાથી, એટલે બીજા લોકોને એમ કહેવું નહીં કે, 'તમે બધા જાણતા હતા કે મારે ગાડીએ જવાનું છે, કેમ વહેલો ઉઠાડ્યો નહીં ?' એવો કકળાટ માંડવાની જરૂર નથી. આપણે લોકોને વહેલા ઉઠાડવાનું કહ્યું હોત તોય એ વખતે એ ભૂલી ગયા હોત ! આપણે કકળાટ માંડવાની કંઈ જરૂર ? મોડું ઉઠાયું તેજ પ્રારબ્ધ છે. હવે પુરુષાર્થ શો કરવાનો છે આપણે ? નક્કી કર્યું કે વહેલું ઊઠવું જ જોઇએ, એ પુરુષાર્થ છે ત્યાં આગળ ! અને ચા કદાચ મોળી આવે તો મનમાં નક્કી કરવાનું કે મારા પ્રારબ્ધના આધારે ચા મોળી આવી. માટે કોઇનો દોષ નથી. માટે વિનંતિ કરીને ખાંડ માગી લેવી, નહીં તો માગવી જ નથી એમ નક્કી કરો. આ બેમાંથી એક કરો. આપણે ભાવ કર્યો એ પુરુષાર્થ કહેવાય. પણ એ 'રિલેટિવ' પુરુષાર્થ કહેવાય. જ્યારે 'રિયલ' પુરુષાર્થ કોને કહેવાય ? પારિણામિક ભાવ જેને ઉત્પન્ન થયો તેને 'રિયલ' પુરુષાર્થ કહેવાય. આ લોકો આખો દહાડો સામાયિક, પ્રતિક્રમણ, જપ-તપ, ધ્યાન, ક્રિયા કર્યા કરે છે ખરા, પણ બધું ઊંઘમાં કરે છે. એને પુરુષાર્થ ના કહેવાય. પુરુષાર્થ જાગતો કરે કે ઊંઘતો કરે ?

**પ્રશ્નકર્તા :** જાગતો.

**દાદાશ્રી :** જગત તો પ્રારબ્ધને જ પુરુષાર્થ કહે છે. એક થોડા ઘણા જૂજ માણસો જ જાગૃત હશે. તે એવા માણસો કંઇક સમજતા જાણતા હશે કે આમ હોવું ઘટે. બાકી, પ્રારબ્ધ-પુરુષાર્થનો ભેદેય સમજતા નથી.

**પ્રશ્નકર્તા :** આ બધી ભૂલ જ કહેવાય ને ?

**દાદાશ્રી :** ખરી રીતે એ ભૂલ નથી થયેલી, શાથી ? એ તમને સમજાવું. પ્રારબ્ધ અને પુરુષાર્થના જે ભેદ પહેલાંના લોકોએ પાડેલા છે તે ખરા ક્યાં સુધી છે કે જ્યાં સુધી મન-વચન-કાયાની એકતા હોય. એટલે કે મનમાં જેવું હોય તેવું જ વાણીમાં બોલે ને તેવું જ વર્તનમાં કરે. પણ આ કાળમાં મન-વચન-કાયાની એકતા તૂટી ગઈ છે. માટે આજે પ્રારબ્ધ ને પુરુષાર્થના ભેદ ખોટા પડે છે. આ કંઈ તદ્દન ખોટું નથી, પણ સાપેક્ષ છે.

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધની વાત તો સમજાઈ પણ પુરુષાર્થની વાત બરોબર ના સમજાઈ.

**દાદાશ્રી :** સંયોગ બાઝયો એ પ્રારબ્ધ અને સંયોગ અવળો આવે તે ઘડીએ સમતા રાખવી એનું નામ પુરુષાર્થ. સંયોગ જે જે બાઝે છે બધું પ્રારબ્ધ છે. તમે 'ફર્સ્ટ કલાસ' પાસ થયા તેય પ્રારબ્ધ અને કોઈ 'ફર્સ્ટ ક્લાસ' નાપાસ થયો તેય પ્રારબ્ધ. આ શબ્દો પરથી નોંધ કરજો કે જેટલા સંયોગ બાઝે છે તે બધું જ પ્રારબ્ધ છે. સવારમાં ઉઠાયું તે સંયોગ કહેવાય. સાડા સાતે ઉઠાયું તો સાડા સાતનો સંયોગ કહેવાય. એ પ્રારબ્ધ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એક માણસ મારા માટે ખરાબ બોલે, મારી સામે જ બોલે, અને હું એના માટે સમભાવ રાખી પુરુષાર્થ કરું, તો એ ખરેખર પ્રારબ્ધ કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** ના, આપણને સંયોગ બાઝે છે તે ખોટો હોય, આપણને ગાળો ભાંડે ત્યાં લોકો પુરુષાર્થ નથી કરતા અને સામી ગાળો ભાંડે મોઢું ચઢાવે એવું કરે છે. કોઈ તમને ગાળ ભાંડે તે વખતે તમને મનમાં એમ થાય કે આ મારા જ કર્મનું ફળ છે, સામો તો નિમિત્ત છે, નિર્દોષ છે. એ ભગવાનની આજ્ઞારૂપી પુરુષાર્થ છે. તે ઘડીએ તમે સમતા રાખો તે પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** જેને સમ્યક્ દર્શન નથી થયું, તેવા જગતનાં લોક

માટે તો આ જ પુરુષાર્થ છે ?

**દાદાશ્રી :** હા. જગતના લોકો માટે એ પુરુષાર્થ છે. તે કયો પુરુષાર્થ છે ? રિલેટિવ પુરુષાર્થ છે. કારણ કે એમને સંસારમાં રિલેટિવ જ્ઞાન હોય છે. કંઈ સાંભળવામાં આવે છે. કંઈ પુસ્તકમાં વાંચવામાં આવે છે. તે રિલેટિવ જ્ઞાન હોય છે. એ રિલેટિવ જ્ઞાનનો પ્રતાપ વર્તે તેને રિલેટિવ પુરુષાર્થ કહેવાય. અહીં રિયલ જ્ઞાનનો પ્રતાપ વર્તે તો રિયલ પુરુષાર્થ કહેવાય જગતમાં કંઈક લોકો પુરુષાર્થ કરે છે. સાવ કંઇ નાપાક નથી થઇ ગયું લગભગ હજારે બે-ત્રણ માણસોય નીકળે એવા છે ખરા ! પણ એ પોતે પૂરેપૂરું સમજી શકતા નથી કે આને પ્રારબ્ધ કહેવો કે પુરુષાર્થ કહેવો ! એમનાથી પુરુષાર્થ સ્વાભાવિક રીતે થઇ જાય છે. પણ એ પોતે જાણતો નથી કે આમાં પેલી કયા ગ્રેડની વસ્તુ છે ને 'આ' કયા 'ગ્રેડ'ની વસ્તુ છે ? પ્રારબ્ધ ને પુરુષાર્થમાં તો લોકો બસ એટલું જ જાણે છે કે 'મારે બસ, અગિયાર વાગે જવાનું છે, કેમ મોડું થયું ? કઢી કેમ આમ ઢોળી નાખી ? આમ કર્યું ને તેમ કર્યું.' અરે, કઢી ઢોળાઇ ગઇ તો તે સંયોગ કહેવાય. આટલાથી બે જુદા ભાગ પડે કે સંયોગ અને વિયોગ બે જ સંસારમાં છે. જેટલા સંયોગ છે તેટલા વિયોગ થવાના જ છે. અને સંયોગ જે થયો તેમાં સમતા રાખવી તે પુરુષાર્થ. કોઇ ફૂલાં ચઢાવે તો આમ છાતી ફૂલાવે તો તે પુરુષાર્થ ના કહેવાય. સ્વાભાવિક જે જે થાય તે પ્રારબ્ધ છે. ફૂલાં ચઢાવ્યાં તે આપણે આમ પદ્ધતિસર રહીએ; એવો પુરુષાર્થ પહેલાં કોઇ દહાડો થયેલો ?

**પ્રશ્નકર્તા :** ના. હું જાણતો જ નહોતો કે આ પુરુષાર્થ છે.

**દાદાશ્રી :** તેથી અમે કહીએ છીએ કે પ્રારબ્ધ અને પુરુષાર્થને સમજો. અને જે પુરુષાર્થ થાય છે એ પોતે જાણતો નથી એ સ્વાભાવિક થાય છે, એ ઊંઘમાં થાય છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રારબ્ધ છે તે ગયા જન્મમાં ચાર્જ થયેલું હોય એના પ્રમાણમાં જ પ્રારબ્ધ આવે ?

**દાદાશ્રી :** જે ચાર્જ થયેલું છે તે ડિસ્ચાર્જ થાય છે. તે સંયોગ સ્વરૂપે ડિસ્ચાર્જ થાય છે. અને અવળો સંયોગ બાઝયો હોય તેને સવળો કરી લેવો એ પુરુષાર્થ છે. લપસવામાં તો સહુ કોઇ લપસે, એમાં તે શું પુરુષાર્થ કર્યો કહેવાય ? લપસવામાં અટકવું એનું નામ પુરુષાર્થ કહેવાય. આ તો સાવ આંધળા ભૂત થઈને ભટકાય છે, અને પોતાની જાતને શુંય માને છે ! આ બધું સમજવું પડશે ને ? ખોટી વાતને સત્ય માનવામાં આવી છે તે ક્યારે આરે જશે અને પારેય ક્યારે આનો આવશે ? જેનો આરો ના આવે તેનો પાર આવે ખરો ?

અને આ 'વ્યવસ્થિત'નું જ્ઞાન તો બધા લોક માટે નથી. કારણ કે એની જોડે અહંકાર છે ને ? હવે અહંકાર 'વ્યવસ્થિત'ના તાબામાં છે અને એ પોતે કહે છે કે હું કરું છું એટલે એ બંનેનો ત્યાં આગળ ડખો થાય છે. વ્યવસ્થિતમાં પણ ડખો કરીને ઊલટું સુખ બગાડે છે. એ અહંકારથી જો એટલો ડખો ના કરતો હોય ને સમતાથી જો પુરુષાર્થ કરતો હોય તો બહુ ફાયદાકારક થઈ પડે. તોય 'એનાથી' 'વ્યવસ્થિત' તો મનાય જ નહીં. 'વ્યવસ્થિત' તો ચોખ્ખું થયા પછી, 'આત્મા' પ્રાપ્ત થયા પછી જ સમજાય ! જગત છે જ 'વ્યવસ્થિત' એમાં બેમત નથી, પણ પેલો અહંકાર છે તે 'વ્યવસ્થિત' કહે તો ડખો થાય. આ પ્રારબ્ધને જ લોકોએ આટલું બધું ઊંધું કરી નાખ્યું છે ત્યાં બીજા અવલંબનની તે શી વાત ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષની કૃપાથી પ્રારબ્ધ ફેરવી શકાય ?

**દાદાશ્રી :** ફેરવી શકે, પણ કઇ રીતે ? ભોગવટાનો રસ બહુ કડવો હોય તો તે ઓછો કડવો થાય. કડવાશ ઓછી થાય, પણ ભોગવટાનું મૂળ ના જાય.

સ્વરૂપજ્ઞાન ના હોય ને કોઈની જોડે તમારે ક્રોધ થયો અગર કોઈ કે તમારા પર ક્રોધ કર્યો તો તમને સહેજે ખોટું લાગે કે ડિપ્રેસ થઈ જાવ, અથવા તો એ માણસ પર ગુસ્સો કરો તમે. હવે તે વખતે તમારે તમારું વલણ ફેરવવું એને પુરુષાર્થ કહીએ છીએ. એને જાગતો

છે એમ કહેવાય. જાગૃતિ હોય તો જ પુરુષાર્થ કરી શકે ને ? ઊંઘે છે તેથી પુરુષાર્થ થતો નથી. આને ભાવનિદ્રા કહી છે.

આ બધું પ્રારબ્ધ જ છે. પ્રકૃતિ પરાણે નચાવે છે, પ્રકૃતિ ઉતાવળિયાને ઉતાવળી નચાવે, આળસુને ધીમે ધીમે નચાવે. હવે ઉતાવળિયો શું કહે છે કે, આ પ્રારબ્ધવાદી આળસુ છે અને હું પુરુષાર્થવાદી છું. ખરી રીતે તારું ઉતાવળિયું પ્રારબ્ધ છે અને આનું ટાઢું પ્રારબ્ધ બાંધેલું છે. બેઉ સંયોગાધીન છે. દુકાન સારી ચાલે તો પુરુષાર્થી ગણાય, અને ના ચાલે તો કહે કે પ્રારબ્ધવાદી છે ! હકીકતમાં એવું નથી. પ્રારબ્ધ એટલે 'ફ્રી ઓફ કોસ્ટ' વસ્તુ છે. પુરુષાર્થ એટલે આગળ લઈ જવાની વસ્તુ છે, એ કમાણીની વસ્તુ છે. એટલે એણે તો સંયમ ગુમાવ્યો, પણ તમેય સંયમ ગુમાવ્યો. માટે બેઉ અધોગતિમાં જશો. હવે તમે સંયમ રાખો તો તમારી અધોગતિ ના થાય, આ જગ્યાએ લપસી ના પડો. સામો તો લપસ્યો, પણ તમેય લપસો તો ત્યાં પુરુષાર્થ ક્યાં કહેવાય !

આ પ્રારબ્ધ-પુરુષાર્થ બહુ સમજવા જેવી વસ્તુ છે. કાલે હતી તેની તે જ ઘરેડ આજે હોય, એને પુરુષાર્થ કેમ કહેવાય તે ? છતાંય પુરુષાર્થ નથી એવું નથી. બહુ ત્યારે હજારે બે-પાંચ માણસોને હોય. ટકાવારી બહુ ઓછા હોય અને તેય પાછા જાણે નહીં કે આ પુરુષાર્થ છે. એ તો એમજ જાણે કે જે જલદી જતો હોય તેને જ પુરુષાર્થ કહે. આપણા લોક પુરુષાર્થ તો ઉતાવળ કરવી, ધમાલ કરવી, દોડધામ કરવી, આખો દહાડો નવરો ના રહેતો હોય તેને કહે છે. 'બહુ પુરુષાર્થી માણસ છે, બહુ પુરુષાર્થી માણસ છે' એમ કહે. અલ્યા, આ ભમરડો આખો દહાડો ફરવા માટે જ જન્મેલો છે. એને પુરુષાર્થ કેમ કહેવાય તે ?

## પુરુષાર્થ એટલે ઉપયોગમય જીવન !

પુરુષાર્થ એટલે ઉપયોગમય જીવન. આપણે અહીં શુદ્ધ ઉપયોગ હોય ને બીજે શુભ ઉપયોગ હોય. જે અશુભ થઈ ગયું હોય, પણ

ઉપયોગપૂર્વક તેને શુભ કરી નાખે. એટલે જેટલા લોકોના સંયમ દેખાય છે તેય સ્વાભાવિક છે. તે પોતે જાણતો નથી કે હું પુરુષાર્થ કરું છું. એ એની પ્રકૃતિનો સ્વાભાવ છે. જે સ્વાભાવિક થાય એને પુરુષાર્થ ના કહેવાય. પુરુષાર્થ આપણે જાણીએ કે, આ પુરુષાર્થ છે, બીજું બધું પ્રારબ્ધ છે, પુરુષ થયા પછીનો પુરુષાર્થ એ સાચો પુરુષાર્થ કહેવાય. આ રિયલ પુરુષાર્થ છે ને પેલો રિલેટિવ પુરુષાર્થ કહેવાય.

**પ્રશ્નકર્તા :** સમતા અને સંયમમાં ફેર શો ?

**દાદાશ્રી :** સંયમ એ પુરુષાર્થ છે, અને સમતા એ તો જ્ઞાનથી ઉત્પન્ન થનારો સ્વભાવ છે. 'યમ'નેય પુરુષાર્થ કહ્યો છે, 'નિયમ'નેય પુરુષાર્થ કહ્યો છે, ને 'સંયમ'નેય પુરુષાર્થ કહ્યો છે. આ દેખીતો સંયમ નહીં. પુરુષાર્થ દેખાય નહીં કોઈ દહાડોય !

**પ્રશ્નકર્તા :** સંયમ અને તપમાં શું ભેદ છે ?

**દાદાશ્રી :** બેઉ જુદાં જ છે. સંયમમાં તપવાનું નથી હોતું અને તપમાં તો તપવાનું હોય. કોઈ કહેશે કે, ખોરાકમાં તમને સંયમ નથી. તો ખોરાક પ્રમાણસર લે તો સંયમ થાય. ને તપમાં તો મનને તપાવવું પડે, બાળીને તપાવવું પડે અને આપણું તપ તો જુદું છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ, તેમાંનું તપ છે. આપણું તો, બહાર દેહને અશાતા થાય છે, તે ઘડીએ આપણે તપ કરવું પડે. કારણ કે જ્યાં સુધી પૂરણ છે તે પૂરણ, ગલન ના થઈ જાય ત્યાં સુધી આપણે તપ કરવું પડે. બૂમાબૂમ કરીએ તો કંઈ વળે ? મહીં હૃદય લાલ થઈ જાય, બૂમ પાડી દેવાય એવું થાય ત્યાં તપ કરવું પડે. તપ એટલે શું ? છેલ્લું તપ કોને કહેવાય ? 'હોમ ડિપાર્ટમેન્ટ' અને 'ફોરેન ડિપાર્ટમેન્ટ' એકાકાર ના થાય, ત્યાં જાગૃતિ રહે એને તપ કહ્યું છે ભગવાને !

પુરુષાર્થ ઊંધો કરે તો ઊખડીય જાય. પોતે 'હૉલ એન્ડ સોલ' રીસ્પોન્સિબલ છે, જવાબદાર છે. છતું કરવું હોય તો છતું કર ને ઊંધું કરવું હોય તો ઊંધું કર. ચિંતા ના થાય એવું આ જ્ઞાન છે. ચિંતાથી માણસ સળગી જાય છે. એક માણસ મને એમ કહેતો હતો કે, ચિંતા

ના હોય તો મારાથી કામ જ ના થાય. માટે મારી ચિંતા રહેવો દેશો. મેં એને કહ્યું કે, 'બહુ સારું, તું આપણું જ્ઞાન જ ના લઈશ. સત્સંગમાં એમ ને એમ જ આવજે.' એના મનમાં એમ કે ચિંતા હોય તો આ કામ થાયને, નહીં તો કામ જ ના થાયને ? એ જાણતો નથી કે પોતે કરે છે કે કો'ક કરે છે. એને તો એમ જ ખબર છે કે હું કરું છું આ બધું !

## 'વ્યવસ્થિત'ની યથાર્થ સમજ !

**પ્રશ્નકર્તા :** 'પ્રારબ્ધ' અને 'વ્યવસ્થિત' એ બન્નેને શું સંબંધ છે ?

**દાદાશ્રી :** આમ જુઓ તો કશોય ફેર નથી. પણ લોકોએ પ્રારબ્ધનો અવળો અર્થ કર્યો એટલે અમે બીજી ભાષામાં વાત સમજાવી. પણ પ્રારબ્ધ કરતાં વ્યવસ્થિત ઊંચું છે. વ્યવસ્થિત શું કહે છે કે, તું તારે કામ કર્યે જા, બીજું બધું ફળ વગેરે મારી સત્તામાં છે. અને પ્રારબ્ધ કંઈ એવું નથી કહેતું એટલે વ્યવસ્થિત એ કમ્પ્લીટ વસ્તુ છે. એના પર આધાર રાખી ને ચાલો તો હરકત આવે નહીં. પ્રારબ્ધ સાચી વાત હતી, પણ અવળો જ આધાર થઈ ગયો ત્યાં શું થાય ?

**પ્રશ્નકર્તા :** મને એમ લાગે છે કે પ્રારબ્ધ શબ્દ છે તે વ્યક્તિને અનુલક્ષીને અને વ્યવસ્થિત છે તે સમષ્ટિને અનુલક્ષીને છે. આ બરાબર છે ?

**દાદાશ્રી :** ના, એવું નથી, પ્રારબ્ધ વ્યક્તિને અનુલક્ષીને ખરું જ પણ વ્યવસ્થિત તો તેની આગળ જાય છે. પ્રારબ્ધ આગળ થાય છે, ત્યાર પછી એ વ્યવસ્થિત થાય છે. વ્યવસ્થિત વ્યષ્ટિ-સમષ્ટિ બધાનો ફોડ આપે છે.

વ્યવસ્થિતના જ્ઞાનમાં બધો જ ફોડ મેં પાડી દીધો છે. જગત કેવું છે ? કોણ ચલાવે છે ? કેવી રીતે ચાલે છે ? બધુ ઉઘાડું કરી નાખ્યું છે. ઉઘાડું એટલા માટે કર્યું કે તમને હિતકારી થાય, તમને શાંતિ રહે,

સંકલ્પ વિકલ્પ ના થાય. ક્રમિક માર્ગમાં 'વ્યવસ્થિત' સમજાય નહીં. ક્રમિક માર્ગ ઠેઠ સુધી અહંકારી માર્ગ છે, એટલે 'વ્યવસ્થિત' કહેવાય જ નહીં. પોતે કર્તા થાય તો 'વ્યવસ્થિત'ને કર્તા એક્સેપ્ટ જ ના કરે. એમને તો એમ જ કે, 'હું કર્તા છું'. ત્યારે કહીએ કે, 'તમે કર્તા તો હતા, તો પછી ખોટ શી રીતે ગઈ ?' ત્યારે કહે કે, 'ભાઈ, પ્રારબ્ધને આધીન.' એ લોકો પ્રારબ્ધ અને પુરુષાર્થ બન્ને કહે.

તમને જ્ઞાન મળ્યે કેટલાં વર્ષ થયાં ?

**પ્રશ્નકર્તા :** ત્રણ વર્ષ.

**દાદાશ્રી :** તો ત્રણ વર્ષમાં તમને 'વ્યવસ્થિત'માં કશી ભૂલ લાગી છે ?

**પ્રશ્નકર્તા :** ના, જરાય નથી લાગી.

**દાદાશ્રી :** હરિમાં તો શંકા પડે કે હરિએ આવું શા માટે કર્યું ? હરિ નામનું કોઈ જ નથી, ત્યાં આગળ. આ તો આશરો છે. સંત પુરુષોએ આપેલા શબ્દ, તે લોકોને આધાર તો જોઈએ ને ? આ તો આપણું અક્રમ વિજ્ઞાન છે, એટલે 'જેમ છે તેમ' જગત કહી દીધું કે આટલું એની મેળે ચાલી રહ્યું છે. માટે તમારે ઉપાધિ કરવા જેવી છે જ નહીં. આ વાળ કેવા એની મેળે ઊગી રહ્યા છે ! મૂછો ઊગી રહી છે ! તારે ફ્રેન્ચ કટ જ્યારે કરાવવી હોય ત્યારે કરાવજે. વખતે કોઈ મૂછો મૂંડી નાખે તો તું ગભરાઈશ નહીં. અને આ મૂંડી નાખનાર ઉપર ચિડાઈશ નહીં. એ તો ફરી થશે. મૂછો તો મહીના ઉપર ફરી ઊગીને ઊભી રહેશે. માટે ચિડાવા જેવું નથી. છોકરો મરી ગયો તો ચિંતા ના કરીશ, 'વ્યવસ્થિત' છે. ખોટ જાય તોય ચિંતા ના કરીશ. નફો આવે તો તું કૂદાકૂદ ના કરીશ. એ બધું 'વ્યવસ્થિત' કરે છે. તું તો કરતો નથી. રાત-દિવસ, સંધ્યા-ઉષા બધું કેવું નિયમમાં છે, એવું મનનુંય 'વ્યવસ્થિત'ના તાબામાં છે. આ તો અમે બધું ઉઘાડું કરી દીધું છે. અને આટલું ઉઘાડું કરવા માટે જ ઘણા કાળની અમારી શોધખોળ હતી કે ખરેખર શું છે ? પ્રારબ્ધ કહીએ તો અમે નિરાંતે સૂઈ જઈએ, પણ

પાછા પુરુષાર્થ કહો છો, તે વહેલું ઊઠવું કે સૂઈ રહેવું ? એટલે આ અદ્બદ મને નહોતું પસંદ. ત્યારે શું હકીકત છે ? ત્યારે અમે કહ્યું, 'વ્યવસ્થિત' ! એટલે 'ઓલ રાઈટ' !

આ 'વ્યવસ્થિત'નું જ્ઞાન આપ્યા પછી માણસ સંપૂર્ણ જ્ઞાની તરીકે જ રહી શકે તેમ છે, સંકલ્પ-વિકલ્પ જ ઊભો ના થાય. ઈન્કમટેક્ષવાળાનો કાગળ આવ્યો કે તમને દંડ કરવામાં આવશે તો આપણે તરત જ સમજી જઈએ કે 'વ્યવસ્થિત' છે. અને 'વ્યવસ્થિત'માં હશે તો એ દંડ કરશે ને ? નહીં તો એને સંડાસ જવાનીય શક્તિ નથી, તો એ બીજું શું કરવાનો છે ? જગતમાં કોઈ કશું કરી શકે એમ છે જ નહીં. અને આપણું 'વ્યવસ્થિત' હશે તો એય છોડવાનું નથી તો શેને માટે આપણે ડરવાનું ? આપણું છે તે આપણને છોડવાનું નથી. એમાં સાહેબ બિચારો શું કરે ? સાહેબ તો નિમિત્ત છે. અને પેલો સાહેબ જોડે વેર હઉ રાખે કે, આ સાહેબ એકલો જ એવો છે, તે ક્યારથી મારી પાછળ પડ્યો છે. અલ્યા, સાહેબ તારી પાછળ ના પડે, તારું કર્મ તારી પાછળ પડ્યું છે. એટલે આ લોક સમજ્યા વગર વેર જ બાંધે છે ને ઊલટાં !

જ્યાં સુધી કર્તા પોતે થાય ત્યાં સુધી 'કોણ કર્તા છે' એ સમજાય નહીં. અને જે કર્તા છે એ સમજાઈ જાય તો પોતે કર્તા રહે નહીં. જો, તમારે કશું જ કરવું નથી પડતું ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ક્રમિક માર્ગ એટલે અહંકાર તો ખરો જ અને એની સાથે હરિની ઈચ્છા, તે બેનો મેળ શી રીતે પડે ? તેથી મહાવીર ભગવાને કહી દીધું કે વ્યવહારનો તું કર્તા છે. જો તું અહંકારી છે તો તું જ કર્તા છે અને જો તું નિર્હંકારી છે તો 'વ્યવસ્થિત' કર્તા છે.

**પ્રશ્નકર્તા :** દાદા, જો હરિને કર્તા કહે, તો પોતાને અકર્તા સમજીને ના રહેવાય ?

**દાદાશ્રી :** ના, પોતે કોઈ દહાડોય અકર્તા થાય શી રીતે ?

અકર્તા થાય તો ત્યાગ શી રીતે કરાય ? 'હરિ ઈચ્છા' એ તો પોતાના મનનું સમાધાન લેવા માટે કે આ પ્યાલો પડી ગયો તો તે 'હરિ ઈચ્છા' ને આધીન છે કહી દે. બાકી હરિ નામનું કોઈ છે જ નહીં, ત્યાં આગળ શેની 'હરિ ઈચ્છા' ? આપણા કામમાં કોઈને ડખલ કરવાનો અધિકાર શો છે ? મારા કામમાં વળી હરિને ઈચ્છા શા માટે કરવી પડે ? એ કંઈ ઉપરી છે મારો ? પણ જુઓને, અત્યાર સુધી આ પોલંપોલ ચાલ્યું જ છે ને ? જ્ઞાની પુરુષ તો કશાનું અવલંબન લે નહીં. કેટલાક ઉદયકર્મનું ફળ કહે. અમે તો આ 'વ્યવસ્થિત' એવું સરસ આપ્યું છે કે તમને જરાય મુશ્કેલી ના પડે. અને 'વ્યવસ્થિત' જોઈને તમને આપ્યું છે. સોએ સો ટકા 'વ્યવસ્થિત' છે ! નહીં તો તમે ઊંધે રસ્તે ચઢી જાવ. અમે શું કહીએ છીએ કે, જગત સંબંધમાં 'વ્યવસ્થિત' છે. તને મેં જે આપ્યું છે, તે તારું હવે ચલાવ્યા કરશે. તું હવે પુરુષાર્થ ધર્મમાં રહે. ત્યારે કોઈ પૂછે કે, સાહેબ મારું ચાલશે કે નહીં ચાલે ? અલ્યા, 'વ્યવસ્થિત' છે માટે તું તારી મેળે એ બાજુ જોઈશ નહીં. આ શરીર, મન, વચન બધું એને તાબે છે. તું તો શરીર જે કરે છે તેને જોયા કર. આ ચંદુભાઈ શું કરે છે, એને તમે જોયા કરો. અને તું અમારી પાંચ આજ્ઞા પાળ્યા કર. બોલો, આટલી સહેલી, સરળ રીતે આપ્યું છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** આ પાંચ આજ્ઞામાં રહેવું એ પુરુષાર્થ કહેવાય ?

**દાદાશ્રી :** હા, આજ્ઞામાં રહેવું એ જ પુરુષાર્થ, એ જ ધર્મ અને એ જ તપ. આજ્ઞામાં બધું જ આવી ગયું. પછી બીજું કશું જ કરવાનું નથી. જો જ્ઞાની પુરુષ મળી જાય તો તેમની આજ્ઞામાં જ રહેવાનું છે.

## ભાગ્ય મોટું કે પુરુષાર્થ ?

**પ્રશ્નકર્તા :** ભાગ્ય મોટું કે પુરુષાર્થ મોટો ?

**દાદાશ્રી :** ભાગ્યને અને પુરુષાર્થને ઓળખે 'તે' મોટો ! તે લોક ઓળખતા નથી. તમે કોને પુરુષાર્થ જાણો છો ? તમને ભાગ્યનો અનુભવ થયો છે ?

**પ્રશ્નકર્તા :** હું તો બધું ભાગ્યથી જ થાય છે, એમ માનું છું.

**દાદાશ્રી :** પુરુષાર્થ ક્યાં જોયો તમે ?

**પ્રશ્નકર્તા :** ચાલુ 'રૂટિન'માં થાય તે પુરુષાર્થ.

**દાદાશ્રી :** પ્રારબ્ધ કયું ?

**પ્રશ્નકર્તા :** ચમત્કાર જેવું થાય તો તમારા દર્શન થયાં એને ભાગ્ય માનું હું.

**દાદાશ્રી :** અને અહીં તમે આવ્યા એ પુરુષાર્થ કહેવાય ?

**પ્રશ્નકર્તા** : હા, એ પુરુષાર્થ કહેવાય.

**દાદાશ્રી :** એટલે પ્રારબ્ધ અને પુરુષાર્થના ભેદની જ લોકોને ખબર પડતી નથી. આ ભ્રાંતિથી આવું કહે છે. ભ્રાંતિ એક દૃષ્ટિ છે ને ? ! તે ભ્રાંત દૃષ્ટિથી એવું દેખાય કે આ પ્રારબ્ધ અને આ પુરુષાર્થ. ખરી રીતે પુરુષાર્થ દેખાતો જ નથી. આ જે દેખાય છે એ બધું જ પ્રારબ્ધ છે. પુરુષાર્થ તો થયા કરે છે, એની પોતાને ખબરેય પડતી નથી. જો પુરુષાર્થ દેખાય તો તો બધા જ એને વાળી લે.

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** પુરુષાર્થ અંદર થઈ રહ્યો છે, જેને ભાવ પુરુષાર્થ કહે છે. હવે ભાવ તો લોકો બોલે ખરા, પણ સમજે નહીં. દ્રવ્ય બધું પ્રારબ્ધ છે ને ભાવ પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** જે કર્મ કરીએ છીએ તે ભાગ્યથી થાય છે કે કર્મથી ભાગ્ય થાય છે ?

**દાદાશ્રી :** ભાગ્યથી કર્મ થાય છે પણ કર્મ થાય છે તેમાં ભાવ બેસે છે તેની ખબર પડતી નથી, ત્યાં પુરુષાર્થ તે ઘડીએ અંદર સૂક્ષ્મ રીતે ચાલુ જ રહે છે. એ 'કોઝિઝ' છે ને આ બધી ઈફેક્ટસ છે. 'ઈફેક્ટસ' એ બધી જ પ્રારબ્ધ છે. તમે અહીં આવ્યા તે પ્રારબ્ધ, આ

પૂછયું તે પ્રારબ્ધ, આ સાંભળો છો તે પ્રારબ્ધ, ને પુરુષાર્થ તો અંદર થઇ રહ્યો છે. એટલે જન્મથી મરણ સુધી બધું જ ફરજિયાત છે. જે ફરજિયાત છે એ બધું પ્રારબ્ધ છે. એટલે પૈણ્યા વગર છૂટકો ના થાય, રાંધ્યા વગર છૂટકો ના થાય, ભણ્યા વગર છૂટકો ના થાય, નોકરી-ધંધા વગર છૂટકો નથી. કોઈ ન્યાયથી વેપાર કરે તો ઊંધો ચાલે ને અન્યાયથી કરે તો સારો ચાલે, એ બધું જ પ્રારબ્ધ છે. સ્થૂળ ભાગ બધો જ પ્રારબ્ધ છે અને સૂક્ષ્મ ભાગ છે તે પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** જે ભાગ્ય હોય તે બદલાયા કરે કે તેનું તે જ રહે ? કર્મો સારાં થાય તો ભાગ્ય બદલાય ખરું કે ?

**દાદાશ્રી :** સારાં કર્મો કર્યાથી જે બદલાયેલું દેખવામાં લાગે છે કે આવું કર્યું તો આમ બચી ગયા, તે ખરેખર તો તેવું ભાગ્યમાં હતું તેથી તેમ થયું, એમ ને એમ નહીં. એટલે આ બધું પ્રારબ્ધ જ છે, એ બદલાય નહીં.

**પ્રશ્નકર્તા :** મનુષ્યો ઊંચાં કર્મો કરે તોય એને દુઃખ હોય તે ભોગવવું તો પડેને ?

**દાદાશ્રી :** ઊંચાં કર્મો હોય તોય દુઃખ ના ભોગવે તો જાય ક્યાં ? દુઃખ તો બધાં ભોગવવાનાં જ છે. શાતા વેદનીય ને અશાતા વેદનીય બેઉ હોય ! છોડી પૈણે ત્યારે શાતા વેદનીય હોય, પછી પૈણી રહ્યા પછી જમાઇ પૈસા માગવા આવે તે ઘડીએ અશાતા વેદનીય ઉત્પન્ન થાય. બહારની શાતા અશાતા 'વ્યવસ્થિત'ને આધીન છે અને અંદરની શાતા રહે એ પુરુષાર્થ છે.

## ક્રમિક માર્ગ, ભ્રાંત પુરુષાર્થાધીન !

પ્રારબ્ધ એટલે શું ? આપણા હાથની સત્તા નથી. એ પરસત્તા છે, છતાં આપણે આપણી સત્તા માનીએ એ પુરુષાર્થ છે. મેં આમ કર્યું, તેમ કર્યું, કર્તા નથી, છતાં આરોપિત ભાવ રાખે તે બધો પુરુષાર્થ, એ ભ્રાંત પુરુષાર્થ કહેવાય. અને 'હું કર્તા નથી' એવું ભાન થયું ત્યારથી

ભ્રાંત પુરુષાર્થ બંધ થઇ જાય અને પછી મોક્ષનો પુરુષાર્થ ચાલુ થાય.

**પ્રશ્નકર્તા :** 'હું કર્તા નથી' એ જાતનો ભાવ આવે, એય પાછું ભાગ્યમાં હોય તો થાય ને ?

**દાદાશ્રી :** એ ભાગ્યમાં હોય તો જ થાય. છતાં ભાગ્યનું જ છે, એમ બોલે તો ચાલે નહીં. આત્મા પ્રાપ્ત થયા પછી યથાર્થ પુરુષાર્થ ચાલુ થાય છે. નહીં તો ભ્રાંત પુરુષાર્થ તો છે જ ને ? ભ્રાંતિનો ભ્રાંત પુરુષાર્થ ચાલુ હોય અને જ્ઞાનનો જ્ઞાન પુરુષાર્થ ચાલુ હોય. જ્ઞાન પુરુષાર્થ મોક્ષે લઇ જાય અને ભ્રાંત પુરુષાર્થ અહીં સંસારમાં ભટકાવે.

**પ્રશ્નકર્તા :** પ્રયત્ન, પ્રારબ્ધ અને પુરુષાર્થ આ ત્રણેય એક જ છે ?

**દાદાશ્રી :** પ્રારબ્ધ અને પ્રયત્ન તો એક જ વસ્તુ છે. બેઉ એકજ મા-બાપનાં છોકરાં છે. અને ખરો પુરુષાર્થ તો કોને કહેવાય ? ભેળ ના હોય તેને. એ નિર્ભેળ હોય. ખરા પુરુષાર્થમાં કોઇનું અવલંબન ના જોઇએ. એ તો જ્યારે કરવો હોય ત્યારે થાય. અને આ સંસારનો કહેવાતો પુરુષાર્થ તો પગ સાજા હોય તો સ્ટેશને જવાય. માથું ભારે ના હોય તો પાંસરું હેંડે આગળ, એટલે પરાધીન કહેવાય આ બધું. સાપેક્ષ, અપેક્ષાવાળું કહેવાય. ને પુરુષાર્થ નિરપેક્ષ હોય. યથાર્થ પુરુષાર્થમાં આવી ગયો તો તો બધી વાતનો ઉકેલ આવી જાય.

**પ્રશ્નકર્તા :** હું ક્રમિક માર્ગમાં હતો, આજે અક્રમ માર્ગમાં મારું ધ્યાન વળી ગયું. તો એ મારો પુરુષાર્થ માનવો કે ભાગ્યોદય માનવો ?

**દાદાશ્રી :** એ તમારો પુણ્યનો ઉદય કહેવાય. ભાગ્યનો ઉદય તમને અહીં તેડી લાવ્યું. પછી અમે તમને જ્ઞાન આપ્યું. એટલે તમે પુરુષ થયા, ને પુરુષ થયા પછી પુરુષાર્થ શરૂ થયો. જ્યાં સુધી હું કરું છું ત્યાં સુધી પુરુષાર્થ ના કહેવાય. આત્માનું જ્ઞાન થયું એટલે આત્મા 'જોવા-જાણવાનું' શીખ્યો. 'આપણે' 'જ્ઞાતા' અને 'ચંદુલાલ' 'જ્ઞેય', એટલું જાણ્યું ત્યારથી પુરુષાર્થ શરૂ થયો !

આત્મા અને પ્રકૃતિ બે જ છે. પ્રકૃતિ બધી પ્રારબ્ધાધીન છે. આ ક્રિયાઓ થવાથી ભાવ એની મેળે કુદરતી રીતે ઉત્પન્ન થાય છે. આ ભાવ તે આવતા ભવનો પુરુષાર્થ છે. પણ તેની લોકોને ખબર નથી કે આને ભ્રાંત પુરુષાર્થ કહેવાય ! આવતા ભવનું જે ચાર્જ કરે છે તે ભ્રાંત પુરુષાર્થ ને બીજું બધું પ્રારબ્ધ છે. ભાવ તો થાય જ ને ? લગ્ન કરવું છે એ ભાવ કરવો પડેને ? પૂર્વભવના ભાવથી અત્યારે આપણને ઇચ્છાઓ થાય છે, એટલે ભાવ ચાર્જ કર્યો હતો એટલે આ આવ્યું. એટલે ભાવને પુરુષાર્થ કહ્યો ને દ્રવ્યને પ્રારબ્ધ કહેવાય. પણ લોકો તો એમની ભાષામાં દ્રવ્યને જ પુરુષાર્થ કહે છે; અને પેલો ભાવ પુરુષાર્થ તો સમજાતો જ નથી.

અહીં અક્રમ માર્ગમાં દ્રવ્ય ને ભાવ બેઉને ડિસ્ચાર્જ સ્વરૂપે મૂકી દીધાં છે. ક્રમિક માર્ગ ભાવને આધીન છે. આપણે અક્રમ માર્ગમાં તો સ્વભાવમાં આવ્યા, એટલે પેલા પરભાવ છે. આપણે ભાવને બાજુએ મૂકી દીધા અને દ્રવ્યનો સમભાવે નિકાલ કરવાનો કહ્યો.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી પોતાને જાણે નહીં ત્યાં સુધી પુરુષાર્થ કર્યો જ ના કહેવાય ?

**દાદાશ્રી :** ખરો પુરુષાર્થ થયો ના કહેવાય. પણ ભ્રાંતિનો પુરુષાર્થ તો થાય. જો મન, વચન, કાયાની એકાત્મવૃત્તિ હોય તો ભ્રાંતિના પુરુષાર્થમાંથી બીજ પડે છે. એ વ્યવહાર પુરુષાર્થ કહેવાય. મનમાં જેવું હોય તેવું વાણીમાં બોલે ને તેવું જ વર્તનમાં રાખે. ને શુભમાં પડે તો વ્યવહાર પુરુષાર્થમાં ફાયદો થાય. અને એમ કરતાં કરતાં 'રિયલ' માટેનો જોગ થઈ જાય. માટે શુભને વખાણ્યું છે. આ ભ્રાંત પુરુષાર્થ એક પ્રકારનો પુરુષાર્થ જ કહેવાય. આને ભ્રાંત પુરુષાર્થ શાથી કહેવામાં આવે છે તે તમને સમજાવું. ક્રમિક માર્ગ એવો છે કે જો એને કહીએ કે તું જાપ કરવા બેસી જા એટલે એ જાપ કરવા બેસે. તે જાપ પ્રારબ્ધથી થાય છે. પણ તે વખતે મહીં જે ભાવ કરે છે તેથી પાછું આવતા ભવનું બીજ પડે છે, એ પુરુષાર્થ કહેવાય છે. એટલે પ્રારબ્ધ ભોગવતાં મહીં પુરુષાર્થ ઉત્પન્ન થાય છે. પ્રારબ્ધ ભોગવતાં

પુરુષાર્થનું મહીં બીજ પડે છે. કારણ કે 'હું કર્તા છું' એ ભાન છે તેથી. નહીં તો પ્રારબ્ધ ભોગવતાં બીજ ના પડે અને મોક્ષે જાય. પણ કર્તા ભાવ છે. માટે પ્રારબ્ધ પર, ક્રિયાઓ પર બહુ જોર આપતા. કારણ કે એની પાછળ પુરુષાર્થ એની મેળે થયા જ કરે છે.

આજે તો એ ક્રમિક માર્ગ ફ્રેક્ચર થઈ ગયો છે. જાપ કરવા બેઠો હોયને તો જાપ કરતો જાય અને મનમાં ભાવ કરતો જાય કે, 'મારા ફાધર નાલાયક છે, મારા ફાધર નાલાયક છે.... મને હેરાન કરે છે. મારું તેલ કાઢી નાખે છે.' એટલે મનમાં જુદું, વાણીમાં જુદું ને વર્તનમાં જુદી જ જાતનું હોય. નહિ તો અત્યાર સુધી ક્રમિક માર્ગ કેવો હતો કે પ્રારબ્ધ ભોગવતાં પુરુષાર્થ કરો. અને 'અક્રમ માર્ગ' એટલે શું ? સીધો 'ડિરેક્ટ' પુરુષાર્થ. 'જ્ઞાની પુરુષ'ની કૃપાથી પુરુષ થઈ પુરુષાર્થ ઉત્પન્ન થઈ જાય, સંપૂર્ણ જાગૃતિમાં આવી જાય, એકદમ અજવાળું થઈ જાય ! પછી એક સેકન્ડ પણ તમારું 'સ્વરૂપ'ના ભૂલો તમે !

## પ્રારબ્ધ, કઇ રીતે ઉદયમાં આવે ?

**પ્રશ્નકર્તા :** પણ પુરુષાર્થ કરે તો જ પ્રારબ્ધ આવેને ?

**દાદાશ્રી :** એ પુરુષાર્થ નથી. એ નૈમિત્તિક પ્રયત્નો છે. નૈમિત્તિક પ્રયત્નો તમે કર્યે જાવ.

**પ્રશ્નકર્તા :** એ પ્રારબ્ધનું જ નૈમિત્તિક કર્મ છે ?

**દાદાશ્રી :** એ પ્રારબ્ધના આધારે જ થવાનું, પ્રારબ્ધની જ પ્રેરણાથી થવાનું.

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધ એટલે શું ?

**દાદાશ્રી :** પ્રારબ્ધ એટલે ગયા અવતારમાં ભાવકર્મ બાંધેલું હોય. હવે એ ભાવકર્મ જાય 'કોમ્પ્યુટર' પાસે, એટલે કે સમષ્ટિમાં જાય અને સમષ્ટિમાં પછી કુદરત એને ભેગી થાય, કુદરતી કારણો પણ બીજાં બધાં ભેગાં થાય અને અહીં આગળ આપણને રૂપક રૂપે પ્રાપ્ત થાય. 'વ્યવસ્થિત' શક્તિ આપણને રૂપક રૂપે આપે છે. પછી એ ઊઠાડે તો

આપણે ઊઠવાનું ને ચલાવે તેમ ચાલવાનું. ખરાબ વિચારોય તેની મારફત થાય છે. સારા વિચારોય તેની મારફત થાય છે. આ બહુ ઝીણી વાત છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે જે પ્રારબ્ધ છે એ પૂર્વભવના આપણા ભાવનું ફળ છે ?

**દાદાશ્રી :** હા, એ પૂર્વભવના ભાવનું ફળ છે, અને અત્યારે જે નવા ભાવો ઉત્પન્ન થાય તે આવતા ભવનું કારણ છે.

**પ્રશ્નકર્તા :** નવા ભાવ ઉત્પન્ન થાય તે આને આ જ ભવમાં ફળ ના આપે ?

**દાદાશ્રી :** ના, કશું ના ફળે. નવા ભાવ છે તે 'કોઝિઝ' છે અને 'કોઝિઝ'ની આવતા ભવે 'ઈફેક્ટ' થાય. એટલે 'કોઝિઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કોઝિઝ' એમ ચાલ્યા જ કરે. અનંત અવતાર સુધી ચાલ્યા કરે ! જ્યાં સુધી 'જ્ઞાની પુરુષ' 'કોઝિઝ' બંધ ના કરે, ભાવકર્મનો કર્તા બંધ ના થાય ત્યાં સુધી આ ઘટમાળ ચાલ્યા જ કરે !

## સફળ થાય તે પુરુષાર્થ !

**પ્રશ્નકર્તા :** દૃઢ પુરુષાર્થથી પ્રારબ્ધને ફેરવી શકાય ?

**દાદાશ્રી :** પુરુષાર્થ એકલો હોય તોય ફેરવાય, પણ પુરુષાર્થ કોને કહેવાય એ જાણવું પડે ને ? જાણ્યા વગર શું કામ થાય ? આ નોટોમાં એક સાચી હોય ને બીજી બનાવટી હોય, તેમાં સાચીને આપણે ઓળખીએ નહિ ને બનાવટી લઈને જઈએ તો કોણ પૈસા આપે ? પુરુષાર્થ કોને કહો છો તમે ?

**પ્રશ્નકર્તા :** ધર્મ અને મોક્ષને માટે જે ક્રિયાઓ કરીએ, તે પુરુષાર્થ ?

**દાદાશ્રી :** એ પુરુષાર્થ ના કહેવાય. એ તો હિતકારી કર્યું કહેવાય. અને એ સિવાયનું જે કરીએ એ અહિતકારી બધું. આ તો

હિતકારી ને અહિતકારી થયું, પણ પુરુષાર્થ કોને કહેવાય ? આપણે જે કરીએ તો સફળ થાય તે પુરુષાર્થ.

**પ્રશ્નકર્તા** : કોઈ કહે કે આપણે શ્રમ કરીએ તો જ પ્રારબ્ધ મળે ને કોઈ કહે કે પ્રારબ્ધ હોય તો જ શ્રમ કરવાનો મોકો મળે. આમાં સાચું શું ?

**દાદાશ્રી :** આ આંખે જે જે દેખાય છે, કાને જે જે સંભળાય છે, નાકે જે જે સુગંધ આવે છે, જીભથી જે જે ચખાય છે, ચામડીથી જે જે સ્પર્શ થાય છે, આ પાંચ ઈન્દ્રિયોના જ્ઞાનથી જે જે અનુભવમાં આવે છે, એ બધુંય પ્રારબ્ધ છે. બોલો, હવે આવી વાત શી રીતે સમજે લોકો ?

**પ્રશ્નકર્તા :** તો પુરુષાર્થની જરૂર તો ખરી જ ને ?

**દાદાશ્રી :** ખરી રીતે આ બધું પ્રારબ્ધ જ છે. ખરો પુરુષાર્થ લોકોને સમજાયો નહીં એટલે ભ્રાંત પુરુષાર્થ ખોળી કાઢયો. ભ્રાંત પુરુષાર્થ એટલે 'ઈલ્યુઝન' જેવો ! પુરુષાર્થ જડે એવી વસ્તુ નથી. પુરુષાર્થ જો જડે ને તો કાલે બધા જ લોકો પુરુષાર્થ કરીને મોક્ષે ચાલ્યા જાય ! પણ આ તો પ્રારબ્ધને જ ફેરવ ફેરવ કરે છે, એટલે આમની મહેનત નકામી જાય છે. ત્યારે હું તે સહેજમાં બતાવી દઉં છું, એટલે એમની મહેનત ફળે છે. પુરુષાર્થ તો તેનું નામ કહેવાય કે જે સફળ હોય, નહીં તો અનંત અવતાર માથાકૂટ કરે તોય કશું વળે નહીં. કારણ કે અજ્ઞાનીની માથાકૂટો ! અજ્ઞાનીથી અજ્ઞાન કોઈ દહાડો જાય નહીં.

❖ ❖ ❖ ❖ ❖

## (૪)

# શ્રદ્ધા

### અંધશ્રદ્ધા - અજ્ઞશ્રદ્ધા

એક મોટા ફાર્મ સુપ્રિન્ટેન્ડન્ટ હતા. તે મને કહે છે કે, અમે અંધશ્રદ્ધા ના રાખીએ. એમની એ વાત અમે નોંધી રાખી. પછી અમે સાથે ફાર્મમાં ફરતા હતા. વચ્ચે પચાસ ફૂટનું ખેતર આવ્યું, એમાં બહુ ઊંચું ઘાસ હતું, તે પાર કરતી વખતે પેલા ભાઇ ચાર-ચાર ફૂટના લાંબા કૂદકા મારીને પાર નીકળી ગયા. મેં તેમને પૂછયું, 'આ ઘાસમાં સાપ છે કે વીંછી છે એવું તમે જાણતા નહોતા તો કયા આધારે તમે પગ મૂકતા હતા ?' કેવી જબરજસ્ત અંધશ્રદ્ધા છે !

અંધશ્રદ્ધા વગર તો ખાવાનુંય ખાઇ શકાય નહીં, સ્ટીમરમાં બેસી શકાય નહીં ને ટેક્ષીમાંય બેસી ના શકાય. કઇ શ્રદ્ધાથી ટેક્ષીમાં બેસો છો ? એક્સિડન્ટ નહીં થાય એની તમને શ્રદ્ધા તો નથી ! અરે, ઘેર પાણી પીઓ છો તો તેમાં ગીલોડી પડી કે જીવડું પડ્યું કે કોઇ પાડોશીએ માંકણ મારવાની દવા નાખી કે નહીં તેની તપાસ કરો છો ? એટલે આંધળા વિશ્વાસ વગર તો ઘડીવાર ચાલે તેમ નથી.

તમે જેને અંધશ્રદ્ધા કહો છો કે સમજો છો તે અંધશ્રદ્ધા નથી, અજ્ઞશ્રદ્ધા છે. આખું જગત અજ્ઞશ્રદ્ધામાં છે. નાના છોકરા ઢીંગલા-ઢીંગલી રમાડે છે તે અજ્ઞશ્રદ્ધા છે, તેમ ધર્મમાંય અજ્ઞશ્રદ્ધા હોય છે. 'જ્ઞાની પુરુષ' એકલા જ પોતે અંધશ્રદ્ધા વગરના હોય, છતાં દેહ અંધશ્રદ્ધામાં હોય. હમણાં અમે પણ ઘેર જઇને તપાસ કર્યા વગર પાણી પીશું, પણ અમારે દેહનો માલિકીભાવ ના હોય.

## આત્મશ્રદ્ધા - પ્રભુશ્રદ્ધા

**પ્રશ્નકર્તા :** આત્મશ્રદ્ધા અને પ્રભુશ્રદ્ધા એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** પ્રભુશ્રદ્ધામાં પ્રભુ જુદા ને હું જુદો એમ જુદાઈ માનવામાં આવે છે અને આત્મશ્રદ્ધા તો પોતે સ્વયં આત્મા થઈ ને આત્માની ભક્તિ કરવી તે. આ પ્રત્યક્ષ ભક્તિ ને પેલી પરોક્ષ ભક્તિ કહેવાય. જેને આત્માનુભવ થયો નથી, તે જેને પ્રભુ કહે છે તે જ તેનો આત્મા છે પણ તેને તેની ખબર નથી. તેથી પ્રભુના નામથી ભજે છે, પણ પરોક્ષપણે તેના જ આત્માને પહોંચે છે.

## શ્રદ્ધા - જ્ઞાન

**પ્રશ્નકર્તા :** શ્રદ્ધા વિના જ્ઞાન થાય કે નહીં ?

**દાદાશ્રી :** આ અજ્ઞાન પણ શ્રદ્ધા વગર થાય નહીં. શ્રદ્ધા એ 'કોઝિઝ' છે ને જ્ઞાન એ 'પરિણામ' છે.

આ સ્વરૂપજ્ઞાન થયા પછી કેવા થઈ જવું જોઈએ ? શ્રદ્ધાની પ્રતિમા થઈ જવું જોઈએ ! જોતાંની સાથે જ શ્રદ્ધા આવે. શ્રદ્ધાની પ્રતિમા કો'ક ફેરો પાકે છે !

❖ ❖ ❖ ❖ ❖

# (૫)
# અભિપ્રાય

## અભિપ્રાયોનો અંધાપો

કોઈ તીનપત્તીવાળો અહીં આવ્યો હોય અને તમારો તેના પર અભિપ્રાય બેસી ગયો હોય કે 'આ તીનપત્તીવાળો છે' તો એ અહીં બેઠો હોય તેટલી વાર તમને મહીં ખૂંચ્યા કરે. બીજા કોઈને ના ખૂંચે, તેનું કારણ શું ?

**પ્રશ્નકર્તા :** બીજા જાણતા નથી કે 'આ તીનપત્તીવાળો છે' માટે.

**દાદાશ્રી :** બીજા જાણે છે, પણ અભિપ્રાય બેસાડતા નથી અને તમને અભિપ્રાય બેઠેલો તેથી ખૂંચે. તે અભિપ્રાય આપણે છોડી નાખવા જોઈએ. આ અભિપ્રાય આપણે જ બાંધ્યા માટે એ આપણી જ ભૂલ છે, તેથી એ ખૂંચે છે. સામો એમ નથી કહેતો કે મારે માટે અભિપ્રાય બાંધો. આપણને ખૂંચે એ તો આપણી જ ભૂલનું પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** કોઈ વસ્તુને જાણ્યા સિવાય એનો મત બાંધવો એનું નામ 'પ્રેજ્યુડીસ' ?

**દાદાશ્રી :** ના, એવું નથી. આ ભાઈ કાયમ દાન આપે છે અને આજેય તે દાન આપશે એવું માનવું એ 'પ્રેજ્યુડીસ' છે. કોઈ માણસ રોજ આપણને લપકા કરી જતો હોય ને આજે જમવા બોલાવવા આવ્યો હોય તોય એને દેખતાં જ વિચાર આવે કે આ લપકા કરશે, તે 'પ્રેજ્યુડીસ'. આ 'પ્રેજ્યુડીસ'ને લઈને સંસાર ઊભો રહ્યો છે. પહેલાંનું 'જજમેન્ટ' છોડી દો, એ તો બદલાયા જ કરે છે. ચોર ચોરી

આપણા દેખતાં કરે તોય તેના પર પૂર્વગ્રહ ના રાખશો, કાલે એ શાહુકારેય થઇ જાય. અમને એક ક્ષણવાર પૂર્વગ્રહ ના હોય.

## અભિપ્રાય ને ઇન્દ્રિયો !

આ કેરી બહુ સ્વાદિષ્ટ હોય તો ઈન્દ્રિયો તો એને 'એક્સેપ્ટ' કરે જ. એ સામી આવે એટલે ઝટપટ ખાવા માંડે, પણ ખાધા પછી કેરી સાંભરે છે તે શાથી ? તો કે' એણે અભિપ્રાય બાંધેલા કે 'કેરી બહુ સારી છે.' ઈન્દ્રિયો કંઇ સંભારતી નથી, એ તો બિચારી મૂકો ત્યારે ખાઇ લે. આપણા અભિપ્રાય આપણને રાગદ્વેષ કરાવે છે. અભિપ્રાય છૂટે તો સહજ થાય.

અભિપ્રાય બંધાયો કે રાગદ્વેષ થાય. જ્યાં અભિપ્રાય નથી ત્યાં રાગદ્વેષ નથી.

## અભિપ્રાયમાંથી અટકણ !

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય બંધાઈ ગયા અને છૂટે નહીં તો શું થાય ?

**દાદાશ્રી :** જે વસ્તુ પર અભિપ્રાય જબરજસ્ત બેસી જાય એટલે એને ત્યાં અટકણ થઈ જ જાય. અભિપ્રાય બધે વહેંચાયેલા હોય તો કાઢવા સહેલા પડે, પણ અટકણ જેવું હોય તો કાઢવું મુશ્કેલ. એ બહુ ભારે રોગ છે. વિષયો રાગદ્વેષવાળા નથી, અભિપ્રાયની માન્યતા એ જ રાગદ્વેષ છે.

## અભિપ્રાય કેવી રીતે છૂટે ?

**પ્રશ્નકર્તા :** ગાઢ અભિપ્રાય કાઢવા કેવી રીતે ?

**દાદાશ્રી :** જ્યારથી નક્કી કર્યું કે કાઢવા છે ત્યારથી એ નીકળવા માંડે. બહુ ગાઢ હોય તેને રોજ બબ્બે કલાક ખોદીએ તો એ ખલાસ થાય. આત્મા પ્રાપ્ત થયા પછી પુરુષાર્થ ધર્મ પ્રાપ્ત થયો કહેવાય અને પુરુષાર્થ ધર્મ પરાક્રમ સુધી પહોંચી શકે, જે ગમે તેવી

અટકણને ઉખાડી ફેંકી શકે. પણ એક વાર જાણવું પડે કે આ કારણથી આ ઊભું થયું છે, પછી એના પ્રતિક્રમણ કરવાં.

ઘરમાંથી બધાંના એકબીજા માટેના અભિપ્રાય નીકળી જાય તો કેવું સ્વર્ગ જેવું ઘર થઇ જાય !

**પ્રશ્નકર્તા :** આપણને કોઇના માટે અમુક અભિપ્રાય હોય કે આની પ્રકૃતિ આવી જ છે, એટલે મનમાં એમ રહે કે આને કહીશું નહીં તો ઠેકાણે નહીં રહે.

**દાદાશ્રી :** જ્યાં સુધી મહીં અભિપ્રાય નહીં તૂટે કે સામાને ટૈડકાવ્યા વગર ચાલે તેમ નથી, ત્યાં સુધી સામા કોઇ જોડે કંઇક થયું તો એ ટૈડકાવ્યા વગર નહીં રહે, પાછલા 'રીએકશન' તો આવવાનાં જ. આપણે નક્કી કરીએ કે અભિપ્રાય છોડવો છે, તોય થોડો વખત પાછલાં 'રીએકશન' રહેવાનાં, સામાનેય રહે ને આપણનેય રહે.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય વારે ઘડીએ મૂંઝવે છે.

**દાદાશ્રી :** એ અભિપ્રાયનોય અભિપ્રાય રાખવો ના જોઇએ, એવા ઉપાય કરવાના.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય કોણ કરે છે ?

**દાદાશ્રી :** એ કેરી અહીં આવી, તે આપણી પ્રકૃતિ પ્રમાણે ઇન્દ્રિયોને તે ગમે. પણ ઇન્દ્રિયોને એવું નથી કે એને માટે સારો કે ખોટો અભિપ્રાય બાંધવો, એ એનો સ્વભાવ નથી. લોકસંજ્ઞા આમાં બહુ કામ કરે છે, તે લોકોએ માનેલું પોતે 'બિલીફ'માં બાંધે છે કે આ સારું ને આ ખરાબ. પછી બુદ્ધિ નક્કી કરે છે અને કામ કરે છે. 'જ્ઞાની'ની સંજ્ઞાથી લોકસંજ્ઞા ઊડી જાય એટલે એમાંથી છુટાય.

કોઇના માટે સહેજ પણ અવળો કે સવળો વિચાર આવે કે તરત તેને ધોઇ નાખવો. એ વિચાર જો, થોડીક જ વાર જો રહેને તો એ સામાને પહોંચી જાય, અને પછી ઊગે. ચાર કલાકે, બાર કલાકે કે બે દહાડેય એને ઊગે. માટે સ્પંદનનું વહેણ એ બાજુ ના જતું રહેવું જોઇએ.

**પ્રશ્નકર્તા :** એના માટે આપણે શું કરવું ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ કરી ભૂંસી નાખવું તરત જ. પ્રતિક્રમણ ના થાય તો 'દાદા'ને યાદ કરીને કે તમારા ઈષ્ટદેવને યાદ કરીને ટૂંકામાં કહી દેવું કે, 'આ વિચાર આવે છે તે બરોબર નથી, તે મારા નથી.'

સામા પરનો અભિપ્રાય આપણો તૂટ્યો કે આપણે એની જોડે ખુશી થઈને વાત કરીએ એટલે પછી એય ખુશ થાય. બાકી એને અભિપ્રાય સહિત જુઓ, એના દોષ જુઓ, તો આપણા મનની છાયા એના મન પર પડે. પછી એ આવે તોય આપણને ગમે નહીં, એ ફોટો તરત જ એની મહીં પડે.

અભિપ્રાય બદલવા શું કરવું પડે ? ચોર હોય તો મનમાં તેને 'શાહુકાર, શાહુકાર' કહીએ. 'આ સારા માણસ છે, શુદ્ધાત્મા છે, આપણો જ ખોટો અભિપ્રાય બેઠો છે.' એવું મહીં ફેરવીએ.

કેટલીક વાણી બગડી ગઈ છે તે અભિપ્રાયોને લીધે, તેને લીધે તંતીલી વાણી નીકળે. તંતીલું બોલે એટલે સામોય તંતે ચઢે.

કોઈની પર શંકા ના પડવી જોઈએ. શંકા પડવી, એ બધા અભિપ્રાયો પડેલા તેનું પરિણામ છે.

જુઓને આજના છોકરા આટલા લાંબા વાળ રાખે છે, તે શાથી ? એમના અભિપ્રાયમાં છે કે આ સારું દેખાય છે, અને આ ભાઈને લાંબા વાળ રાખવાનું કહીએ તો ? એમને એ ખરાબ દેખાય. આ અભિપ્રાયોનું જ સામ્રાજ્ય છે. બુદ્ધિએ જેમાં સુખ માન્યું તેના અભિપ્રાય છે. અભિપ્રાય બુદ્ધિના આશયને આધીન છે.

કોઈ આપણને દગો કરી ગયો હોય એ આપણે સંભારવાનો ના હોય. અત્યારે વર્તમાનમાં એ શું કરે છે એ જોઈ લેવાનું, નહીં તો 'પ્રેજ્યુડીસ' કહેવાય. પાછલું સંભારવાથી બહુ નુકસાન થાય છે.

**પ્રશ્નકર્તા :** પણ ધ્યાનમાં તો રાખવું જોઈએને એ ?

**દાદાશ્રી :** એ તો એની મેળે હોય જ. ધ્યાનમાં રાખીએ તો 'પ્રેજ્યુડીસ' થાય. 'પ્રેજ્યુડીસ'થી તો ફરી સંસાર બગડે. આપણે વીતરાગ ભાવે રહેવું. પાછલું લક્ષમાં રહે જ, પણ એ કંઇ 'હેલ્પિંગ' વસ્તુ નથી. આપણા કર્મના ઉદય એવા હતા તેથી એણે આપણી જોડે એવું વર્તન કર્યું. ઉદય સારા છે તો ઊંચું વર્તન કરશે. માટે રાખશો નહીં 'પ્રેજ્યુડીસ'. તમને શું ખબર પડે કે પહેલાં છેતરી ગયેલો આજે નફો આપવા આવ્યો છે કે નહીં ? અને તમારે એની જોડે વ્યવહાર કરવો હોય તો કરો ને ના કરવો હોય તો ના કરશો, પણ 'પ્રેજ્યુડીસ' ના રાખશો ! અને વખતે વ્યવહાર કરવાનો વખત આવે તો તો બિલકુલ 'પ્રેજ્યુડીસ' ના રાખશો.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય વીતરાગતા તોડે છે ?

**દાદાશ્રી :** હા. આપણને અભિપ્રાય ના હોવા જોઇએ. અભિપ્રાય અનાત્મ વિભાગના છે, તે તમારે 'જાણવું' કે તે ખોટો છે, નુકસાનકારક છે. પોતાના દોષે, પોતાની ભૂલે, પોતાના 'વ્યુપોઇન્ટ'થી અભિપ્રાય બાંધે છે. તમને અભિપ્રાય બાંધવાનો શો 'રાઇટ' છે ?

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય બંધાઇ જાય અને તે ભૂંસાય નહીં, તો નવું કર્મ બંધાય ?

**દાદાશ્રી :** આ અક્રમ વિજ્ઞાન પ્રાપ્ત થયું હોય ને આત્મા-અનાત્માનું ભેદજ્ઞાન થયું હોય તેને નવું કર્મ ના બંધાય. હા, અભિપ્રાયોનું પ્રતિક્રમણ ના થાય તો સામા પર તેની અસર રહ્યા કરે, તેથી તેનો તમારી પર ભાવ ના આવે. ચોખ્ખા ભાવથી રહે તો એકુય કર્મ બંધાય નહીં, અને જો પ્રતિક્રમણ કરો તો એ અસરેય ઊડી જાય. સાતે ગુણી નાખ્યા તેને સાતે ભાગી નાખ્યા એ જ પુરુષાર્થ.

જન્મથી મરણ પર્યંત 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'ના હાથમાં છે, તો અભિપ્રાય રાખવાની જરૂર જ ક્યાં છે ? સ્વરૂપજ્ઞાન મળ્યા પછી, જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ પ્રાપ્ત થયા પછી બે-પાંચ અભિપ્રાયો પડ્યા હોય તેને કાઢી નાખીએ એટલે 'વીથ ઓનર્સ' પાસ થઇએ આપણે !

અભિપ્રાયને લીધે જેમ છે તેમ જોઇ શકાતું નથી, મુક્ત આનંદ અનુભવાતો નથી, કારણ કે અભિપ્રાયનું આવરણ છે. અભિપ્રાય જ ના રહે ત્યારે નિર્દોષ થવાય. સ્વરૂપજ્ઞાન પછી અભિપ્રાય છે ત્યાં સુધી તમે મુક્ત કહેવાઓ, પણ મહામુક્ત ના કહેવાઓ. અભિપ્રાયને લીધે જ અનંત સમાધિ અટકી છે.

પહેલાં જે 'કોઝિઝ' હતા તેની અત્યારે 'ઇફેક્ટ' આવે છે. પણ એ 'ઇફેક્ટ' પર 'સારું છે, ખોટું છે' એ અભિપ્રાય આપે છે, એનાથી રાગદ્વેષ થાય છે. ક્રિયાથી 'કોઝિઝ' નથી બંધાતા, પણ અભિપ્રાયથી 'કોઝિઝ' બંધાય છે.

## આવકારવા યોગ્ય અભિપ્રાય !

વસ્તુ ભોગવવાનો વાંધો નથી, પણ તેના પર અભિપ્રાય ના રહેવો જોઇએ. 'હવે મને વાંધો નથી' એવો અભિપ્રાય પણ ના હોવો જોઇએ. જૂઠું બોલી જવાય તેનો વાંધો નથી, પણ અભિપ્રાય તો 'સત્ય' બોલવાનો જ હોવો જોઇએ.

અબ્રહ્મચર્યનો વાંધો નથી પણ તેનો અભિપ્રાય ના હોવો જોઇએ. અભિપ્રાય તો 'બ્રહ્મચર્ય'નો જ હોવો જોઇએ. અભિપ્રાય તો 'આ દેહ દગો છે' એમાં રાખવાનો છે. કોઇ પણ જાતનો અભિપ્રાય બોજો વધારે છે. જેનો અભિપ્રાય તેનો બોજો !

આપણે સામા પર અભિપ્રાય રાખીએ એટલે એ આપણી પર રાખે. આપણે આપણો અભિપ્રાય તોડી નાખીએ તો એનો અભિપ્રાય એની મેળે ખરી પડે.

## અભિપ્રાયનું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય એટલે પ્રતિષ્ઠિત અહંકાર ?

**દાદાશ્રી :** હા. અભિપ્રાય અહંકારના પરમાણુથી બનેલો છે. અભિપ્રાય વ્યક્તિત્વ દેખાડે છે. અભિપ્રાયથી દૃષ્ટિ જ બદલાઇ જાય છે.

અભિપ્રાય મડદાલ હોય, ખેંચ વગરના હોય તો વાંધો નથી, જલદી ઉકલે. પણ જે અભિપ્રાયો ખેંચવાળા છે, તે જ્ઞાન પર આવરણ લાવે.

## મિશ્રચેતન પ્રત્યે અભિપ્રાય !

જડ વસ્તુનો અભિપ્રાય આપો તેનો એટલો બધો વાંધો નથી, એને છોડતાં વાર નહીં લાગે. પણ મિશ્રચેતન જોડેના અભિપ્રાયની સામે અમે ચેતવાનું કહીએ છીએ.

દરેકને પોતપોતાની 'વાઈફ'નો અભિપ્રાય બેસી ગયેલો હોય છે, તેનાથી અથડામણ થાય.

'હું ચંદુલાલ છું' એ અભિપ્રાય જ છેને ? તમે છો એવા માનતા નથી ને નથી એવા માનો છો.

ઘરના બધા જ માણસો જોડે ગાઢ અભિપ્રાયો બંધાઈ ગયા હોય છે. માટે જેનાં મોઢાં ચઢે-ઊતરે, એવા મિશ્રચેતન માટે અભિપ્રાય બાંધશો જ નહીં. અભિપ્રાય એ જ અંતરાય છે. પાપો બળી શકે, પણ અભિપ્રાયોના અંતરાયો તો પોતાને જ નુકસાનકારક થઈ પડે છે, અને જેનાથી છૂટવું છે ત્યાં જ વધારે ગૂંચો પાડે છે.

પોતાના ચેનચાળા પોતાને જ કડવા લાગે છે, પણ તે પુદ્ગલના છે. આપણી રાજીખુશીથી અભિપ્રાયનો માલ ભર્યો છે. દરેકને પોતાના અભિપ્રાય પ્રમાણે ચેનચાળા હોય છે.

'શુદ્ધાત્મા' તો છે, પણ પ્રતિષ્ઠિત આત્માનો અભિપ્રાય ઊભો થયો તેથી તે પ્રમાણે 'મશીનરી' ચાલવાની. 'શુદ્ધાત્મા' સિવાયની બીજી બધી જ 'મશીનરી' છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૬)

# આવડતનો અંધાપો

### આવડત, 'એક્સપર્ટ' થતાં અટકાવે !

અમને આ લખવા કરવાનું ના આવડે, પેનેય પકડતાં ના આવડે. અમને કશું આવડે નહીં. સંસારનું કશું ના આવડે એનું નામ 'જ્ઞાની'. અમે અબુધ કહેવાઈએ.

**પ્રશ્નકર્તા :** આપ આપની જાતને અબુધ કહો છો, પણ પ્રબુધ લાગો છો અમને.

**દાદાશ્રી :** પણ હું તો દરેક બાબતનો અનુભવ કરીને કહું છું. આજે સિત્તેર વર્ષની ઉંમર થઈ, પણ હજી મને દાઢી કરતાં નથી આવડતી. લોકો મનમાં માને છે કે પોતાને દાઢી કરતાં આવડે છે, એ બધું ઈગોઈઝમ છે. અમુક જ બહુ જૂજ માણસોને દાઢી કરતાં આવડતી હશે. મને પોતાને જ સમજાય છે કે આ કેમનું રેઝર પકડવું, કેટલી ડિગ્રીએ પકડું, એની કશી ખબર હોતી નથી. એના એક્સપર્ટ આપણે થયેલા નથી. જ્યાં સુધી હું એક્સપર્ટ થયો નથી ત્યાં સુધી આપણને આવડતું નથી એમ જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એક્સપર્ટ થવામાં આપને ફાયદો નથી દેખાયો ને ?

**દાદાશ્રી :** ફાયદાની વાત નથી, પણ હું 'જેમ છે તેમ' કહી દઉં છું કે મને દાઢી કરતાં નથી આવડતી. તમને એમ થાય કે આમ તો કેમ કરીને હોય ? પણ તમને આવડે છે એ જ ખોટું છે. એ ખાલી 'ઈગોઈઝમ' છે. કેટલાકને તો બ્લેડ વાપરતાં જ નથી આવડતી, બ્લેડ

વપરાઈ કે નથી વપરાઈ તે જ જાણતા નથી. આ તો બધું પોલંપોલ ચાલ્યા કરે છે !

**પ્રશ્નકર્તા :** એક્સપર્ટ એટલે ?

**દાદાશ્રી :** માણસ એક્સપર્ટ થઈ શકે નહીં. એક્સપર્ટ એ તો કુદરતી બક્ષિસ છે. આ આત્મવિજ્ઞાનમાં હુંય એક્સપર્ટ થયેલો છું, તેય કુદરતી બક્ષિસ છે. નહીં તો માણસ તે જ્ઞાની શી રીતે થઈ શકે ? તેથી અમે કહીએ છીએ કે 'ધીસ ઈઝ બટ નેચરલ.'

અરે, મને તો ચાલતાંય નથી આવડતું. લોકો કહે કે દાદા બહુ સરસ ચાલે છે ! પણ હું તો જ્ઞાનદષ્ટિથી જોતો હોઉં એટલે મને ખબર પડે કે મને ચાલતાંય નથી આવડતું.

**પ્રશ્નકર્તા :** પણ અમને તો તમારું બધું જ આદર્શ રૂપ જ દેખાય.

**દાદાશ્રી :** એવું લાગે, પણ હું જ્ઞાનરૂપે જોઉં, છેલ્લા ચશ્માથી જોઉં, એટલે છેલ્લી લાઈટથી આ બધું કાચું લાગે.

કેટલાક માણસો મને કહે છે કે દાદા, તમારી જોડે બેસીને અમે ખાતાં શીખ્યા. હવે હું મારી જાતને જાણુંને કે મને જમતાં જ નથી આવડતું. જમતાનો ફોટો કેવો હોવો જોઈએ, કેવું ચારિત્ર હોવું જોઈએ એ અમને લક્ષમાં હોય જ. પણ તે કોને હોય ? બક્ષિસવાળાને હોય.

એક બાજુ અહંકાર હોય અને એક બાજુ 'એક્સપર્ટ' થવું, એ બે સાથે થઈ શકે જ નહીં. અહંકાર જ 'એક્સપર્ટ' થતાં અટકાવે છે.

એટલે અમે 'અબુધ' છીએ એ અનુભવપૂર્વકનું કહીએ છીએ, એમ ને એમ નથી કહેતા. છતાંય તમને પ્રબુધ દેખાય છે એ તમારી દૃષ્ટિ છે. મારી દૃષ્ટિ ક્યાં હશે ? એ તમને સમજાયું ? અમારી છેલ્લી દૃષ્ટિ છે.

ધંધામાંય હું મારી જાતને 'એક્સપર્ટ' માનતો હતો. તેય આ

જ્ઞાન થયા પછી તટસ્થ દૃષ્ટિથી જોયું, લોકોને ધંધા કરતા જોયા ત્યારે હું સમજી ગયો કે આ તો કશું આવડતું જ નથી. આ તો 'ઈગોઈઝમ' જ છે ખાલી. કોઈ પાંચ જણા માને, સ્વીકાર કરે માટે કંઈ બધી આવડત થઈ ગઈ ?

**પ્રશ્નકર્તા :** આપની દૃષ્ટિએ અબુધપણું બરાબર છે પણ વ્યવહારિક દૃષ્ટિએ ?

**દાદાશ્રી :** 'હુ બુદ્ધ છું' એ ભાન અને આ જ્ઞાન એ બે સાથે રહી શકે જ નહીં. અમારી પાસે જ્ઞાનનો ફુલ પ્રકાશ હોય, એટલે અમને બુદ્ધિની જરૂર જ નહીં ને ? બુદ્ધિ 'ઈમોશનલ' કરાવે અને જ્ઞાન મોશનમાં રાખે.

અમને સંસાર વિસારે પડી ગયો હોય. અમને સહી કરતાંય આવડતી નથી. પંદર-વીસ વરસથી કશું લખ્યું જ નથી એટલે બધું વિસારે પડી ગયું છે. આ સંસાર એની મેળે વિસારે પડી જાય એવો છે. એના માટે આટલા બધા પ્રયોગ કરવાની જરૂર નથી. પરિચય છૂટ્યો કે વિસારે પડે. એટલે પરિચય છૂટવો જોઈએ. સાધારણ વ્યવહારનો વાંધો નથી, પણ પરિચયનો વાંધો છે.

## તારણનો ચોપડો !

પરભવથી શું શું જોડે લઈને આવેલા ? ચંદુભાઈની જરૂરિયાતની બધી જ વસ્તુઓ લઈને આવેલા છો, મનની જરૂરિયાતની બધી વસ્તુઓ લઈને આવેલા છો, ચિત્તની જરૂરિયાતની બધી વસ્તુઓ લઈને આવેલા છો, બુદ્ધિની, અહંકારની બધી જ જરૂરિયાતની વસ્તુઓ લઈને આવેલા છો. હવે એ જરૂરિયાતની વસ્તુઓ કુદરત તમને સપ્લાય કરે છે અને પોતે કહે છે કે, હું કરું છું. બધું તૈયાર હોય એમાં આપણે શું કર્યું કહેવાય? જે નથી તૈયાર તેના માટે કરવું એ પુરુષાર્થ કહેવાય.

આ તો બધું તમે તૈયાર લઈને આવેલા છો દુકાન, ઓફિસ, બૈરી છોકરાં બધો તૈયાર સામાન લઈને આવ્યા છો. આ ચોપડાનો હિસાબ છે.

આત્માને પિતાય ના હોય અને પુત્રેય ના હોય, ચોપડાના લેણદેણના હિસાબ માટે ભેગા થાય છે બધા. હવે આગળ શું કરવાનું છે એ નહીં જાણતા હોવાથી આજે ખેડ ખેડ કર્યા કરે છે. અરે, આ તો ખેડેલું જ છે, તૈયાર જ છે. એમાં બહુ ધ્યાન રાખવાની જરૂર નહીં. સહજ ચિત્ત રાખવાનું ને બીજું બધું કરવાનું. જન્મથી મરણ સુધીનાં બધાં જ સ્ટેશનો ફરજિયાત લઈને આવેલા છો. પોતાને ગમે છે ત્યારે જાણે કે મારું મરજિયાત છે ને નથી ગમતું એટલે કહે કે ફરજિયાત છે. ખરેખર તો બધું જ ફરજિયાત છે. આ બધું જાણવું પડશેને ? આમ ક્યાં સુધી ગપ્પું ચાલવા દઈએ ? કંઈક તારણ તો કાઢવું જોઈશેને ? તારણનો ચોપડો જોડે રાખવો. શાક લેવા ગયા તે તો ફરજિયાત લાવવું જોઈએ, પણ રસ્તામાં ફલાણાભાઈએ જે, જે, કર્યા, તે છાતી આમ પહોળી થઈ જાય ! તે ખોટ જ જાયને ? માટે ચોપડો જોઈને તારણ કાઢવું જોઈએ કે ક્યાં ખોટ ગઈ ? લગ્નમાં ગયા ને કોઈએ આવો શેઠ કહ્યું, કે તેની સાથે જ તમે ટાઈટ થઈ ગયા તો જોનારો સમજી જાય કે શેઠે ખોટ ખાધી. આમાં સામાની તો ફરજ છે કે તમને 'આવો' કહે, પણ તમારે ત્યાં કાચા ના પડવું જોઈએ. એવા પાકા થઈ જાવ કે ક્યાંય ખોટ ના આવે. એક વખત ખોટ ખાધી, બે વખત ખાધી, વીસ વખત ખોટ ખાધી, પણ છેવટે આપણે તારણ કાઢવું જોઈએ કે આ જે જે કહે છે તે મને કહે છે કે મહીંવાળાને કહે છે ? 'મહીં' 'ભગવાન' બેઠા છે, એ 'શુદ્ધાત્મા' છે.

❖ ❖ ❖ ❖ ❖

# (૭)
# અંતરાય !

## અંતરાય કેવી રીતે પડે ?

**પ્રશ્નકર્તા :** સંસાર જ એવી વસ્તુ છે કે ત્યાં નર્યા અંતરાયો જ છે.

**દાદાશ્રી :** તમે પોતે પરમાત્મા છો, પણ એ પદનો લાભ નથી મળતો. કારણ કે નર્યા અંતરાય છે. 'હું ચંદુભાઈ છું' બોલ્યા કે અંતરાય પડે. કારણ કે ભગવાન કહે છે કે, 'તું મને ચંદુ કહે છે ?' આ અણસમજણથી બોલ્યો તોય અંતરાય પડે. દેવતા પર અણસમજણથી હાથ ઘાલે તો એ છોડે કે ?

મહીં પરમાત્મા બેઠા છે, અનંત શક્તિ છે મહીં, તે જેટલી જોઈએ તેટલી મળે તેમ છે. પણ જેટલા અંતરાય પાડે એટલી શક્તિ આવરાય.

ઈચ્છા કરો ત્યાં અંતરાય પડે. જે ચીજની ઈચ્છા થાય એનો અંતરાય થાય. આ હવાની ઈચ્છા થાય છે ? તેથી એનો અંતરાય ઊભો થતો નથી. પણ પાણીની થોડી થોડી ઈચ્છા હોય છે તેનાથી એના અંતરાય ઊભા થાય.

'જ્ઞાની પુરુષ'ને કોઈ વસ્તુની ઈચ્છા ના હોય એટલે એમને નિર્અંતરાય પદ હોય, હરેક વસ્તુ સહજાસહજ આવીને પડે 'જ્ઞાની'ને કોઈ ચીજની ભીખ ના હોય. ભિખારીપણું છૂટે તો તમે પોતે જ પરમાત્મા છો. ભિખારીપણાથી જ બંધન છે.

પોતાની વસ્તુઓના પોતે જ અંતરાય ઊભા કરે છે. બુદ્ધિના આશયમાં હોય અને અંતરાય ના હોય તો એ વસ્તુ વગર ઈચ્છાએ સામી આવે !

જગતમાં બધી જ વસ્તુઓ છે, પણ ભેગી કેમ નથી થતી ? ત્યારે કહે' અંતરાય નડે છે.

**પ્રશ્નકર્તા :** આ અંતરાયો કેવી રીતે પડે છે ?

**દાદાશ્રી :** આ ભાઈ નાસ્તો આપતા હોય તો તમે કહો કે, 'હવે રહેવા દેને, નકામું બગડશે.' તે અંતરાય પાડ્યો કહેવાય. કોઈ દાન આપતો હોય ત્યાં તમે કહો કે, 'આને ક્યાં આપો છો ? આ તો મારી ખાય એવા છે.' તે તમે દાનનો અંતરાય પાડ્યો. પછી પેલો આપે કે ના આપે એ વસ્તુ જુદી રહી, પણ તમે અંતરાય પાડ્યો. પછી તમને કોઈ દુઃખમાંય દાતા ન મળે.

**પ્રશ્નકર્તા :** વાણીથી અંતરાય ન પાડ્યા હોય પણ મનથી અંતરાય પાડ્યા હોય તો ?

**દાદાશ્રી :** વાણીથી બોલેલાની 'ઈફેક્ટ' આ અવતારમાં આવે અને મનથી ચીતરેલું બીજે અવતારે રૂપકમાં આવશે.

એટલે આ બધાં પોતાના જ અંતરાય પાડેલા છે, નહીં તો આત્માની પાસે શું ચીજ ના હોય ? જગતની તમામ વસ્તુઓ એને માટે તૈયાર જ છે. એ તો 'અમે આવીએ ? અમે આવીએ ?' એમ પૂછે છે. છતાં અંતરાય કહે છે, 'ના. નથી આવવાનું.' તે અંતરાય ચીજ ભેગી જ ના થવા દે.

**પ્રશ્નકર્તા :** એટલે પોતે જાગૃતિ રાખવી જોઈએ કે અવળો વિચાર ના આવે.

**દાદાશ્રી :** એવું ના બને, વિચાર તો આડાઅવળા આવ્યા વગર રહે જ નહીં. આપણે એને ભૂંસી નાખવાના, એ આપણો ધંધો ! તમને વિચાર આવ્યો કે 'આને ના આપવું જોઈએ.' પણ જ્ઞાન હાજર થાય કે આ વચ્ચે ક્યાં અંતરાય પાડવો ? એટલે તરત ભૂંસી નાખવાનું. જ્ઞાન ના હોય તો શું કરે ? આપણે કહીએ કે, 'આવો વિચાર શું કામ કર્યો ?' તો એ ઉપરથી કહે, 'કરવો જ જોઈએ. તમને એમાં શું સમજ પડે ?' તે ઊલટું ડબલ કરી આવે. ગાંડો અહંકાર શું ના કરે ? પોતે પોતાના જ પગ ઉપર કુહાડી મારે.

હવે આપણે આને ભૂંસી શકીએ. મનમાં પશ્ચાત્તાપ કરીએ, ક્ષમા માગીએ, અને નક્કી કરીએ કે આવું ફરી ના બોલવું જોઈએ તો ભૂંસી શકાય. કાગળ પોસ્ટમાં પડતાં પહેલાં ફેરફાર કરી શકાય, અને વિચારીએ કે દાન આપવામાં સારું છે એટલે પેલું આગળનું ભૂંસાઈ જાય.

**પ્રશ્નકર્તા :** સારા કાર્યને અનુમોદન આપે તો ?

**દાદાશ્રી :** તો તે આપનારને લાભ થાય છે અને પોતાનેય લાભ થાય. આપણે અનુમોદના ના કરી હોય તો આપણામાં અનુમોદના કરનાર કોઈ મળે નહીં. જો કે આ બધું જ્ઞાનીઓ માટે હેય (ત્યજવા યોગ્ય) છે. એ બધું સંસાર વધારનારું છે. છતાં, જેને આત્માનું જ્ઞાન ના હોય તેને માટે તો રળિયામણા સંસારનું સાધન છે.

આ સંસારમાં અંતરાય કેવી રીતે પડે છે તે તમને સમજાવું. તમે જે ઓફિસમાં નોકરી કરતા હો ત્યાં તમારા 'આસિસ્ટન્ટ'ને અક્કલ વગરનો કહો, એ તમારી અક્કલ પર અંતરાય પડ્યો ! બોલો, હવે આ અંતરાયથી આખું જગત ફસાઈ ફસાઈને આ મનુષ્ય જન્મ એળે ખોઈ નાખ્યો છે ! તમને 'રાઈટ' જ નથી સામાને અક્કલ વગરનો કહેવાનો. તમે આવું બોલો એટલે સામો પણ અવળું બોલે, તે એનેય અંતરાય પડે ! બોલો હવે, આ અંતરાયમાં જગત શી રીતે અટકે ? કોઈને તમે 'નાલાયક' કહો તો તમારી લાયકાત ઉપર અંતરાય પડે છે ! તમે આના તરત જ પ્રતિક્રમણ કરો તો એ અંતરાય પડતાં પહેલાં ધોવાઈ જાય.

એલચી મોંઘી, લવિંગ મોંઘાં, સોપારી મોંઘી એથી લોકો ખાય નહીં. એ ખાવાની ના મળે એ અંતરાય પડ્યો છે તેથી. ઘરમાં સાત જણ શ્રીખંડ જમતા હોય ને એક જણ બાજરીનો રોટલો ને છાશ ખાય, ડોક્ટરે કહ્યું હોય કે શ્રીખંડ ખાશો તો મરી જવાશે ! એ અંતરાય શાથી પડે છે ? ખાવાનું સામે આવ્યું ત્યારે આપણે એને તરછોડ મારી હોય તેથી.

## મોક્ષમાર્ગમાં અંતરાય !

મોક્ષમાર્ગમાં તો અંતરાય આવે એટલે પોતાની શક્તિઓ વધારે

પ્રગટ થતી જાય. માટે એમાં અંતરાય આવે તોય આપણે આપણો નિશ્ચય દ્દઢ રાખવો કે 'કોઈની તાકાત નથી કે મને અટકાવી શકે', એવો ભાવ રાખવાનો છે. મોઢે બોલવાનું નથી, બોલવું એ તો અહંકાર છે.

પોતાનો અનિશ્ચય એ જ અંતરાય. નિશ્ચય કરે એટલે અંતરાય તૂટી જાય. આત્માનો નિશ્ચય થાય એટલે બધા અંતરાયો તૂટી જ જાય છેને !

સંસારી બુદ્ધિના અંતરાયોનો બહુ વાંધો નથી, પણ ધાર્મિક બુદ્ધિના અંતરાય તો અનંત અવતાર રખડાવી મારે. તેમાંય 'રિલેટિવ' ધર્મના અંતરાયો ઘણાંય સાધુ, સાધ્વી, આચાર્યો મહારાજોને તૂટેલા હોય; ત્યારે 'રિયલ' ધર્મ, આત્મધર્મના અંતરાય બહુ પડેલા હોય.

હવે ધર્મમાં અંતરાય શાનાથી પડે છે ? 'હું કંઈક જાણું છું' એ મોટામાં મોટો અંતરાય. ધર્મમાં જાણ્યું ક્યારે કહેવાય ? ક્યારેય પણ ઠોકર ના વાગે, આર્તધ્યાન, રૌદ્રધ્યાન ના થાય, સહેજ પણ રૌદ્રધ્યાનનું પરિણામ પણ ઊભું ના થાય, એવો સંજોગ પણ ભેગો ના થાય, એનું નામ 'જાણ્યું' કહેવાય. એટલે ભગવાને શું કહ્યું કે, જ્યાં સુધી આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થાય છે ત્યાં સુધી 'હું કંઈ જ જાણતો નથી, જ્ઞાની પુરુષ જાણે' એમ બોલજે. ત્યાં સુધી માથે જવાબદારી લેશો નહીં, બહુ જોખમ છે, બીજે સ્ટેશને ઊતરી પડાશે. ભગવાને સૌથી મોટો અંતરાય જ્ઞાનાંતરાયને કહયો છે. લક્ષ્મીના ને દાનના અંતરાય તૂટે પણ જ્ઞાનના અંતરાય ના તૂટે જલદી.

## જ્ઞાનાંતરાય-દર્શનાંતરાય શેનાથી ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાનાંતરાય-દર્શનાંતરાય શેનાથી પડે છે ?

**દાદાશ્રી :** ધર્મમાં આડુંઅવળું બોલે, 'તમે કંઈ જ સમજતા નથી ને હું જ સમજું છું' એનાથી જ્ઞાનાંતરાય ને દર્શનાંતરાય પડે. અગર તો કોઈ આત્મજ્ઞાન પામતો હોય તેમાં આડખીલી થાય તો તેને જ્ઞાનનો અંતરાય પડે. કોઈ કહે કે, ' ''જ્ઞાની પુરુષ'' આવ્યા છે, ચાલો આવવું હોય તો.' ત્યારે તમે કહો કે, 'હવે એવા તો ''જ્ઞાની પુરુષ'' ઘણાય જોયા છે.' આ અંતરાય પડ્યો ! હવે મનુષ્ય છે એટલે બોલ્યા વગર તો રહે જ નહીં ને ?

તમારાથી ના જવાય તેમ હોય એટલે તમને મનમાં ભાવ થાય કે 'જ્ઞાની પુરુષ' આવ્યા છે, પણ મારાથી જવાતું નથી. તો અંતરાય તૂટે. અંતરાય પાડનારો પોતે અણસમજણથી અંતરાય પાડે છે, તેની તેને ખબર નથી.

દરેક શબ્દ બોલવો જોખમભરેલો છે, તે બોલતાં ના આવડે તો મૌન રહેવું સારું. તેમાંય ધર્મમાં બહુ જ જોખમ છે, વ્યવહારનાં જોખમ તો ઊડી જાય.

આ પદ ગાતાં કેમ નથી આવડતાં ? 'આપણને તો આવડે જ નહીં.' એમ કરીને અંતરાય ઊભા કરેલા. 'આપણને તો આવડે જ.' એવું બોલે એટલે અંતરાય તૂટે. શીખવા જવું પડતું જ નથી, બધું શીખીને જ આવેલો છે.

**પ્રશ્નકર્તા :** 'મને પદ ગાતાં આવડે છે' બોલે એટલે આવડે ?

**દાદાશ્રી :** ના. 'આવડે છે' એવું નહીં. 'ના કેમ આવડે ?' એવું મનમાં દૃઢ રહેવું જોઈએ.

કેટલાક કહે કે, 'આવું અક્રમ જ્ઞાન તે વળી હોતું હશે ? કલાકમાં મોક્ષ તે હોતો હશે ?' એવું બોલ્યા કે તેમને અંતરાય પડ્યા. આ જગતમાં શું ના બને એ કહેવાય નહીં. માટે બુદ્ધિથી માપ કાઢવા જેવું આ જગત નથી. કારણ કે આ બન્યું છે એ હકીકત છે. 'આત્મવિજ્ઞાન' માટે તો ખાસ અંતરાય પડેલા હોય. આ છેલ્લામાં છેલ્લું સ્ટેશન છે.

જેના પરોક્ષના અંતરાય તૂટ્યા હોય એમને પ્રત્યક્ષના અંતરાય હોય જ. એટલે એમને પરોક્ષ જ મળે. અને પ્રત્યક્ષના અંતરાયો તો બહુ મોટા મોટા પડેલા હોય છે, તે તૂટે તો તો અનંત અવતારનું સાટું વળી જાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનાંતરાય ને દર્શનાંતરાય તૂટે કેવી રીતે ?

**દાદાશ્રી :** એ અંતરાયો 'જ્ઞાની પુરુષ' તોડી આપે. 'જ્ઞાની પુરુષ' અજ્ઞાન તોડી આપે અને અંતરાય પણ કાઢી આપે. પણ અમુક અંતરાય તો 'જ્ઞાની પુરુષ' પણ ના તોડી શકે.

**પ્રશ્નકર્તા :** એ કયા અંતરાય ?

**દાદાશ્રી :** જ્યાં વિનયધર્મ ખંડિત થતો હોય તે. વિનય તો મોક્ષમાર્ગમાં મુખ્ય વસ્તુ છે. 'જ્ઞાની પુરુષ' માટે એક અવળો વિચાર પણ ના આવવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** અહીં આવવાનો ભાવ રહે છે, પણ પુદ્‌ગલ-માયા નથી આવવા દેતી તો શું કરવું ?

**દાદાશ્રી :** એ જ અંતરાયકર્મ છે. આપણા ભાવ દૃઢ હશે તો એક દિવસ એ પૂરો થશે. અંતરાયકર્મ અચેતન છે અને આપણો ભાવ ચેતનને પામેલો છે, એનાથી અંતરાય તૂટે. અને 'જ્ઞાની પુરુષ' પાસે 'વિધિ'માં માંગણી કર કર કરવી કે અમારા અંતરાય તોડી આપો તો તે તોડી આપે. 'જ્ઞાની'નું વચનબળ તમારા અંતરાય તોડી આપે. મહીં ખેદ રહે કે સત્સંગમાં નથી જવાતું તેનાથી અંતરાય તૂટે.

**પ્રશ્નકર્તા :** અંતરાય પોતાની મેળે તૂટે કે પુરુષાર્થથી તૂટે ?

**દાદાશ્રી :** એ ભાવથી તૂટે. જ્યારે અંતરાય તૂટવાનો કાળ આવે ત્યારે ભાવ થાય.

'આ' જ્ઞાન મળી જાયને તેને તો બધા અંતરાય તૂટી જાય. કારણ કે અંતરાય અહંકારને લીધે પડે છે કે 'હું કંઈક છું.' અંતરાય કર્મ તૂટે તો ઘડીયે વાર લાગતી નથી. આત્માને અને મોક્ષને કેટલું દૂર છે ? કશુંય નહીં. વચ્ચે અંતરાય પડેલા છે એટલું જ દૂર છે !

આત્મા પ્રાપ્ત કર્યા પછી અંતરાય એ સંયોગ સ્વરૂપી છે ને સંયોગો વિયોગી સ્વભાવના છે ને 'આપણે' 'શુદ્ધાત્મા' અસંયોગી, અવિયોગી છીએ.

❖ ❖ ❖ ❖ ❖

# (૮)
# તિરસ્કાર - તરછોડ

## જેનો તિરસ્કાર, તેનો જ ભય !

જેનો તિરસ્કાર કરશો તેનો ભય લાગશે. આ પોલીસવાળાનો શાથી ભય લાગે છે ? તિરસ્કાર છે તેનો તેથી. તમે જેનો તિરસ્કાર કરશો તેનો તમને ભય પેસી જશે. મચ્છરાં પર તિરસ્કાર રાત્રે પેઠો તો આખી રાત ઊંઘવા નહીં દે.

કોર્ટનો તિરસ્કાર હોય, વકીલનો તિરસ્કાર હોય તો કોર્ટમાં મહીં પેસતાં જ ભય લાગે.

કોઈ ઓળખાણવાળો હોય, તેનો કેમ ભય નથી લાગતો ? કારણ કે તેના પર તિરસ્કાર નથી.

**પ્રશ્નકર્તા :** પહેલો તિરસ્કાર હોય કે પહેલો ભય હોય ?

**દાદાશ્રી :** પહેલો તિરસ્કાર હોય. પહેલો ભય નથી હોતો. એ કેવી રીતે ? સાંભળ્યું હોય કે આ પોલીસવાળા બહુ ખરાબ છે એ જ્ઞાન થયેલું હોય એટલે એ જ્ઞાનના આધારે પહેલો તિરસ્કાર પેસે અને તિરસ્કારથી ભય ઉત્પન્ન થાય છે. પછી એ ભય વધતો જાય અને પોલીસવાળો દેખે ને અકળામણ થઈ જાય, પોલીસવાળો બાજુમાં ખાલી એડ્રેસ જ પૂછવા આવ્યો હોય તોય !

**પ્રશ્નકર્તા :** તિરસ્કારથી ભય થાય છે તો રાગથી શું થાય ?

**દાદાશ્રી :** મૂર્છા થાય, બેભાનપણું થાય. આ બેઉ જાય ત્યારે વીતરાગ થાય.

## તરછોડ, કેટલી જોખમી ?

**પ્રશ્નકર્તા :** તિરસ્કાર અને તરછોડ એ બેમાં ફેર શું છે ?

**દાદાશ્રી :** તિરસ્કાર તો વખતે ખબર નાય પડે. તિરસ્કાર બિલકુલ 'માઈલ્ડ' વસ્તુ છે, પણ તરછોડ તો બહુ ઉગ્ર સ્વરૂપની છે, તરત લોહી નીકળે. આ દેહનું લોહી ના નીકળે, મનનું લોહી નીકળે.

**પ્રશ્નકર્તા :** તિરસ્કાર અને તરછોડનાં ફળ કેવાં ?

**દાદાશ્રી :** તિરસ્કારનું ફળ એટલું બધું ના આવે, પણ તરછોડનું બહુ મોટું આવે. તરછોડ તમામ પ્રકારના અંતરાય પાડે. એટલે વસ્તુઓ આપણને પ્રાપ્ત ના થવા દે, હેરાન-હેરાન કરી મૂકે. તરછોડ શું ના કરે ? તરછોડથી તો બધું જગત ઊભું રહ્યું છે. એટલે અમે એક જ વસ્તુ કહીએ છીએ કે વેર છોડો, તરછોડ ના વાગે એવું ચાલો.

તરછોડ માટે અમારું ચિત્ત બહુ જાગૃત હોય. મોડી રાત્રે રસ્તા પરથી જવાનું બને ત્યારે અમે જાગૃત હોઈએ કે જેથી અમારા બૂટના અવાજથી કૂતરું ના જાગી જાય. એની મહીંયે આત્મા છે ને ? કોઈ અમને પ્રેમથી 'પોઈઝન' આપે તોય અમે તેને તરછોડ ના મારીએ !

વીતરાગ માર્ગમાં તો કોઈનોય વિરોધ કે તરછોડ ના હોય. ચોર, ડાકુ, બદમાશો કોઈનાય વિરાધક વીતરાગ ના હોય. એમને 'તું ખોટો ધંધો લઈ ને બેઠો છે' એમ કહે તો પેલાને તરછોડ વાગશે અને તરછોડ વાગે ત્યાં ભગવાનને ના જોઈ શકે. ભગવાન તો એટલું કહે છે કે, એનેય તું તત્ત્વદૃષ્ટિથી જો. અવસ્થા દૃષ્ટિથી જોઈશ તો તારું જ બગડવાનું છે. આપણે કાદવમાં ઢેખાળો નાખીએ તો ? કાદવનું શું બગડવાનું છે ? કાદવ તો બગડેલો જ છે, છાંટા આપણને ઊડે. એટલે વીતરાગો તો બહુ ડાહ્યા હતા, જીવ માત્ર જોડે તરછોડ ના વાગે તેમ નીકળી જતા હતા.

તરછોડ બધાય દરવાજા બંધ કરી દે. જેને આપણે તરછોડ મારીએ તે કાયમ દરવાજો ઉઘાડે જ નહીં.

**પ્રશ્નકર્તા :** તિરસ્કાર અને તરછોડ છે તે જીવનવ્યવહારમાં પળે પળે

અનુભવમાં આવે છે.

**દાદાશ્રી :** હા, દરેકને આ જ થઈ રહ્યું છેને ? જગતમાં દુઃખ જ એનાં છે. અવળવાણી એવી તે નીકળે, 'દુકાળ પડો' એમ બોલે !

**પ્રશ્નકર્તા :** અવળવાણીના તો અત્યારે રાજા હોય છે.

**દાદાશ્રી :** અમને પાછલા અવતારોનું મહીં દેખાય છે ત્યારે અજાયબી લાગે છે કે ઓહોહો ! તરછોડનું કેટલું બધું નુકસાન છે ! તેથી મજૂરોનેય તરછોડ ના વાગે એ રીતે વર્તીએ. છેવટે સાપ થઈનેય કૈડે, તરછોડ બદલો લીધા વગર રહે નહીં.

બહારના ઘા તો રૂઝાઈ જાય, પણ વાણીના ઘા તો આખી જિંદગી ના રૂઝાય. અરે, કેટલાક ઘા તો સો-સો અવતાર સુધી રૂઝાતા નથી !

## તરછોડનો ઉપાય શો ?

**પ્રશ્નકર્તા :** શું ઉપાય કરવો કે જેથી તરછોડનાં પરિણામ ભોગવવાનો વારો ના આવે ?

**દાદાશ્રી :** એના માટે બીજો કોઈ ઉપાય નથી, એક પ્રતિક્રમણ કર કર કરવાં. જ્યાં સુધી સામાનું મન પાછું ના ફરે ત્યાં સુધી કરવાં. અને પ્રત્યક્ષ ભેગા થાય તો ફરી પાછું મીઠું બોલીને ક્ષમા માગવી કે, 'ભઈ મારી તો બહુ ભૂલ થઈ, હું તો મૂરખ છું, અક્કલ વગરનો છું.' એટલે સામાવાળાના ઘા રૂઝાતા જાય. આપણે આપણી જાતને વગોવીએ એટલે સામાને સારું લાગે, ત્યારે એના ઘા રૂઝાય.

સંસારમાં સુખી થવાની ઈચ્છા હોય તો કોઈને તરછોડ ના મારશો. તરછોડ કોને મારો છો ? ભગવાનને જ. કારણ કે દરેકની મહીં ભગવાન બેઠેલા છે. માણસને ગાળ નથી પહોંચતી, ભગવાનને પહોંચે છે. સંસારના બધાં પરિણામ એ ભગવાન સ્વીકારે છે. માટે એ પરિણામ એવાં કરજો કે ભગવાન સ્વીકારે તો ત્યાં આપણું ખરાબ ના દેખાય, એક જીવને પણ તરછોડ મારીને કોઈ મોક્ષે જઈ શકે નહીં.

❖ ❖ ❖ ❖ ❖

## (૯)
# વ્યક્તિત્વ સૌરભ

## વીતરાગે વર્ત્યા 'આ' 'જ્ઞાની' !

**પ્રશ્નકર્તા :** આપને સૌથી વધુ પ્રિય વસ્તુ કઇ ?

**દાદાશ્રી :** મને આત્મા સિવાય કોઇ વસ્તુ પ્રિય નથી.

**પ્રશ્નકર્તા :** આધ્યાત્મિક માટે આપના અનુભવો, વિચારો જણાવો.

**દાદાશ્રી :** હું મન, વચન, કાયાથી તદ્દન જુદો રહું છું, તદ્દન નિરાળો રહું છું. છતાં કેવળજ્ઞાન થયું નથી, કાળને આધારે ચાર ડિગ્રી તે પચ્યું નથી.

**પ્રશ્નકર્તા :** સંસારથી આપ શી રીતે અલિપ્ત રહી શકો છો ?

**દાદાશ્રી :** સંપૂર્ણ વીતરાગતાથી. ધંધો-વેપાર કરીએ, 'ઇન્કમટેક્ષ' 'સેલટેક્ષ' બધું ભરીએ, સંસારની સેંકડો તલવારો નીચે પણ વીતરાગતામાં રહીએ. હાથ કાપી નાખે તોય વીતરાગતા રહે.

**પ્રશ્નકર્તા :** આટલું હોવા છતાં આપને ધંધાની અગત્યતા લાગે ?

**દાદાશ્રી :** અમારે કોઇ ચીજની અગત્યતા ના હોય, છતાં કરવું પડે છે. પોલીસવાળો પકડીને લઇ જાય ને કરાવડાવે તે કરવું પડે તેના જેવું છે.

**પ્રશ્નકર્તા :** ધંધામાં નફો થાય તો ?

**દાદાશ્રી :** એવી કોઇ વૃત્તિ જ નહીં. નફાનો વિચાર જ નથી આવ્યો, બધું સહજપણે થાય. કોઇ પણ જાતની ઇચ્છા જ નહીં, આ નિરીચ્છક દશા થઇ છે !

**પ્રશ્નકર્તા :** આપની આવી દશા ક્યારથી થઈ છે ?

**દાદાશ્રી :** આમ તો જીવન આખું ધર્મધ્યાનમાં જ ગયું છે, પણ ૧૯૫૮માં જ્ઞાન પ્રગટ થયું !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન આપને પ્રગટ થયું તે આની પાછળ આપે કેટલી સાધના કરેલી ?

**દાદાશ્રી :** 'આ' તો અનંત અવતારની સાધનાનું ફળ છે, છતાં પણ આ અવતારમાંય સાધના ખરી. ઉપરાંત, માતાના સંસ્કાર ઘણા જ ઉત્તમ મળેલા.

**પ્રશ્નકર્તા :** આપે વ્રત, નિયમ, ઉપવાસ કરેલા ?

**દાદાશ્રી :** અમારે સમ ખાવા પૂરતોય ઉપવાસ નથી થયો. હા, આખી જિંદગી કાયમ ઊણોદરી તપ કરેલું. ચોવિયાર, ઉકાળેલું પાણી, કંદમૂળ બંધ વગેરે ખૂબ જ 'સ્ટ્રિક્ટલી' કરેલાં.

## ૧૯૫૮નું એ અદ્‌ભુત દર્શન !

**પ્રશ્નકર્તા :** આપને ૧૯૫૮માં સુરતમાં જે દર્શન થયું તે કેવું થયેલું ?

**દાદાશ્રી :** આ દેહમાંથી જાણે છૂટા થઈ ગયા હોઈએ એવું લાગ્યું.

**પ્રશ્નકર્તા :** એ છૂટાપણું કેવું લાગેલું ?

**દાદાશ્રી :** 'એબ્સોલ્યુટ' છૂટું જ, એ દશા જુદી જ હતી ! તેનું વર્ણન થાય તેમ નથી !!

**પ્રશ્નકર્તા :** એ 'મોમેન્ટ' હતી તેના પહેલાં આપને કંઈક લાગેલું કે કંઈક થવાનું છે ?

**દાદાશ્રી :** શાંતિ ઘણી રહ્યા કરતી. પણ એ અહંકાર સાથેની શાંતિ કહેવાય, તે કામની નહીં. એ તો અજ્ઞાનીનેય રહે.

**પ્રશ્નકર્તા :** તે સમયે સ્ટેશન ઉપર આપનો આનંદ અનેરો હતો ?

**દાદાશ્રી :** જ્ઞાતા, દ્રષ્ટા, પરમાનંદ બધા ગુણ સાથે છૂટો પડી ગયેલો. દેહમાં નહીં, વચનમાં નહીં, મનમાં નહીં એવો છૂટો પડી ગયેલો, એને જ્ઞાન લાધ્યું કહેવાય. જ્ઞાન એ જ આત્મા છે.

**પ્રશ્નકર્તા :** આપને જ્ઞાન પ્રગટ થયું પછી જ્ઞાન-પ્રકાશ એટલો જ રહે કે વધ્યા કરે ?

**દાદાશ્રી :** અમારે તો આ 'અનુભવજ્ઞાન' છે એમાં બે પ્રકારનો પ્રકાશ ના હોય, નિરતંર એક જ પ્રકારનો પ્રકાશ રહે, અમને આત્માનો સ્પષ્ટ અનુભવ હોય. જ્યાં સુધી આત્માનો સ્પષ્ટ અનુભવ ના હોય ત્યાં સુધી જ્ઞાન વધ્યા કરે, પણ સ્પષ્ટ અનુભવ થઈ જાય એટલે એ જ્ઞાન પૂરું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આધ્યાત્મિક 'સ્ટડી' કરનારો પૂર્ણતાએ પહોંચ્યો એની કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** એની વાણી વીતરાગ હોય, વાત વીતરાગ હોય, વર્તન વીતરાગ હોય. એની દરેક બાબતમાં વીતરાગતા હોય. ગાળ ભાંડે તોય વીતરાગતા અને ફૂલાં ચઢાવે તોય વીતરાગતા હોય. એમની વાણી સ્યાદ્વાદ હોય એટલે કે કોઈ ધર્મનું, કોઈ જીવનું પ્રમાણ ના દુભાય.

## જ્ઞાનની રીત ના હોય !

**પ્રશ્નકર્તા :** આપ મુક્તિમાં વિચરો છો પણ એ સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઈ ?

**દાદાશ્રી :** તમારી પેઠ મને ઘણા લોકો પૂછે છે, ત્યારે મારે કહેવું પડે છે કે, 'તમારે નકલ કરવી છે ? નકલ કરશો તો તમારી મહેનત નકામી જશે.' 'ધીસ ઈઝ બટ નેચરલ.' અને તેય સુરતના સ્ટેશને બાંકડા ઉપર બેઠેલો ત્યારે ભયંકર ભીડમાં આ જ્ઞાન પ્રગટ થયેલું !

**પ્રશ્નકર્તા :** આપને 'બટ નેચરલ' જ્ઞાન થયું તે શું ? તે સમજાવો.

**દાદાશ્રી :** 'બટ નેચરલ' જ્ઞાન કો'કને જ થાય. કોઈ કહેશે કે, 'મેં

જાતે કર્યું છે.' તો તે જ્ઞાન અધૂરું રહે છે. આ તો 'નેચરલી' એની મેળે થયું છે. જો કર્યું હોય તો ૮૦ ટકા વિકલ્પ ઓછો થયો તો ૨૦ ટકા બાકી રહે. આ તો ૧૦૦ ટકા નિર્વિકલ્પ છે, આ વીતરાગ વિજ્ઞાન છે.

## 'જ્ઞાની', મોક્ષનો પુરાવો આપે !

**પ્રશ્નકર્તા :** આપનો નિત્યક્રમ શું છે ?

**દાદાશ્રી :** હું મારા મોક્ષમાં જ નિરંતર રહું છું, અત્યારે પણ હું મારા મોક્ષમાં જ છું. આ વાણી નીકળે છે તે 'ટેપરેર્કડ' નીકળી રહી છે, આનો માલિક હું નથી. આ વાણી 'ખરી છે કે ખોટી છે' તેને હું જોયા કરું છું.

**પ્રશ્નકર્તા :** આપની મહીંની 'ટેપ' ના બોલે ત્યારે એ 'બ્લેન્ક' જાય ખરી ?

**દાદાશ્રી :** સંભળાય તેવી 'ટેપ' પણ ચાલુ હોય અને સૂક્ષ્મ વાણીની 'ટેપ' પણ ચાલુ હોય.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની પુરુષ' પરમાણુ બદલી શકે ? કે પછી એમની હાજરીથી બદલાય છે ?

**દાદાશ્રી :** દૂધમાં દહીં નાખ્યા પછી 'જ્ઞાની' કશું જ ના કરી શકે. દહીં નાખતાં પહેલાં કહે તો થાય, પછી કશું વળે નહીં. 'જ્ઞાની' કર્મો ભસ્મીભૂત કરી શકે, એ એકલી જ એમની સત્તા. અમુક ભાગના રંગ બદલી શકે, એ અમે કરી આપીએ છીએ.

**પ્રશ્નકર્તા :** દૂધમાં દહીં નાખ્યું એ કોને કહેવાય ?

**દાદાશ્રી :** જે જામી ગયેલાં છે, બરફ રૂપે થઇ ગયાં છે, તે કર્મોને તો ભોગવ્યે જ છૂટકો. વરાળ અને પાણી રૂપે હોય તેને 'જ્ઞાની' ભસ્મીભૂત કરી આપે. છતાંય પોતે તો નૈમિત્તિક ભાવમાં જ હોય, અકર્તા જ રહે.

**પ્રશ્નકર્તા :** મોક્ષ એટલે શું ?

**દાદાશ્રી :** મોક્ષ એટલે સર્વ દુઃખથી મુક્તિ અને સનાતન પરમાનંદ રહે. મોક્ષ એટલે મુક્તભાવ.

**પ્રશ્નકર્તા :** બંધન શેનાથી છે ?

**દાદાશ્રી :** અજ્ઞાનથી.

**પ્રશ્નકર્તા :** મોક્ષ એ સ્થળ છે કે અવસ્થા છે ?

**દાદાશ્રી :** એ અવસ્થા છે અને તે આ 'અવસ્થા' નહીં, એ સ્વાભાવિક અવસ્થા છે.

**પ્રશ્નકર્તા :** મોક્ષ એટલે સ્વતંત્રતા ?

**દાદાશ્રી :** હા, સચ્ચી આઝાદી-કોઈ ઉપરી નહીં ને કોઈ 'અંડરહેન્ડ' પણ નહીં.

**પ્રશ્નકર્તા :** એવી મુક્ત સ્થિતિ સંસારમાં ઉપલબ્ધ ખરી ?

**દાદાશ્રી :** કેમ નહીં ? આ હું પ્રાપ્ત કરીને બેઠો જ છું ને ? સંસારમાં રહીને ઉપલબ્ધ થાય તેના પુરાવારૂપે હું છું. મને જોઈને તમને 'એન્કરેજમેન્ટ' મળે કે સંસારમાં પણ ઉપલબ્ધ થઈ શકે તેમ છે.

**પ્રશ્નકર્તા :** દર્શન અને જ્ઞાનમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** દર્શન જ મોક્ષે જવાનું મુખ્ય સાધન છે. જ્ઞાન તો દર્શનનું વિશેષ ભાવે છે. અને જ્ઞાન-દર્શન ભેગું થાય ત્યારે ચારિત્ર ઉત્પન્ન થાય. જ્ઞાન કોને કહેવાય ? દર્શને કરીને જે જાણેલું, સમજેલું તે અંદર ફીટ થઈ જાય પછી તે બીજાને સમજાવે, એવી દશા ઉત્પન્ન થાય ત્યારે એ જ્ઞાન કહેવાય. ખરું તો દર્શન જ કામ કરે છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અને શુદ્ધાત્માને કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા એ પોતે જ જ્ઞાનસ્વરૂપ છે. પોતે સંપૂર્ણ જ્ઞાનસ્વરૂપ થાય ત્યારે પરમાત્મસ્વરૂપ કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** આત્મા ક્રિયા કરતો નથી તો કર્મ કોણ બાંધે છે ?

**દાદાશ્રી :** અહંકાર જે બોલે છે કે, 'મેં આ કર્યું' તે જ કર્મ બાંધે છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાયક અને જિજ્ઞાસુ, એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** બહુ ફેર. એ બેનો સાંધોય ના ગણાય. જ્ઞાયક તો પોતે પરમાત્મા થયો અને જિજ્ઞાસુને તો ગુરુ કરવા પડશે, ખોળ ખોળ કરવું પડશે. જિજ્ઞાસા ઉત્પન્ન થઈ છે એટલે પુરુષાર્થી થયો કહેવાય, પણ આ જ્ઞાયક તે તો પોતે જ ભગવાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** મુમુક્ષુ અને જિજ્ઞાસુમાં શો ફેર ?

**દાદાશ્રી :** મુમુક્ષુ એટલે કેવળ મોક્ષની ઈચ્છાવાળો અને જિજ્ઞાસુ એટલે જેને સુખની વાંછના હજી છે અને તે જ્યાંથી મળે ત્યાંથી લેવા જાય.

**પ્રશ્નકર્તા :** બ્રહ્માંડની અંદર અને બ્રહ્માંડની બહારથી જોવું એટલે શું ?

**દાદાશ્રી :** જ્ઞેયોમાં તન્મયાકાર હોય ત્યારે બ્રહ્માંડમાં કહેવાય અને જ્ઞેયોને જ્ઞેય રૂપે દેખે ત્યારે બ્રહ્માંડની બહાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** 'એબ્સોલ્યુટ' વિજ્ઞાન એટલે શું ?

**દાદાશ્રી :** અજ્ઞાનથી બિલકુલ નિર્લેપ વિજ્ઞાન એ 'એબ્સોલ્યુટ' વિજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** આત્મા શબ્દ અનાદિ કાળથી છે ?

**દાદાશ્રી :** હા, અનાદિ કાળથી છે. અનાદિ કાળથી જ્ઞાન અને જ્ઞાનની રીત એક જ છે.

## નિમિત્તની મહત્તા !

**પ્રશ્નકર્તા :** આત્માને ઓળખવા નિમિત્તની જરૂર ખરી ?

**દાદાશ્રી :** નિમિત્ત વગર તો કશું બને નહીં. કો'કને જ એ

અપવાદરૂપે બને તેને સ્વયંબુદ્ધ કહેવાય. સ્વયંબુદ્ધને પણ ગયા અવતારમાં જ્ઞાની મળેલા હોય ત્યારે થાય. નિમિત્ત વગર તો કશું જ બને નહીં. ઉપાદાન પણ જાગૃત જોઈએ અને નિમિત્ત પણ જોઈએ.

'ઉપાદાનનું નામ લઈ એ જે તજે નિમિત્ત;
પામે નહીં સિદ્ધત્વને રહે ભ્રાંતિમાં સ્થિત.' -શ્રીમદ્ રાજચંદ્ર.

એટલે નિમિત્ત પહેલું જોઈએ. ઉપાદાન અજાગૃત હોય તોય તેને જ્ઞાન ઊંચું કરી આપે, પણ નિમિત્ત વગર કશું ના થાય.

**પ્રશ્નકર્તા :** એવું સો ટકા નક્કી રાખીએ કે નિમિત્તથી આત્માનુભવ થતો નથી તો ?

**દાદાશ્રી :** તો આત્માનુભવ ક્યારેય પણ ના થાય. લાખો મણ ઉપાદાન જાગૃત રાખીએ પણ નિમિત્ત ના મળે તો તે ક્યારેય ના થાય. નિમિત્તની જ કિંમત છે બધી.

**પ્રશ્નકર્તા :** એટલે એમ નક્કી રાખવું કે નિમિત્તથી જ આત્માનુભવ થાય ?

**દાદાશ્રી :** એવું છેને, ઉપાદાન જાગૃતિ તો બધાએ રાખવી જ જોઈએ, એ તો 'ઘણાં' પાસે છે. પણ નિમિત્ત વગર શું કરે ? બીજો કોઈ ઉપાય નથી.

**પ્રશ્નકર્તા :** નિમિત્ત પુણ્યથી મળે કે પુરુષાર્થથી ?

**દાદાશ્રી :** પુણ્યથી. બાકી, પુરુષાર્થ કરે ને આ ઉપાશ્રયેથી તે ઉપાશ્રયે દોડે એમ અનંત અવતાર ભટક ભટક કરે તોય નિમિત્ત પ્રાપ્ત થાય નહીં અને આપણી પુણ્યૈ હોય તો રસ્તા પર ભેગા થઈ જાય. એમાં પુણ્યાનુબંધી પુણ્યૈ જોઈએ.

## પુણ્યૈનો સંબંધ ક્યાં સુધી ?

**પ્રશ્નકર્તા :** આત્માને પુણ્યૈથી કશો સંબંધ છે ?

**દાદાશ્રી :** કશો સંબંધ નથી. પણ જ્યાં સુધી 'બિલીફ' એવી છે કે 'આ હું કરું છું' ત્યાં સુધી સંબંધ છે. જ્યાં 'હું કરતો નથી' એ 'રાઈટ બિલીફ' બેસી જાય ત્યાર પછી આત્માને અને પુણ્યને કંઈ સંબંધ નથી.

**પ્રશ્નકર્તા :** પુણ્યની વૃદ્ધિ થાય એટલા માટે શું કરવું ?

**દાદાશ્રી :** આખો દહાડો લોકો પર ઉપકાર કરકર કરવા. આ મનોયોગ, વાણીયોગ અને દેહયોગ લોકોને માટે વાપરવા એનું નામ પુણ્ય.

**પ્રશ્નકર્તા :** બીજાનું ભલું કરવા જાય, પણ પોતાનું રખડી પડતું હોય તો ?

**દાદાશ્રી :** પોતાનું એમાં નહીં રખડી પડે તેની અમે 'ગેરન્ટી' આપીએ છીએ.

**પ્રશ્નકર્તા :** અત્યારનો આ કાળ એવો છે કે માળા ફેરવે, જપ કરે, તપ કરે, ભક્તિ કરે, ગમે તે કરે તોય શાંતિ નથી રહેતી - એ શું છે?

**દાદાશ્રી :** એનો અર્થ એ જ કે રસ્તો બરોબર નથી મળ્યો, માટે રસ્તો ફેરવો.

## ધર્મધ્યાન

**પ્રશ્નકર્તા :** ધર્મધ્યાન કોને કહેવાય ?

**દાદાશ્રી :** કોઈ ગાળ ભાંડે ને ક્રોધ થાય તે રૌદ્રધ્યાન છે. હવે કોઈ ગાળ ભાંડે ત્યારે આટલું જ્ઞાન હાજર થાય કે ગાળ ભાંડનારો નિમિત્ત છે અને આ મારાં જ કર્મના ઉદયનું ફળ આવ્યું છે માટે આમાં કોઈ ગુનેગાર છે જ નહીં. એવું સમજાય અને પોતાને ક્રોધ ના થાય ત્યારે ધર્મધ્યાન થાય. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનને ફેરવવું તે ધર્મધ્યાન છે.

## શુક્લધ્યાન

**પ્રશ્નકર્તા :** શુક્લધ્યાન એટલે શું ?

**દાદાશ્રી :** શુક્લધ્યાન એટલે 'હું શુદ્ધાત્મા છું' એવું નિરંતર ધ્યાન

રહે તે. તે તૂટક તૂટક ના હોવું જોઈએ, નિરંતર હોવું જોઈએ. શુક્લધ્યાન એટલે શાશ્વતી વસ્તુનું ધ્યાન ઉત્પન્ન થવું તે અને ધર્મધ્યાન એ અવસ્થાનું, અશાશ્વતી વસ્તુનું ધ્યાન ઉત્પન્ન થવું તે.

## મન અને આત્મા

**પ્રશ્નકર્તા :** મન અને આત્મામાં શો ફેર છે ?

**દાદાશ્રી :** મન તો અજ્ઞાન પરિણામથી ઊભાં થયેલા સ્પંદનોની ગાંઠો છે, એ ફૂટે એ વિચારસ્વરૂપ છે. મન તો સ્થૂળ છે, નિશ્ચેતન ચેતન છે અને આત્મા તો ચૈતન્ય પરમાત્મા છે.

## પ્રેમ અને ભક્તિ

**પ્રશ્નકર્તા :** પ્રેમ અને ભક્તિ એ બેમાં ઉત્તમ કયું ?

**દાદાશ્રી :** ભગવાનને વિશે પ્રેમને ? આ સંસારી પ્રેમ નહીં ને ? ભગવાનને વિશે પ્રેમ હોય તો જ ભક્તિ ઉત્પન્ન થાય, નહીં તો થાય નહીં. પ્રેમ વગરની ભક્તિ એ ભક્તિ જ ગણાય નહીં.

**પ્રશ્નકર્તા :** પ્રેમલક્ષણા ભક્તિ કોને કહેવાય ?

**દાદાશ્રી :** ભગવાન સાથેનો પ્રેમ એ જ ખરી પ્રેમલક્ષણા ભક્તિ છે. આખો દહાડો ભગવાન ભૂલાય નહીં. રૂપિયા ગણતી વખતેય યાદ રહ્યા કરે તે ભગવત્ પ્રેમ. હજુ તો લક્ષ્મી માટે પ્રેમ વધારે છે. છોકરી પૈણાવતી વખતે ભગવાન ભૂલી જવાય છે એ મોહ છે, મૂર્ચ્છા છે. પ્રેમલક્ષણા ભક્તિ એ તો બહુ ઊંચી ભક્તિ છે, એમાં તો ભગવાન જાતે હાજર થાય.

## નિર્દોષ દૃષ્ટિ ત્યાં જગ નિર્દોષ !

**પ્રશ્નકર્તા :** નિર્દોષતા કેવી રીતે પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** આખા જગતને નિર્દોષ જોશો ત્યારે. મેં આખા જગતને નિર્દોષ જોયું છે ત્યારે હું નિર્દોષ થયો છું. હિત કરનારને અને અહિત કરનારનેય અમે નિર્દોષ જોઈએ.

**પ્રશ્નકર્તા :** 'રિલેટિવ' તો દેખીતું દોષિત દેખાયને ?

**દાદાશ્રી :** દોષિત ક્યારે ગણાય ? એનો શુદ્ધાત્મા એવું કરતો હોય ત્યારે. પણ શુદ્ધાત્મા તો અકર્તા છે. એ કશુંય કરી શકે તેમ નથી. આ તો 'ડીસ્ચાર્જ' થાય છે, એમાં તું એને દોષિત ગણે છે. દોષ દેખાય તેનું પ્રતિક્રમણ કરવું. જ્યાં સુધી જગતમાં કોઇ પણ જીવ દોષિત દેખાય છે ત્યાં સુધી સમજવું કે અંદર શુદ્ધિકરણ થયું નથી, ત્યાં સુધી ઇન્દ્રિયજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** કડવાશ એ એક પ્રકારનો અહંકાર કહેવાય ?

**દાદાશ્રી :** કડવાશ, મીઠાશ એ બેઉ કર્મનાં ફળ છે અને એ કર્મનાં ફળ જ્યાં સુધી અહંકાર હોય ત્યાં સુધી જ હોય. સારું કર્યાનો અહંકાર કર્યો તો મીઠાશ આવે, ખોટું કર્યાનો અહંકાર કર્યો તો કડવાશ આવે.

**પ્રશ્નકર્તા :** આ જગતમાં મૂંઝવે છે કોણ ?

**દાદાશ્રી :** અજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** ક્ષમા માગનાર મોટો કે ક્ષમા આપનાર મોટો ?

**દાદાશ્રી :** ક્ષમા તો ઘોડાગાડીવાળો, ટેક્ષીવાળો કે માટલાવાળોય માગવા આવે. પણ કોઇનેય ક્ષમા આપી ન હોય. માટે ખરી કિંમત ક્ષમા કરે તેની છે. ક્ષમા આપવી બહુ અઘરી છે. અમારી સહજ ક્ષમા હોય. તમારી ભૂલ થઇ જાય તો એની મેળે ક્ષમા અપાઇ જાય, તમે માગો કે ના માગો તોય.

## કર્તા થયો તો બીજ પડે !

**પ્રશ્નકર્તા :** એક માણસ વિચાર કરે છે કે મારવો છે અને બીજો મારે છે તો એ બેમાં શું તફાવત છે ?

**દાદાશ્રી :** વિચાર કરે છે તે ગુનેગાર છે અને જે મારી નાખે છે તે દુનિયાનો ગુનેગાર છે. આ અવતારમાં મારી નાખ્યો તે આગલા અવતારનો ગુનેગાર છે, તેનો તો આ અવતારમાં નિકાલ થઇ જશે. જેલમાં જશે, લોકો ટીકા કરશે. એનો ઉકેલ થઇ જશે, પણ પછી બીજ ના પડ્યું

હોય તો.

**પ્રશ્નકર્તા :** બીજનો કોઇ ક્રમ છે ? એવી કોઇ સમજણ છે કે આ બીજ પડશે ને આ નહીં પડે?

**દાદાશ્રી :** હા. તમે કહો કે, 'આ નાસ્તો કેવો સરસ થયો છે, ને મેં ખાધું' તો બીજ પડ્યું. 'મેં ખાધું' એ બોલવામાં વાંધો નથી. કોણ ખાય છે તે તમારે જાણવું જોઇએ કે, 'હું નથી ખાતો. ખાનારો ખાય છે.' એટલે કર્તા થાવ તો જ બીજ પડે.

## આત્મજ્ઞાન મળ્યું કે પ્રગટ થયું ?

**પ્રશ્નકર્તા :** 'આપની દશા પ્રાપ્ત કરવી' અને 'મોક્ષ મેળવવો' એ બેમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** કશો ફેર નથી. અમને તો મોક્ષ થયેલો જ છે. મારી દશા તું પ્રાપ્ત કરે તો તારો પણ મોક્ષ થઇ જ જાય. મોક્ષ બહાર ખોળવાનો નથી, મહીં જ છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે તમે તમારી જાતને ઓળખો તો એ જાતને ઓળખવા શું કરવું ?

**દાદાશ્રી :** એ તો મારી પાસે આવવાનું. તમારે કહી દેવાનું કે અમારે અમારી જાતને ઓળખવી છે, એટલે હું તમને ઓળખાણ પાડી દઉં.

**પ્રશ્નકર્તા :** આપની પાસે જ્ઞાન મળ્યું તે જ આત્મજ્ઞાન ને ?

**દાદાશ્રી :** મળ્યું તે આત્મજ્ઞાન નથી, મહીં પ્રગટ થયું તે આત્મજ્ઞાન છે. અમે બોલાવીએ ને તમે બોલો તો તેની સાથે પાપો ભસ્મીભૂત થાય ને મહીં જ્ઞાન પ્રગટ થાય. તે તમને મહીં પ્રગટ થઇ ગયુંને ?

**મહાત્મા :** હા, થઇ ગયું છે.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની'ની કૃપા મેળવવા માટે શું કરવું જોઇએ?

**દાદાશ્રી :** 'જ્ઞાની'ની આજ્ઞાઓ પાળે એટલે 'જ્ઞાની'ને પોતાને જ

ખબર પડી જાય, 'જ્ઞાની'ને બીજું કશું જોઈતું નથી. જે ગામ જવાનું હોય તે ગામના કાયદામાં હોય તો રાજી રહે, બીજું કશું નહીં.

## ...ત્યારે વાણી વિજ્ઞાનને કહી જાય !

**પ્રશ્નકર્તા :** આપની સાધનાની લિંક ક્યારથી ચાલે છે ?

**દાદાશ્રી :** કેટલાય કાળથી દરેકનાં લિંકવાર ટોળાં હોય જ. આ તો બધી લિંક જ છે. ૧૯૫૮માં તે દહાડે આ જ્ઞાન થયું. પછી એ જ્ઞાન પ્રગટ થવું જોઈએ. એ પ્રગટ થવામાં લિંક મળ્યા જ કરે. અમને ત્રણસો છપ્પન ડિગ્રીનું જ્ઞાન થયું છે પણ એ નીકળ્યું નથી, એથી નીચેનું નીકળે છે. અને જે દહાડે ત્રણસો છપ્પન 'ડિગ્રી' સુધીનું નીકળશે તે દહાડે તો અજાયબી થશે આ કાળની !

**પ્રશ્નકર્તા :** ત્રણસો છપ્પન 'ડિગ્રી'નું કઢાવવા કોઈ પાત્ર જીવોની જરૂર પડશે ?

**દાદાશ્રી :** હા, એવા પાત્રની જરૂર પડે. એ આવ્યો કે નીકળ્યું જ સડસડાટ. એટલે જેમ જેમ પાત્રો આવે તેમ તેમ ચઢતું જ્ઞાન નીકળતું જાય. એ પ્રગટ કરવાનું અમારા હાથમાં નથી. આ તો 'રેકર્ડ' છે. પાત્રેય પાછાં મળશે ને 'રેકર્ડો'ય નીકળશે.

## ...એ કેવું અદ્‌ભુત સુખ !

**પ્રશ્નકર્તા :** તમને જ્ઞાન થયેલું ત્યારે ખ્યાલ આવેલો ખરો કે આ મને જ્ઞાન થયું ?

**દાદાશ્રી :** અરે, ખ્યાલ શું ? તે ઘડીએ સિદ્ધ ગતિમાં બેઠો હોઉં એવું પાર વગરનું સુખ વર્ત્યું, તે પછી એમાં ખ્યાલ કેમ ના આવે ? બાંકડા પર બેઠો હતો તોય સિદ્ધગતિનું સુખ વર્તે ! મારી જોડે સેવામાં બેઠેલા તેમને તો એમ ને એમ મોક્ષ થઈ ગયો ! આ અક્રમ તો અજાયબ નીકળ્યું છે!!!

## 'જ્ઞાની' સ્વશક્તિ ખીલવે !

**પ્રશ્નકર્તા :** આપને ચરણવિધિ કરીએ છીએ તેનો શો અર્થ ?

**દાદાશ્રી :** આ ચરણવિધિ અંદર આત્માને દેહથી જુદો પાડે છે અને અંતરસુખ, સ્વયંસુખ ઉત્પન્ન થાય છે, બધી નિર્બળતાઓ જતી રહે. જ્ઞાનીનાં ચરણમાં ગજબની શક્તિ હોય !

## 'જ્ઞાની'ને ઉપમા ?

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની'ની ઉપમા ના હોય ?

**દાદાશ્રી :** એમની ઉપમા નથી. 'જ્ઞાની' કોણ ? બધા માણસો 'જ્ઞાની' ના કહેવાય. જેને દેહનું માલિકીપણું સહેજ પણ નથી, વાણીનું, મનનું માલિકીપણું નથી, જે પોતે આત્મામાં જ નિરંતર રહે છે, જેનામાં કિંચિત્‌માત્ર અહંકાર ના હોય તે 'જ્ઞાની'.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની'માં નમ્રતાની પરાકાષ્ટા હોય ?

**દાદાશ્રી :** નમ્રતા તો સામાન્ય માણસને પણ હોય, પણ 'જ્ઞાની'ને તો અહંકાર જ ના હોય. ગાળ ભાંડે તોય અહંકાર ના હોય.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની' નિસ્પૃહી હોય ?

**દાદાશ્રી :** 'જ્ઞાની' નિસ્પૃહી ના હોય. નિસ્પૃહી તો ઘણાય હોય. 'હમકો કુછ નહીં ચાહિયે' એવું ઘણાય કહે, પણ એ નિસ્પૃહનો અહંકાર છે. 'જ્ઞાની પુરુષ' સસ્પૃહ-નિસ્પૃહ હોય, એટલે ભૌતિક સુખોમાં નિસ્પૃહ અને તમારા આત્મા માટે સસ્પૃહ.

**પ્રશ્નકર્તા :** સ્પૃહા એટલે ઈચ્છા ?

**દાદાશ્રી :** સ્પૃહા એટલે એક જ પ્રકારની ઈચ્છા નહીં, અનેક પ્રકારની, જાતજાતની વિનાશી સુખો ભોગવવાની ઈચ્છાઓ થાય એને સ્પૃહા કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપ ભવિષ્ય બતાવી શકો છો ?

**દાદાશ્રી :** અમે એવું ના કહીએ, પણ તમે જો દુઃખમાં હો તો તમને સંપૂર્ણ ચિંતારહિત કરી શકીએ.

## 'જ્ઞાની'ની પરખ !

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની'ને ઓળખવા શી રીતે ?

**દાદાશ્રી :** એમને સળી કરો ને ફેણ ના માંડે તો જાણવું કે સાચા જ્ઞાની છે. પરીક્ષા તો કરવી પડે ને ? બાપજીમાં ક્રોધ-માન-માયા-લોભ દેખાય તો તરત દુકાન બદલવી.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની'ની પરીક્ષા કરીએ એમાં અવિનય થાય, એમને ખોટું લાગે, ને ખરા 'જ્ઞાની' હોય તો દોષેય લાગે ને ?

**દાદાશ્રી :** જો ખરા જ્ઞાની મળ્યા હોય તો પછી એ તો તમારું કલ્યાણ જ કરે, અજુગતું થાય તોય કલ્યાણ કરે. ને જે ક્રોધે ભરાય, ફેણ માંડે તો આપણે એમની માફી માગી, પાંચ-પચાસનાં ચશ્મા લાવી આપીને ખુશ કરવા. તેમ કરતા ઠંડા ના થાય તો એમ કહેવું કે 'બાપજી, મારું મગજ જરા ચક્રમ છે. હમણાં જ ઘેર બૈરી જોડે લડીને આવ્યો છું.' એટલે એ ખુશ થઈ જાય. ક્યાં સુધી આપણો ટાઈમ ત્યાં બગાડીએ ?

## આપ્તવાણી - કેવી ક્રિયાકારી !

**પ્રશ્નકર્તા :** આપની 'આપ્તવાણી' વાંચતાં પરિણામ એટલું સરસ થાય છે કે વાંચ્યા જ કરીએ.

**દાદાશ્રી :** આ 'જ્ઞાની પુરુષ'ની વાણી છે ને પાછી તાજી છે. હમણાનાં પર્યાય છે એટલે એ વાંચતાં જ આપણા બધા પર્યાયો બદલાતા જાય તેમ આનંદ ઉત્પન્ન થતો જાય. આમ કરતાં એમ ને એમ સમકિત થઈ જાય કોઈને ! કારણ કે આ વીતરાગી વાણી છે. રાગદ્વેષરહિત વાણી હોય તો કામ થાય, નહીં તો કામ થાય નહીં. ભગવાનની વાણી વીતરાગ હતી, તેની અસર આજ સુધી ચાલે છે. ૨૫૦૦ વર્ષ થયાં તોય તેની અસર થાય છે, તો 'જ્ઞાની પુરુષ'ની વાણીનીય અસર થાય, બે-ચાર પેઢી સુધી તો થાય જ.

વીતરાગ વાણી વગર બીજો કોઈ ઉપાય નથી, મોક્ષે જવા માટે.

**પ્રશ્નકર્તા :** આપ્તવાણીના બેઉ ભાગ મેં વાંચ્યા. એમાં ક્યાંય કોઈનું ખંડન કે ટીકા નથી, આખા પુસ્તકમાં !

**દાદાશ્રી :** એવું છેને, કે સમકિતી જીવ કોઈનોય વિરોધ ના કરે. એમનામાં ખંડન-મંડન ના હોય. શેને માટે ખંડન-મંડન ? શેને માટે વિરોધ ? વિરોધ તો એક જાતનો અહંકાર છે, એ ગાંડો અહંકાર કહેવાય.

ધર્મ તો તેનું નામ કહેવાય કે વિખવાદ ના હોય. અમૃતવાદ હોય એ ધર્મ. વિખ એટલે વિષ.

**પ્રશ્નકર્તા :** આપ્તવાણી વાંચતા વાંચતા 'દાદા' દેખાય છે !

**દાદાશ્રી :** હા.... 'દાદા' દેખાય. 'એક્ઝેક્ટ' 'દાદા' દેખાય. જ્યાં ઈચ્છા કરે ત્યાં 'દાદા' દેખાય એવા છે અને આપણું ફળ મળે એવું છે. આ 'દાદા' નહોય, આ દેખાય છે એ તો ભાદરણના પટેલ છે. એ બોલે છે તેય 'દાદા' નહીં, એ તો 'ટેપ રેકર્ડ' બોલે છે. 'દાદા' એ 'દાદા' છે! જે વીતરાગ છે, ચૌદ લોકનો નાથ છે !! જેને 'અમે' પણ ભજીએ છીએ. જે મહીં વીતરાગ બેઠા છે તે 'દાદા' છે. આ તો મહીં પ્રગટ થઈ ગયા છે ! કેટલાય લોકોનું કલ્યાણ થઈ જશે. હાથ અડાડશે ને તેનું કલ્યાણ થઈ જશે ! આ 'અક્રમ વિજ્ઞાન' છે. અત્યારે ક્રમિક ચાલે એવું નથી.

❖ ❖ ❖ ❖ ❖

## (૧૦)

# અક્રમ માર્ગ

### 'જ્ઞાની' કૃપાથી જ 'પ્રાપ્તિ' !

**પ્રશ્નકર્તા :** આપે જે અક્રમ માર્ગ કહ્યો તે આપના જેવા 'જ્ઞાની' માટે બરાબર છે, સહેલો છે. પણ અમારા જેવા સામાન્ય, સંસારમાં રહેતા કામ કરતા લોકોને માટે એ અઘરો છે. તો એને માટે શો ઉપાય ?

**દાદાશ્રી :** 'જ્ઞાની પુરુષ'ને ત્યાં ભગવાન પ્રગટ થઈ ગયેલા હોય, ચૌદ લોકના નાથ પ્રગટ થયેલા હોય; એવા 'જ્ઞાની પુરુષ' ભેગા થાય તો શું બાકી રહે ? તમારી શક્તિથી કરવાનું નથી. એમની કૃપાથી થવાનું છે. કૃપાથી બધો જ ફેરફાર થાય. માટે અહીં તો તમે માંગો તે બધોય હિસાબ પૂરો થાય. તમારે કશું કરવાનું નહીં. તમારે તો 'જ્ઞાની પુરુષ'ની આજ્ઞામાં જ રહેવાનું.

**પ્રશ્નકર્તા :** પણ પોતાના આત્માનો ઉદ્ધાર પોતાના આત્માએ જ કરવાનો ને ?

**દાદાશ્રી :** બરોબર છે, પણ એ વાત 'ક્રમિક માર્ગ'ની છે. આ તો 'અક્રમ વિજ્ઞાન' છે. એટલે રૂબરૂ ભગવાન પાસે કામ કાઢી લેવાનું, અને તે આપણને ક્ષણે ક્ષણે રહે, કલાક-બે કલાક જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે એમને બધું સોંપી દીધું હોય એટલે એ જ બધું કરે ?

**દાદાશ્રી :** એ જ બધું કરે, તમારે કશું કરવાનું નહીં. કરવાથી તો કર્મ બંધાય. તમારે તો ખાલી લિફ્ટમાં બેસવાનું. લિફ્ટમાં પાંચ આજ્ઞાઓ

પાળવાની. લિફ્ટમાં બેઠા પછી મહીં કૂદાકૂદ કરશો નહીં, હાથ બહાર કાઢશો નહીં, એટલું જ તમારે કરવાનું. કો'ક વખત આવો માર્ગ નીકળે છે, તે પુણ્યશાળીઓને માટે જ છે. આ તો અપવાદ માર્ગ છે. દસ લાખ વર્ષમાં એક વખત અપવાદ નીકળે છે ! 'વર્લ્ડ'નું આ અગિયારમું આશ્ચર્ય કહેવાય ! અપવાદમાં જેને ટિકિટ મળી ગઇ તેનું કામ થઇ ગયું.

## ... અપૂર્વ ને અવિરોધાભાસ !

**પ્રશ્નકર્તા :** આ 'અક્રમ' દ્વારા મોક્ષ આપવાની વાત છે તે આપે શરૂ કરી કે પહેલાં કંઇક હતી એવી ?

**દાદાશ્રી :** દસ લાખ વર્ષે દર વખતે આવે છે. આ તદ્દન નવું નથી, પણ નવું એટલા માટે દેખાય છે કે આ દસ લાખ વર્ષથી કોઇ પુસ્તકમાં હોતું નથી એટલે અપૂર્વ કહેવાય છે. વાંચ્યું ના હોય, સાંભળ્યું ના હોય, જાણ્યું ના હોય, એવું આ અપૂર્વ ?

**પ્રશ્નકર્તા :** આપ જ્ઞાન આપો છો તેની પાછળ કંઇક વૈજ્ઞાનિક ભૂમિકા હોય તો એવી કંઇક વાત કરોને ?

**દાદાશ્રી :** આ આખું વિજ્ઞાન જ છે, અવિરોધાભાસી વિજ્ઞાન છે. અને વિજ્ઞાનની ભૂમિકા શું છે ? તમારા સર્વ પાપો ભસ્મીભૂત કરી નાખે છે. તેના વગર તો તમે સાક્ષાત્કાર પામો જ નહીં અને સાક્ષાત્કાર પામ્યા સિવાય મોક્ષે જઇ શકો નહીં, અને તે સાક્ષાત્કારયોગ નિરંતર રહેવો જોઇએ. એક ક્ષણ પણ સાક્ષાત્કારયોગ ના બદલાય, એની જાતે જ રહે, આપણે યાદ ના કરવો પડે.

આત્મા જાણવા માટે, અરે આત્મા જાણવાની વાત ક્યાં ગઇ પણ આત્મા કંઇક શ્રદ્ધામાં આવે કે 'હું આત્મા છું' એવી પ્રતીતિ બેસે એટલા માટે ભયંકર પ્રયત્નો લોકોએ આદર્યા છે. પણ એ શ્રદ્ધા બેસવી મુશ્કેલ થઇ પડે એવો વિચિત્ર કાળ છે. હવે આવા કાળમાં આત્માનો અનુભવ 'જ્ઞાની પુરુષ' પાસેથી થઇ જવો એ જ આ 'અક્રમજ્ઞાન'ની સિદ્ધિઓ છે. બધા દેવલોકોની જે 'જ્ઞાની પુરુષ' પર કૃપા વરસે છે, આખું બ્રહ્માંડ જેના પર ખુશ છે, તેથી આ બધું પ્રાપ્ત થાય.

## અક્રમમાં પાત્રતા !

**પ્રશ્નકર્તા :** ઉપાદાનની યોગ્યતા વગર, પાત્રતા વગર નિમિત્ત ઉપકાર કરી શકે ? કરી શકે તો કેટલો ને કેવા પ્રકારે ?

**દાદાશ્રી :** ક્રમિક માર્ગમાં ઉપાદાનની યોગ્યતા વગર નિમિત્ત ઉપકાર કરી શકે નહીં. આ અક્રમજ્ઞાની ગમે તેનું કામ કરી શકે, એમને ભેગો થયો એનું નામ જ પાત્રતા. આ તો 'અક્રમ વિજ્ઞાન' છે, કલાકમાં જ મુક્તિ આપે એવું આ વિજ્ઞાન છે ! જે કરોડો અવતારે ના બને તે કલાકમાં જ બની જાય છે ! તરત ફળ આપનારું છે. ક્રમિક એટલે શું કે 'સ્ટેપ બાય સ્ટેપ.' પગથિયે પગથિયે ચઢવાનું, પરિગ્રહ છોડતાં છોડતાં ઊંચે ચઢવાનું.

**પ્રશ્નકર્તા :** જે સત્તામાં દોષો પડ્યા હોય તો તે અક્રમિક માર્ગથી સદ્ગુરુ એનો નાશ કરી શકે ?

**દાદાશ્રી :** હા, બધું ઉડાડી મેલે.

**પ્રશ્નકર્તા :** પોતાનો આત્મા એ દોષોનો નાશ ના કરી શકે, પણ સદ્ગુરુ કરી શકે ?

**દાદાશ્રી :** 'જ્ઞાની પુરુષ' બધું જ કરી શકે. 'જ્ઞાની પુરુષ' શું ના કરે ? બધું જ કરી શકે, કારણ કે એ કર્તા નથી. જે કર્તા હોય તેનાથી કશું થાય નહીં. અને 'જ્ઞાની પુરુષ' તો કર્તા જ નથી, ખાલી નિમિત્ત જ છે.

**પ્રશ્નકર્તા :** પોતાનો આત્મા એ ના કરી શકે ?

**દાદાશ્રી :** પોતાનો આત્મા જો કરતો હોત તો અત્યાર સુધી રઝળપાટ હોત જ નહીંને ? નિમિત્ત વગર કોઈ દહાડો ઠેકાણું પડે નહીં. પોતાનો આત્મા કશું કરી શકે નહીં. જે બંધાયેલો છે તે સ્વયં શી રીતે છૂટી શકે ?

**પ્રશ્નકર્તા :** આટલા બધા જ્ઞાનીઓ પૂર્વે થઈ ગયા તો કોઈએ આવો અક્રમિક માર્ગ બતાવ્યો હતો ?

**દાદાશ્રી :** હા, બતાવ્યું હતું. ઋષભદેવ ભગવાને બતાવેલું છે.

ઋષભદેવ ભગવાને અક્રમ માર્ગ બતાવી ભરત રાજાને સંસારમાં તેરસો રાણીઓ સાથે મોક્ષ આપ્યો હતો, બીજા ૯૯ છોકરાઓને 'ક્રમિક માર્ગ' આપ્યો હતો.

**પ્રશ્નકર્તા :** એ તો ભરત રાજાની પાત્રતા હશે. અમારી એવી યોગ્યતા ક્યાંથી હોય ?

**દાદાશ્રી :** આ 'અક્રમ વિજ્ઞાન'માં યોગ્યતા જોવાની જ નથી હોતી. મને ભેગો થવો જોઈએ. અને એ કહે કે મારું કલ્યાણ કરો, એટલે બહુ થઈ ગયું.

## અહો ! આવું અજાયબ જ્ઞાન !

આ અમને 'નેચરલ' બક્ષિસ છે. મારી શોધખોળ હતી, પણ અત્યારે આ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શ્યલ એવિડન્સ' છે. કુદરતી રીતે 'લાઈટ' થઈ ગયું છે, તમે તમારો દીવો સળગાવી જાવ.

**પ્રશ્નકર્તા :** આ 'અક્રમ માર્ગ'માં સાતમા માળે પહોંચી જાય પછી ચોથે, પાંચમે ઊતરી જાય ખરો કે ?

**દાદાશ્રી :** ના, પછી ઊતરે નહીં. પછી એવું છેને, કે જો પોતાને જાણી જોઈને ખોદી નાખવું હોય, પડતું નાખવું હોય તો તેને કોણ રોકી શકે ? બાકી પોતાની ઈચ્છા વગર કોઈ પાડનાર નથી.

અહીં જ મોક્ષ થઈ જવો જોઈએ. પેલો ઉધાર મોક્ષ આપણને જોઈતો નથી. મોક્ષ એટલે મુક્ત ભાવ. અહીં જ ચિંતા, 'વરીઝ' ના થાય, કંઈ અસર ના થાય, આપણો ઉપરી કોઈ છે નહીં એવું અનુભવમાં આવે. આ અનુભવમાં આવવું જ જોઈએ. અનુભવ વગરનું તો કામનું જ નહીં, અનુભવ વગરનું બધું ગોટાળિયું કહેવાય. 'કેશ' જોઈએ. એટલે 'ધીસ ઈઝ ધ કેશ બેંક ઓફ ડિવાઈન સોલ્યુશન.'

**પ્રશ્નકર્તા :** જિંદગીમાં વરસો ઓછાં ને રસ્તો લાંબો પણ આ અક્રમ વસ્તુ મળી ગઈ તે બહુ ઉલ્લાસ આવે છે !

**દાદાશ્રી :** એવું છેને, આવું કોઈ વખત બનતું નથી ને બન્યું તો આપણું કામ કાઢી લેવાનું છે. ઉલ્લાસ તો આવે જ ને ! મને આ જ્ઞાન પ્રગટ થયું ત્યારે મને પણ ઉલ્લાસ આવ્યો કે આવું અજાયબ જ્ઞાન ! ગજબની સિદ્ધિઓ ઉત્પન્ન થઈ છે ! કારણ કે આ વર્લ્ડમાં એવી કોઈ ચીજ નથી કે મારે જેની ભીખ હોય. માનની ભીખ, લક્ષ્મીની ભીખ, કીર્તિની ભીખ, વિષયોની ભીખ, શિષ્યોની ભીખ, દેરાં બાંધવાની ભીખ, કોઈ પણ ચીજની ભીખ અમને ન હતી; ત્યારે આ પદ પ્રાપ્ત થયું છે ! છતાં આ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. હવે આ પદના આધારે તમને એ જ દશા પ્રાપ્ત થાય. જેનું નિદિધ્યાસન કરીએ તે રૂપ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પૂર્વજન્મના યોગે જ 'અક્રમ' મળે છે ને ?

**દાદાશ્રી :** આ એક જ સાધન છે કે જેનાથી હું ભેગો થઉં. કોટિ જન્મની પુણ્યૈ જાગે ત્યારે આ યોગ બાઝે.

પેલા બધા ક્રમિક માર્ગ કહેવાય. ક્રમિક માર્ગ એ રિલેટિવ માર્ગ છે. 'રિલેટિવ' એટલે ભૌતિક ફળો આપે અને મોક્ષ ભણી ધીમે ધીમે 'સ્ટેપ બાય સ્ટેપ' લઈ જાય. ત્યાગ અને તપ કરતાં કરતાં છેવટે અહંકાર શુદ્ધ કરવો પડશે. પછી ત્યાં આગળ ઉપર મોક્ષનો દરવાજો ભેગો થશે. ક્રોધ-માન-માયા-લોભ, વિષયો સાંસારિક ભાવો-આ બધાથી અહંકાર શુદ્ધ કરવો પડે, ત્યારે ત્યાં મોક્ષનો દરવાજો ખુલ્લો થાય. ક્રમિક માર્ગ તો બહુ મુશ્કેલીવાળો છે ! અને અહીં 'અક્રમ માર્ગ'માં તો 'જ્ઞાની પુરુષ' તમારો અહંકાર શુદ્ધ કરી આપે છે. અહંકાર ને મમતા બેઉ કાઢી લે છે, પછી રહ્યું શું ? પછી તમે તમારા સ્વરૂપના અનુભવમાં આવી જાવ. આત્માનો અનુભવ થઈ જાય તમને, તો જ કામ થાય.

❖ ❖ ❖ ❖ ❖

# (૧૧)
# આત્મા અને અહંકાર

## સનાતન ચેતન !

**પ્રશ્નકર્તા :** ચેતન ક્યાંથી આવ્યું ? એની ઉત્પત્તિ કઇ ?

**દાદાશ્રી :** એની ઉત્પત્તિય નથી ને વ્યયે નથી. આ તો જીવની અવસ્થાઓ છે. અવસ્થાઓ બદલાય છે, વસ્તુ તેની તે જ રહે છે.

## કુદરત એટલે ...

**પ્રશ્નકર્તા :** કુદરત એટલે શું ?

**દાદાશ્રી :** કુદરત એટલે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે.

**પ્રશ્નકર્તા :** આ વૈજ્ઞાનિક સંયોગિક પુરાવાઓ ભેગા થાય તો એની પાછળ કોઈ શક્તિ તો ખરીને ?

**દાદાશ્રી :** એ જીવંત શક્તિ નથી, એ જડશક્તિ છે. જડ અને ચેતનની 'મિક્ષ્ચર' શક્તિ છે. એમાં જડનો વિશેષભાવ થયેલો છે. આમાં આત્મા તો અનાદિ કાળથી જેમ છે તેમ, તેવો ને તેવો જ રહ્યો છે.

## કોનો કોના પર કાબૂ ?

**પ્રશ્નકર્તા :** જીવ શરીર ઉપર કાબૂ જમાવે છે કે શરીર જીવ પર કાબૂ જમાવે છે ?

**દાદાશ્રી :** એ જ પ્રશ્ન છેને ! અત્યારે જીવનો આ શરીર પર

બિલકુલ કાબૂ નથી. શાથી કાબૂ નથી ? ત્યારે કહે છે કે, 'એને પોતાને રોંગ બિલીફો બેઠી છે.' 'હું ચંદુલાલ છું' એ જ મોટામાં મોટી 'રોંગ બિલીફ' છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહારિક રીતે તેવું માનવું પડે છે.

**દાદાશ્રી :** વ્યવહારિક રીતે માનો તો વાંધો નથી, પણ તમને કોઈ ગાળ દે તો તેને તમે સ્વીકારો કે નહીં ? તેની અસર તમને થતી નથી ને ?

**પ્રશ્નકર્તા :** થાય છે.

**દાદાશ્રી :** તો તમે વ્યવહારિક રીતે 'ચંદુલાલ નથી', ખરી રીતે જ 'ચંદુલાલ છો' એવી 'રોંગ બિલીફ' બેઠી છે. લોકોએ કહ્યું, 'ચંદુલાલ' એટલે તમે પણ એવું માની લીધું. પછી 'આ બાઈનો ધણી થઉં, આ છોકરાનો બાપ થઉં, હું આમ છું , હું કલેક્ટર છું, ફલાણો છું.' એવી કેટલી 'રોંગ બિલીફો' છે ?

**પ્રશ્નકર્તા :** ઘણી.

**દાદાશ્રી :** આ 'રોંગ બિલીફો' બેઠી છે માટે જ દેહનો જીવ પર 'કંટ્રોલ' છે. જો 'રોંગ બિલીફો' નીકળી જાય તો દેહનો જીવ ઉપર બિલકુલ 'કંટ્રોલ' નથી રહેતો. આત્મા પોતે અનંત શક્તિવાળો છે, પણ આ 'રોંગ બિલીફો'ને કારણે ફસાયો છે. એ 'રોંગ બિલીફો' શેનાથી જાય ? 'જ્ઞાની પુરુષ' 'રાઈટ બિલીફ' આપે, જેને આપણાં શાસ્ત્રો સમ્યક્ દર્શન કહે છે તે સમ્યક્ દર્શન આવે ત્યારે જાય. નહીં તો 'હું ચંદુલાલ છું' માનવાથી ક્યારેય દહાડો વળે નહીં. ખરેખર તમે 'પોતે' ચંદુલાલ નથી. 'બાય રિલેટિવ વ્યૂ પોઈન્ટ યુ આર ચંદુલાલ.' 'બાય રિયલ વ્યૂ પોઈન્ટ'થી તમે શું છો એ તપાસ કરવી જોઈએને ? ના કરવી જોઈએ ? એટલે અત્યારે 'તમારી' ઉપર દેહનો જ 'કંટ્રોલ' છે. એકલા દેહનો જ નહીં, મનનો હઉ 'કંટ્રોલ' છે ! મન 'કમ્પલીટ ફીઝિકલ' છે. આ બધાયનો 'કંટ્રોલ' અત્યારે તમારા પર છે. અરે, દેહના જીવ પરના કંટ્રોલની ક્યાં વાત કરો છો, એક ગૂમડું

થયું હોયને તે લપકા મારે તેનોય 'કંટ્રોલ' જીવ ઉપર છે !

## અહંકારનું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** ખરેખર આવાગમન આત્માને છે કે દેહને ?

**દાદાશ્રી :** આવાગમન તો નથી દેહને કે નથી આત્માને, અહંકારને જ આવાગમન છે. આ દેહ છે, એતો એનું બધું સાધન લઈને આવે છે, પણ મૂળ આવાગમન તો અહંકાર જ કરે છે. જેનો અહંકાર ખલાસ થઈ ગયો તેનું આવાગમન બંધ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** અહંકારની સાચી વ્યાખ્યા શું છે ?

**દાદાશ્રી :** અહંકારની સાચી વ્યાખ્યા જગત સમજ્યું નથી. લોકો જે સમજ્યા છે એ પ્રમાણે નથી. સહુ પોતાની ભાષામાં જ સમજે છે. દરેકની પોતપોતાની ભાષા જુદી હોય ને ? પણ એ ભગવાનની ભાષા આગળ નહીં ચાલે. ત્યાં તો 'ટેસ્ટ લેવાની' છે, ત્યાં એ કામ નહીં લાગે.

અહંકાર એટલે પોતે કરતો ના હોય છતાંય કહેશે કે 'હું કરું છું' એ આરોપિત ભાવ છે. એને અહંકાર કહેવામાં આવે છે. અહંકાર મૂળ વસ્તુ છે ને એમાંથી માન, અભિમાન, ગર્વ, ઘેમરાજી બધા જાતજાતના શબ્દો થયા છે. અભિમાન વસ્તુ કેવી છે ? એમાં આરોપિત ભાવ એટલે કે અહંકાર તો છે જ, પણ 'મારે ચાર બંગલા છે, બે ગાડીઓ છે' એવું પ્રદર્શન કરે એ અભિમાન કહેવાય.

જે પોતે નથી કરતો તે કરવાનો આરોપ કરવો તે અહંકાર.

**પ્રશ્નકર્તા :** ગીતામાં અહંકારને મૂળ વસ્તુ કહી છે, ઉત્પત્તિ પહેલાંની એ વસ્તુ હોવી જોઈએને ?

**દાદાશ્રી :** એ ઉત્પત્તિ પહેલાંની જ વસ્તુ છે. ગીતાની વાત સાચી છે. ઉત્પત્તિ પછી અહંકાર ના હોય. મૂળ તો અહંકાર પહેલો થાય અને પછી ઉત્પત્તિ થાય. આ ભવમાં તમે જે જે કર્મો કર્યાં, તેનો જે અહંકાર કરો છો તેનું ફળ આવતા ભવમાં આવે છે. આ તો કરે છે બીજું કોઈ

ને તમે ભ્રાંતિથી માનો છો કે મેં કર્યું. જો પોતે કર્તા હોય ને તો કોઈ નનામીમાં ના જાય. સંડાસ જવાની શક્તિ નથી કોઈનામાં. છતાં એની બીજી પોતાની શક્તિઓ છે, પણ એ શક્તિઓ પ્રગટ થઈ નથી. અને જે 'હું કરું છું 'એમ કહે છે એ તો 'પોતાની' શક્તિની બહારની વસ્તુ છે. લોકો કહે છે ને કે, 'મેં ખાધું, મેં પીધું, મને ભૂખ લાગી !' 'લાગી ત્યારે હોલવી નાખને !' ત્યારે કહે, 'ના, મહીં નાખ્યા વગર હોલવાય નહીં!' અહંકાર પહેલો થાય છે ત્યાર પછી આ શરીર બંધાય છે, ત્યાર પછી આ બહારનાં પરિણામ થાય છે. અહંકારથી કર્મ બંધાય છે ને તેનું આ ફળ છે. આ મન, વચન, કાયા એ બધું ફળ છે. અહંકાર 'કોઝ' છે ને આ મન, વચન, કાયા એ 'ઈફેક્ટસ' છે. 'કોઝિઝ એન્ડ ઈફેક્ટ' 'ઈફેક્ટ એન્ડ કોઝિઝ' એમ ચાલ્યા જ કરે. 'કોઝિઝ' ને 'જ્ઞાની પુરુષ' બંધ કરી આપે. એટલે માત્ર 'ઈફેક્ટ્સ' જ રહે, પછી ફરી 'ઈફેક્ટિવ બોડી' થાય નહીં.

## ધર્મ : ભેદ સ્વરૂપે - અભેદ સ્વરૂપે

દુનિયામાં ધર્મ બે પ્રકારના હોય : એક, આત્મા-પરમાત્માને અભેદ સ્વરૂપે ઓળખવા, તે એક પ્રકારનો ધર્મ છે. બીજો, આત્મા-પરમાત્માને ભેદ સ્વરૂપે ઓળખવા, એટલે હું અને ભગવાન બે જુદા છીએ એ રીતે ઓળખવા તે.

પહેલા પ્રકારનો ધર્મ એવો છે કે આત્મા એ જ પરમાત્મા છે એવું ભાન થાય. આ સાચો ધર્મ છે, ત્યાર પછી મુક્તિ મળે. પોતાનો આત્મા એ જ પરમાત્મા છે, એવું ભાન થાય ત્યારે મુક્તિ મળે.

અને આત્મા-પરમાત્મા જુદા છે એવું જ્યાં સુધી ભાન છે ત્યાં સુધી પુણ્ય બંધાય કે પાપ બંધાય ને એટલે કારણ-શરીર ઉત્પન્ન થયા કરે ને અનંત અવતાર ભટક ભટક કર્યા કરે. ભગવાન જુદા ને હું જુદો એમ કહ્યા કરે છે, એ ભ્રાંત માન્યતા છે. ખરી રીતે ભગવાન ને તમે એક જ છો, પણ તમને એની સમજણ પડતી નથી. તમે અને પરમાત્મા એક જ છો, એવું સમજાવનાર કોઈ મળતો નથી. એ મળે તો તમને અભેદ સ્વરૂપનું ભાન કરાવે. આ ભગવાન જુદો લાગે છે એ તમારી નબળાઈઓ છે, માટે

જ તમે જીવ સ્વરૂપે છો. અને ભગવાનમાં નબળાઈ નથી એટલે તમારી નબળાઈઓ જશે, તો પછી ભગવાન સ્વરૂપનો નિરંતર સાક્ષાત્કાર રહેશે.

આ તો લોકો 'ચંદુ, ચંદુ' કર્યા કરે એટલે એને અસર થઈ જાય કે, 'હું ચંદુ છું.' આ ભ્રાંતિની અસર પછી ખસતી નથી. બાકી પોતે જ પરમાત્મા છે !

## તરણતારણ જ તારે !

**પ્રશ્નકર્તા :** એ પરમાત્માના 'સ્ટેજે' જવા શું કરવું પડે ?

**દાદાશ્રી :** એના માટે 'જ્ઞાની પુરુષ'ની પાસેથી કૃપા પ્રાપ્ત કરવી જોઈએ. જો ધીમે ધીમે એ સ્ટેજે જવું હોય તો 'જ્ઞાની પુરુષ' પાસેથી આજ્ઞા લેવી જોઈએ, અને જો કૃપા પ્રાપ્ત કરે તો એ પદ કલાકમાં જ મળી જાય. અને નહીં તો ધીમે ધીમે, ધીમે ધીમે જવું. જેને બહુ ઉતાવળ ના હોય, હજી ઈન્દ્રિયોના રસ ભોગવવાની ઈચ્છા રહી હોય, સંસારની ઈચ્છાઓ રહી હોય તે ધીમે ધીમે જાય અને જેને આ સંસારમાં સુખમાંય દુઃખ લાગ્યા કરતું હોય, સુખેય સહન થતું ના હોય તો પછી એ 'મુક્તિ'નો અધિકારી થઈ ગયો. 'જ્ઞાની પુરુષ' પછી એને મુક્તિ આપે છે. કારણ કે 'જ્ઞાની પુરુષ' પોતે તરણતારણ થયેલા છે, પોતે તર્યા છે અને અનેક લોકોને તારવાને સમર્થ છે.

**પ્રશ્નકર્તા :** ગુરુકૃપા એવી થઈ જાય તો પછી મહેનત ઓછી કરવી પડે.

**દાદાશ્રી :** અત્યારે તમે જે મહેનત કરો છો તે બધી નકામી જવાની. હવે સાવ નકામી જતી નથી, પણ જે કામ કલાકમાં થાય તેને બદલે આખું વરસ બગડે. અને ગુરુ માથે હોય, તે ગુરુ પોતે જ્યાં સુધી ગયા હોય ત્યાં સુધી આપણને લઈ જાય. અને 'જ્ઞાની પુરુષ' ઠેઠ પહોંચેલા હોય એટલે એ આપણને ઠેઠ લઈ જાય.

❖ ❖ ❖ ❖ ❖

# (૧૨)
# વ્યવસ્થા વ્યવસ્થિતની !

## 'વ્યવસ્થિત શક્તિ' !

**પ્રશ્નકર્તા :** જગત નિયંત્રણ કોઈ શક્તિથી છે, એ જ 'વ્યવસ્થિત' શક્તિ છે ?

**દાદાશ્રી :** એ જ વ્યવસ્થિત શક્તિ છે. આ નિયંત્રણ એટલે કેવું છે ? આપણે પાણી ઊંચે ચઢાવવું હોય તો પંપ ચલાવવો પડે, અને પાણી ખાલી કરી નાખવું હોય તો ? તમારે કશું કરવું ના પડે. કોઈ પૂછે કે કેમ આમ ? કારણ કે પાણીનો સ્વભાવ જ છે કે નીચા સ્થાનમાં ચાલ્યા જવું. એવું આ નિયંત્રણ સ્વભાવથી જ થાય છે.

**પ્રશ્નકર્તા :** જગતમાં જે મૂળ તત્ત્વો છે તેના પર તો 'વ્યવસ્થિત'નો કાબૂ ખરો કે ?

**દાદાશ્રી :** કોઈનોય કોઈની પર કાબૂ છે જ નહીં. બેકાબૂ ટોળું છે આ બધું, બધાય સ્વતંત્ર છે. 'વ્યવસ્થિત' તો તમને જાણવા માટે છે, સમજવા માટે છે. બાકી એમને કશાની પડેલી નથી. 'વ્યવસ્થિત' તો તમારે મોક્ષના સ્ટેશને જતાં સુધીની ટિકિટ છે. એ ટિકિટ હોય તો તમારાથી આગળ વધાય. કોઈ કોઈના તાબામાં નથી, બધા સ્વતંત્ર છે. એમાં આત્મા પરમાત્મા છે, ચેતન છે. છતાંય બીજા એને ગાંઠતા નથી. બીજાં તત્ત્વો કહે છે કે, 'તું પરમાત્મા છે એમાં અમારે શું ? તું જુદો અને અમે જુદાં!'

## કાળચક્ર પ્રમાણે...

**પ્રશ્નકર્તા :** આ યુગો સતયુગ, કળિયુગ કેવી રીતે બન્યા ?

**દાદાશ્રી :** આ તો કાળ ચક્ર હોય છે. જેમ આ ગોળ ચક્ર ફરતું ફરતું આમ ઊતરે તેવો આ ઊતરતો કાળ છે. આના પછી પાછો ચઢતો કાળ આવશે.

**પ્રશ્નકર્તા :** તો પછી પાપી અને પુણ્યશાળીનો શો દોષ ?

**દાદાશ્રી :** કશોય દોષ નથી. ખરેખર પોતે દોષિત છે જ નહીં, પણ પોતે કહે છે કે, 'મેં આ કર્યું.' ખોટું કરે કે સાચું કરે. તોય 'મેં કર્યું' એમ કહે છે. તે પોતે સહી કરી આપે છે, તેનું ભોગવવું પડે છે. આ પોતે નથી કરતો. ના કરવું હોય છતાંય કુદરત એને પરાણે કરાવડાવે છે, નૈમિત્તિક ધક્કાથી થાય છે બધું. આ સતયુગ ને બધા યુગ કેવા છે ? અત્યારે દહાડે આપણે ચણા લેવા હોય તો થોડા ઘણા મળે, સો મણ બસ્સો મણ ભેગા થાય. પણ રાતે અઢી વાગે જાય તો ? કેટલા ચણા મળે ? તેવું છે. કાળ પ્રમાણે થયા કરે.

## સેવામાં સમર્પણતા !

**પ્રશ્નકર્તા :** તો આ જગતને માટે આપણે કંઈ જ કરવાનું રહેતું નથી ?

**દાદાશ્રી :** તમારે કરવાનું હતું જ નહીં, આ તો અહંકાર ઊભો થયેલો છે. આ મનુષ્યો એકલા જ અહંકાર કરે છે કર્તાપણાનો.

**પ્રશ્નકર્તા :** આ બેન ડૉક્ટર છે. એક ગરીબ 'પેશન્ટ' આવ્યો, તેના તરફ અનુકંપા થાય છે, સારવાર કરે છે. આપના કહેવા પ્રમાણે તો પછી અનુકંપા કરવાનો કોઈ સવાલ જ નથી રહેતોને ?

**દાદાશ્રી :** એ અનુકંપા પણ કુદરતી છે, પણ પાછો અહંકાર કરે કે, 'મેં કેવી અનુકંપા કરી !' અહંકાર ના કરે તો કોઈ વાંધો નથી. પણ અહંકાર કર્યા વગર રહે નહીંને ?

**પ્રશ્નકર્તા :** આ જગતની સેવામાં પરમાત્માની સેવાનો ભાવ લઈ ને સેવા કરે એ ફરજમાં આવેને ?

**દાદાશ્રી :** હા. એનું ફળ પુણ્ય મળે, મોક્ષ ના મળે.

**પ્રશ્નકર્તા :** એનો શ્રેય સાક્ષાત્કારી પરમાત્માને સોંપી દે તોય મોક્ષ ના મળે ?

**દાદાશ્રી :** એમ ફળ સોંપી દેવાય નહીંને કોઈથી.

**પ્રશ્નકર્તા :** માનસિક સમર્પણ કરીએ તો ?

**દાદાશ્રી :** એ સમર્પણ કરે તો કોઈ ફળ લે નહીં ને કોઈ આપેય નહીં. એ તો ખાલી કહેવા માટેનું સમપર્ણ છે. એનું ફળ પોતાને જ મળે છે. કુદરતને ઘેર એવો ન્યાય છે કે 'ભોગવે તેની ભૂલ.'

**પ્રશ્નકર્તા :** 'હું કરું છું' એ ભાવ છૂટી જાય તો ?

**દાદાશ્રી :** કર્તા ભાવ છૂટી જાય ને સ્વરૂપ જ્ઞાન થઈ જાય તો કર્મ બંધાતું નથી.

## શું નવી જ સમાજરચના ?

**પ્રશ્નકર્તા :** જગતમાં કેટલાક લોકો લોકોને મારે છે, કાપે છે ને નવી સમાજરચના ઊભી કરે છે તે પછી શું થશે ?

**દાદાશ્રી :** આ દરિયો છે, એ દરિયામાં હુમલાઓ થાય છે એ તમે જોયેલા કે ? મોટાં મોટાં માછલાં, સો-સો મણનાં, દસ-દસ મણનાં મહીંએ મહીં લડે છે એ બધું જોયેલું તમે ?

**પ્રશ્નકર્તા :** બસ, એવી જ લડાઈઓ ચાલુ જ રહેવાની એમ ?

**દાદાશ્રી :** હા. આ કુદરતનું કામ છે. કોઈ આમાં કશું નથી કરતા બિચારા ! આ 'વ્યવસ્થિત' કરાવડાવે છે. આ લડાઈઓ, 'વૉર' બધું કુદરતી છે. તમને જો સંસાર ના ગમતો હોય તો અકર્તા થઈને 'જ્ઞાની પુરુષ'ના કહ્યા પ્રમાણે રહો તો ઉકેલ આવી જાય. આમાં કોઈની સત્તા નથી, સંડાસ જવાનીય સત્તા 'વર્લ્ડ'માં કોઈની નથી. જ્યારે કુદરતમાં સંયોગો હશે તો જ બધું થશે.

**પ્રશ્નકર્તા :** આ જગત તો 'લક્ઝુરીયસ' બનતું જાય છે, જડ થતું જાય છે.

**દાદાશ્રી :** ક્યાં સુધી 'લક્ઝુરીયસ' નહોતા ? જ્યાં સુધી કશું જોયું નહોતું ત્યાં સુધી જ. એટલે આ જોયા વગરનાં નિર્મોહી હતા. આ ગામડામાં જોયું જ નહોતું ને ?

**પ્રશ્નકર્તા :** ન મળે બ્રહ્મચારી હતા, એવું ?

**દાદાશ્રી :** અત્યારે જે મોહ દેખાય છે તે જોવાનો મોહ છે અને આ મોહમાંથી જ્ઞાન ઉત્પન્ન થયું છે. ઠોકરો ખાઈ ખાઈ ને દમ નીકળી ગયો છે ને તે મોહમાંથી વૈરાગ જન્મ્યો છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૧૩)
# વ્યવહારધર્મ : સ્વાભાવિકધર્મ

### સુખ પામવા ધર્મ કયો ?

**પ્રશ્નકર્તા :** ધર્મ શું છે ? ધર્મ કોણે કરવાનો ? ધર્મ પાળવાનો અર્થ શો ?

**દાદાશ્રી :** આ બધા ધર્મો ચાલે છે એ વ્યવહારિક ધર્મો છે, વ્યવહારિક એટલે વ્યવહાર ચલાવવા માટે. વૈષ્ણવ ધર્મ, જૈન ધર્મ, શૈવ ધર્મ વગેરે બધા વ્યવહાર ધર્મ છે.

હવે આ રોડ ઉપર વાહનોનો વ્યવહાર હોય છે કે નથી હોતો ? એમનો શું ધર્મ છે કે અથડાશો તો તમે મરી જશો. અથડાવામાં જોખમ છે માટે કોઈની જોડે અથડાશો નહીં, કોઈને દુઃખ કે ત્રાસ ના આપશો, એવું વાહન ધર્મેય કહે છે. એવું આ વ્યવહાર ધર્મેય કહે છે કે કોઈને ત્રાસ ના આપવો. તમારે સુખ જોઈતું હોય તો બીજાને સુખ આપજો. એ જ માણસ તમને સુખ ના આપે તો બીજાં માણસોય સુખ આપશે તમને. અને જો દુઃખ આપશો તો ગમે તે માણસ તમને દુઃખ આપશે જ, આનું નામ વ્યવહારિક ધર્મ કહેવાય.

જ્યારે સાચો ધર્મ તો પોતાની વસ્તુનો સ્વભાવ છે. એ આત્મધર્મ છે; પોતાનો સ્વાભાવિક ધર્મ છે, એમાં તો નિરંતર પરમાનંદ જ છે. સાચો ધર્મ તો 'જ્ઞાની પુરુષ' આત્મા આપી દે ત્યારથી જ એની મેળે ચાલ્યા કરે અને વ્યવહાર ધર્મ તો આપણે કરવો પડે, શીખવો પડે.

### સર્વ સમાધાને, સુખ જ !

**પ્રશ્નકર્તા :** ધર્મમાં ને વ્યવહારમાં બધે જ લાગુ પડે ને સુખ રહે

એવી ચીજ કઇ ?

**દાદાશ્રી :** અમારી પાસે સ્વરૂપનું જ્ઞાન લઇ જાય તો તેને બધું સુખવાળું જ થાય. અને જેના અંતરાય હોય ને જ્ઞાન ના લેવું હોય તો એ અમને બધું પૂછી લે ને સમજી લે કે 'આ સંસાર કેવી રીતે ચાલે છે, આ બધું શું છે.' તોય એને સુખ રહે.

સમાધાન રહે એ જ ધર્મ છે. કંઇક અંશે સમાધાન ને કંઇક અંશે અસમાધાન રહે એ 'રિલેટિવ' ધર્મ છે, એ પહેલું પગથિયું છે. પછી 'રિયલ' ધર્મમાં આવે, જેમાં દરેક સંજોગોમાં સમાધાન રહેવું જોઇએ. સમાધાન હોય તો જ શાંતિ રહેને ?

જીવ માત્ર શું ખોળે છે ? આનંદ ખોળે છે, પણ ઘડીવાર આનંદ મળતો નથી. લગ્નમાં જાય કે નાટકમાં જાય, પણ વળી પાછું દુઃખ આવે છે. જે સુખ પછી દુઃખ આવે એને સુખ કહેવાય જ કેમ ? એ તો મૂર્છાનો આનંદ કહેવાય. સુખ તો 'પરમેનન્ટ' હોય. આ તો ' 'ટેમ્પરરી' સુખ છે ને પાછું કલ્પિત છે, માનેલું છે. દરેક આત્મા શું ખોળે છે ? કાયમનું સુખ, શાશ્વત સુખ ખોળે છે. તે 'આમાંથી આવશે, આમાંથી આવશે. આ લઉં. આમ કરું, બંગલો બંધાવું તો સુખ આવશે, ગાડી લઉં તો સુખ આવશે.' એમ કર્યા કરે છે. પણ કશું આવતું નથી. ઊલટો વધારે ને વધારે જંજાળોમાં ગૂંચાય છે. સુખ પોતાની મહીં જ છે. આત્મામાં જ છે. એટલે આત્મા પ્રાપ્ત કરે તો સુખ જ પ્રાપ્ત થાય.

રાત્રે સાડા દસ વાગે ઊંઘી ગયા ને કોઇને બસો રૂપિયા ધીર્યા હોય ને વિચાર આવે કે 'આજે એની મુદત ગઇ, એનું શું થશે ?' પછી ઊંઘ આવે કે ? તે ઘડીએ સમાધાન થવાનું સાધન જોઇએ કે ના જોઇએ ? સમાધાન વગર તો માણસ 'મેડ' થઇ જાય કે 'પ્રેશર' વધી જાય ને 'હાર્ટ'ના દર્દ ઊભા થઇ જાય. સમાધાન થાય તો કંઇક જંપ વળે.

## ભગવત્ ઉપાય જ, સુખનું કારણ !

**પ્રશ્નકર્તા :** આપે 'ટેમ્પરરી' આનંદ કહ્યો ને બીજો 'પરમેનન્ટ' આનંદ કહ્યો, પણ એ બેનો ફેર અમે જ્યાં સુધી એ સુખ નથી ભોગવ્યું

ત્યાં સુધી કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** એની ખબર જ ના પડે. 'પરમેનન્ટ' સુખ આવ્યું નથી ત્યાં સુધી આને જ તમે સુખ કહો.

એક છાણમાં રહેનારો કીડો હોય એને ફૂલમાં મૂકીએ તો એ મરી જાય. કારણ કે આ સુખથી ટેવાયેલો છે. પરિચિત છે, એની પ્રકૃતિ જ એવી બંધાઈ ગયેલી છે. અને ફૂલના કીડાને છાણમાં ન ગમે.

લોક કહેશે કે પૈસામાં સુખ છે, પણ કેટલાક સાધુ મહારાજ એવા હોય છે કે એમને પૈસા આપે તોય એ ના લે. તમે મને આખા જગતનું સોનું આપવા આવો તોય હું તે ન લઉં. કારણ કે મારે પૈસામાં સુખ છે જ નહીં. એટલે પૈસામાં સુખ નથી. પૈસામાં સુખ હોય તો બધાય ને તેમાંથી તે લાગવું જોઈએ. જ્યારે આત્માનું સુખ તો બધાને જ લાગે. કારણ કે એ સાચું સુખ છે, સનાતન સુખ છે. એ આનંદ તો કલ્પનામાંય ના આવે એટલો બધો આનંદ છે !

જ્યાં આત્મા-પરમાત્મા સિવાયની બીજી કોઈ વાત ના હોય ત્યાં સાચો આનંદ છે; ત્યાં સંસારની કિંચિત્‌માત્ર વાત ના હોય કે સંસારમાં શી રીતે ફાયદો થાય, કેવી રીતે ગુણો ઉત્પન્ન થાય. લોકો સદ્‌ગુણો ઉત્પન્ન કરવા માગે છે. આ ગુણો, સદ્‌ગુણો, દુર્ગુણો એ બધું અનાત્મ વિભાગ છે અને વિનાશી છે. છતાં લોકોને તેની જરૂર છે. સૌ-સૌની અપેક્ષાએ જુદું જુદું જોઈએ. પણ જેને સંપૂર્ણ વીતરાગ પદ જોઈતું હોય તો આ બધા સદ્‌ગુણો, દુર્ગુણોથી પર થવું જોઈએ અને 'પોતે કોણ છે' એ જાણવું જોઈએ અને એ જાણ્યા પછી આત્મા-પરમાત્માની વાતોમાં જ રહેવું, એનાથી સંપૂર્ણ વીતરાગ દશા ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** સાચું સુખ જડતું નથી ને સમય વહ્યો જાય છે.

**દાદાશ્રી :** સાચું સુખ જોઈતું હોય તો આપણે સાચા બનવું પડે. અને સંસારી સુખ જોઈતું હોય તો સંસારી બનવું પડે. સંસારી સુખ પૂરણ-ગલન સ્વભાવનું છે, આવે ને પછી ઊડી જાય, એ દ્વંદ્વવાળું છે. 'હું કોણ છું' એ

ખ્યાલમાં આવી જાય પછી જ સાચું સુખ કાયમ વર્તે.

**પ્રશ્નકર્તા :** સંસારમાં સુખ ક્યારે મળશે ?

**દાદાશ્રી :** સંસારમાં સુખ હોય જ નહીં. પણ ભગવત્ ઉપાય લો તો કંઈક શાંતિ લાગે ને જ્ઞાન ઉપાયથી કાયમની શાંતિ રહે.

અત્યારે નવ્વાણું ટકા દુઃખ ને એક ટકો સુખ, સાંસારિક સુખ છે. સતયુગમાં સુખ હતાં.

## કાળનો તે શો દોષ ?

**પ્રશ્નકર્તા :** સમયને લીધે સુખ-દુઃખ થાય છે?

**દાદાશ્રી :** આ તો સમસરણ માર્ગ છે. આ જીવો પ્રવાહમાં વહી રહ્યા છે, એટલે કે ગતિ કરી રહ્યા છે. ગતિ કેવી રીતે મપાય ? દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ ભેગા થાય એટલે કાર્ય દેખાય. કાળ પ્રત્યક્ષ દેખાય એટલે લોકો કાળને ગાય છે. આ કળિયુગમાં, દુષમકાળમાં આપણે આવ્યા તેમાં આપણું કર્તાપણું કેટલું ? એમાં આપણો ભાગ કેટલો ?

જગત આખાને મહીં પાર વગરની બળતરા, નિરંતર અંતરદાહ થયા કરે છે. કો'કે કહ્યું કે, 'ચંદુભાઈમાં અક્કલ નથી' તે મહીં અસર થઈ જાય, અંતરદાહ લાગે. અંતરદાહ એટલે શું ? મહીં પરમાણુ જલે અને એક જલી રહેવા આવે ત્યારે બીજાને સળગાવે, બીજો ત્રીજાને સળગાવે, એવું નિરંતર ચાલ્યા કરે, 'ઇલેક્ટ્રિસિટી'ની પેઠ જલ્યા કરે, વેદનાની જેમ ભોગવવું પડે. વિશેષ પરમાણુ સળગે ત્યારે લોકો કહે છે કે, 'મારો જીવ બળ્યા કરે છે.' એ શી રીતે સહન થાય ? જેનો અંતરદાહ ગયો ત્યારથી જ મુક્તિની નોબતો વાગી !

## અંતરસુખ - બાહ્યસુખ

આજનું ભૌતિક વિજ્ઞાન 'આઉટ ઓફ બેલેન્સ' થઈ ગયું છે, 'નોર્માલીટી'ની બહાર ગયું છે, તેથી 'પોઈઝન' થઈ ગયું છે. આજે આ ભૌતિક વિજ્ઞાનથી બાહ્યસુખ પાર વગરનાં થઈ ગયાં છે. ત્યારે બીજી બાજુ

અંતરસુખ સુકાઇ ગયું છે ! અંતરસુખ અને બાહ્યસુખ, આ બેનું કંઇક 'ઇક્વલ બેલેન્સ' હોવું જોઇએ. થોડુંઘણું વધઘટ થયું હોય તો ચાલે, પણ તેનું પ્રમાણ હોવું જોઇએ. ભૌતિક સુખ નીચું ગયું હોય તો ચલાવી લેવાય, પણ આજે તો આંતરિક સુખ ખલાસ થઈ ગયું છે. આ અમેરિકામાં તો બિલકુલ ખલાસ થઇ ગયું છે. ત્યાંની પ્રજાને તો વીસ-વીસ ગોળીઓ ખાય ત્યારે માંડ ઊંઘ આવે છે ! અમેરિકાએ એક બાજુ પાર વગરનાં ભૌતિક સુખો મેળવ્યાં, ત્યારે બીજી બાજુ અંતરસુખ ખલાસ થઇ ગયું !! આ કેવું સાયન્સ !!!

માણસો અંતરશાંતિ માટે બહાર દોડધામ કરે છે, પણ એમ દોડધામથી શાંતિ મળે ? અંતરશાંતિ હોય તો જ બહાર શાંતિ મળશે. માટે પહેલાં અંતરમાં સુખ છે એવું શ્રદ્ધામાં બેસવું જોઇએ તો અંતરશાંતિ મળે.

ભગવાને શું કહ્યું હતું કે અંતરસુખ ને બાહ્યસુખનો કાંટો જોયા કરજે. અંતરસુખ ઘટે ને બાહ્યસુખ વધે તો જાણજે કે મરવાનો થયો. કાંટો થોડોઘણો ઊંચોનીચો હોય તો ચલાવી લેવાય, પણ આ તો અંતરસુખની દાંડી સાવ ઊંચે જતી રહી તે તારી શી દશા થશે. આ બહારનાં સુખ વધારી દીધાં, ચાલીસ લાખના ફ્લેટ લીધા હોય, ખાવા પીવાનું પાર વગરનું હોય, ટોપલે ટોપલા ફ્રુટના હોય ત્યારે સાહેબને 'બ્લડ પ્રેશર' ને 'હાર્ટએટેક' આવેલાં હોય ને બાઈસાહેબને 'ડાયાબિટિસ' થયેલો હોય ! તે બેઉને મોઢે ડોક્ટરે શીકી બાંધી દીધી હોય !!! પછી આ બધું ખાય કોણ ? ત્યારે કહે, ઘરના પેલા ઉંદરડા ઘાટી અને રસોયો, ખાઇ-પીને લાલ ગલોલા જેવા થયેલા હોય ! 'ફ્લેટ'માં જાવ તો જાણે સ્મશાનમાં ના પેઠા હોય ! શેઠ જોડે વાત કરો તોય નર્યા અંહકારથી વાત કરે એ. શેઠ મોંઘા ભાવની ચા પાય, પણ જ્યાં સુધી ભાવરૂપ દ્રવ્ય પડ્યું નથી ત્યાં સુધી ગમે તેવું સોળ આની સોનું હોય તોય નકામું છે. શેઠનું મોઢું જોઇએ તો જાણે શેઠ હસવાનું જ ભૂલી ગયેલા હોય તેવું લાગે ! આ બાહ્ય સુખની કેવી ભેટ(!)?

અંતરશાંતિ તૃપ્તિ આપે ને બાહ્ય શાંતિથી લોભ વધ્યા કરે. જ્યાં સ્વાર્થ બુદ્ધિ છે ત્યાં અંતરશાંતિ ના રહે.

## અહંકાર ઓગળ્યે સનાતન સુખ !

જેટલું ઊંધું ચાલ્યા તેટલો ‘ઈગોઈઝમ’ વધે ને જેટલો ‘ઈગોઈઝમ’ ઓગળે તેટલું સુખ વર્ત્યા કરે. અમારે ‘ઈગોઈઝમ’ ખલાસ થઈ ગયો હોય, તેથી નિરંતર સનાતન સુખ રહે. દુઃખમાંય સુખ રહે તે ખરું સુખ. કોઈ અપમાન કરે ત્યારેય પોતાને મહીં સુખ લાગે ત્યારે એમ થાય કે, ‘અહોહો આ કેવું સુખ !’

આત્મામાં પરમ સુખ જ છે, પણ કલુષિત ભાવને લીધે એ સુખ આવરાય છે. આ સુખ ક્યાંથી આવે છે ? વિષયોમાંથી ? માનમાંથી ? ક્રોધમાંથી ? લોભમાંથી ? આ કશામાંથી ના આવે તો સમજવું કે આ સમકિત છે.

જ્યાં કંઈ પણ દુઃખ થતું નથી ત્યાં આત્મા છે.

## મિથ્યા દર્શનથી જ દુઃખો !

સંસારમાં દુઃખની ઉપાસના ઊભી કરી છે, તેથી દુઃખ છે. ખરી રીતે દુઃખ નથી.

આ જગતમાં બધું જ છે, પણ દુઃખો શાથી ઊભાં થયાં છે ? અદર્શનથી જ. સમ્યક્ સમજણ કોને કહેવાય કે દુઃખોમાંથી સુખનું શોધન કરે.

જે દુઃખથી આપણે ગભરાઈએ નહીં તે સામું આવે જ નહીં; બહારવટિઓય આવતો નથી ને ભગવાન પણ આવતો નથી !

ભગવાન શું કહે છે કે જો તારે મોક્ષ જોઈતો હોય તો ‘જ્ઞાની પુરુષ’ પાસે જા અને સંસારમાં સુખ જોઈતું હોય તો મા-બાપની ને ગુરુની સેવા કરજે. મા-બાપની સેવામાં તો અપાર સુખ પ્રાપ્ત થાય તેમ છે.

લોકોએ જેમાં સુખ માન્યું તેમાં આપણે પણ સુખ માનવું એ લોકસંજ્ઞા છે. અને આત્મામાં જ સુખ છે એમ માનવું એ જ્ઞાનીની સંજ્ઞા છે.

એક માણસ ભગવાનને રોજ પ્રાર્થના કરે કે, ‘હે ભગવાન ! મને

સુખી કરો, સુખી કરો.' બીજો માણસ પ્રાર્થના કરે ત્યારે બોલે કે, 'હે ભગવાન ! ઘરનાં બધા માણસો સુખી થાય'. એમાં પોતે તો આવી જ જાય. ખરો સુખી બીજો માણસ થાય, પહેલાંની અરજી નકામી જાય. અને આપણે તો જગતકલ્યાણની ભાવના ભાવીએ તેમાં પોતાનું આંત્યતિક કલ્યાણ આવી જાય.

## દુઃખડાં ઉપકારી થાય !

**પ્રશ્નકર્તા :** કુન્તાએ દુઃખ માગ્યું, સુખ ના માગ્યું, કે જેથી ભગવાન યાદ આવે. તેનું રહસ્ય શું છે ?

**દાદાશ્રી :** એવું છે ઘરનું આ બારણું આપણે કાયમ બંધ રાખતા હતા. પણ એક જાય ને બંધ કરીએ, ત્યાર સુધીમાં બીજો ઠોકે. તે જાય એટલે બારણું વાસીએ ત્યાં ત્રીજો ઠોકે. આમ આખો દહાડો ચાલ્યા કરે. જો ત્રણ કલાકેય કોઈ ના ઠોકે તો વાસેલું કામનું; પણ આ તો વાસીએ ને ઠોકે, વાસીએ ને ઠોકે, એટલે વાસીએ એના કરતાં બારણું ખુલ્લું જ મૂકી દો ને ! એવું ઉપરાઉપરી દુઃખ આવે ત્યારે દુઃખને કહી દેવું કે, 'આ બારણાં ખુલ્લાં છે. તારે જ્યારે આવવું હોય ત્યારે આવ ને જ્યારે જવું હોય ત્યારે જા.'

જેટલા સંતો થયા તે બધા શાના ભોક્તા હતા ! એ દુઃખભોક્તા હતા. દુઃખ અને સુખ વિકલ્પ છે. એટલે વિકલ્પ ને 'ચેંજ' કરી નાખે, એટલે દુઃખનું નામ સુખ ને સુખનું નામ દુઃખ પાડી દે. પછી બારણાં ખુલ્લાં રાખે, જેને આવવું હોય તે આવે.

## પુદ્ગલ સુખ : ઉછીનો વ્યવહાર !

પુદ્ગલ સુખની આશા છોડ, એ ઉછીનો વ્યવહાર છે. પુદ્ગલ સુખ 'ફ્રી ઓફ કોસ્ટ' આવતું નથી, એ તો લઈને પાછું વાળવું પડે છે. ઉછીનું લઈને કેટલા દહાડા સુખી થવું ? ઉછીના રૂપિયા ક્યારે લેવાય ? જ્યારે નાક કપાય ત્યારે. આ તો જ્યાંથી ત્યાંથી ઉછીનું લીધું, તે હવે પાછું આપવું પડે છે. જ્યારે પાછું આપો ત્યારે તે દુઃખરૂપે આપવું પડે છે. શારીરિક, માનસિક કે વાચિક ગમે તે રીતે આપવું પડશે.

છોકરો 'પપ્પાજી, પપ્પાજી' કરે તો તે કડવું લાગવું જોઇએ. જો મીઠું લાગ્યું તો એને ઉછીનું સુખ લીધું કહેવાશે, એ પછી દુઃખ રૂપે પાછું આપવું પડશે. છોકરો મોટો થશે ત્યારે તમને કહેશે કે, 'તમે અક્કલ વગરના છો.' ત્યારે થાય કે આમ કેમ ? તે પેલું તમે ઉછીનું લીધું હતું તે પાછું લે છે. માટે પહેલેથી ચેતો. અમે તો ઉછીનું સુખ લેવાનો વ્યવહાર જ મૂકી દીધેલો. અહો, પોતાના આત્મામાં અનંત સુખ છે ! એ મૂકીને આ ભંયકર ગંદવાડામાં પડવાનું ?

ઘરના કે બહારના કડવું બોલે તે સહન ના થાય, તેથી અમે કહ્યું કે વાણી એ 'રેકર્ડો' છે. આ કાળમાં 'રેકર્ડો' વાંકી વાગે છે. સામાની ગમ્મે તેટલી ગમ્મે તેવી 'રેકર્ડ' વાગતી હોય પણ આપણે 'રેકર્ડ' સ્વરૂપે સાંભળ્યા કરીએ ને સામો કંટાળે ત્યારે જાણવું કે ખરું જ્ઞાન પચ્યું છે. કષાય કોઇ દહાડો કષાયથી જીતાય નહીં, કષાય સમતાથી જ જીતાય.

ખાવાની કે બીજી કોઇ ચીજની ભાવના જ ના હોવી જોઇએ. પૌદ્ગલિક સુખની તમન્ના, અરે એનો વિચાર જ ના આવવો જોઇએ. કારણ કે એ ઉછીનો વ્યવહાર પોષાય તેમ નથી. એ પાછું માગે ત્યારે આપી શકાશે નહીં. પુદ્ગલ પોતે વીતરાગ છે. તમે તેને જ્યારથી લાવશો ત્યારથી ઉછીનો વ્યવહાર શરૂ થઇ જાય છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૧૪)

# સાચી સમજ, ધર્મની !

### ધર્મનું સ્થાન

**પ્રશ્નકર્તા :** ધર્મ કયે ઠેકાણે છે ?

**દાદાશ્રી :** ધર્મ બે પ્રકારના છે. એક લૌકિક ધર્મ અને બીજો અલૌકિક ધર્મ. લૌકિક ધર્મો સંસારિક સુખો આપે. મિથ્યાત્વ સહિત જે જે ક્રિયાઓ કરવામાં આવે છે એ બધા લોકિક ધર્મો કહેવાય, એનું ફળ સંસાર છે. એનાથી ભૌતિક સુખો મળે, પણ મોક્ષ ના મળે. જ્યારે અલૌકિક ધર્મમાં આવે એટલે કે મિથ્યા દર્શન તૂટે ત્યારથી મોક્ષનો રસ્તો જડી ગયો કહેવાય. મિથ્યા દર્શન તૂટે કેવી રીતે ? 'જ્ઞાની પુરુષ' એને જ્ઞાનમાં સમજાવે કે આ બધી 'રોંગ બિલીફો' છે, અને એ 'રોંગ બિલીફો' ફ્રેક્ચર કરી નાખે અને 'રાઈટ બિલીફ' એની માન્યતામાં કાયમને માટે બેસી જાય એવી એમની કૃપા ઊતરે ત્યારે સમ્યક્ દર્શન થાય અને સમ્યક્ દર્શન થયું એની સાથે સમ્યક્ જ્ઞાન થયા જ કરે અને સમ્યક્ ચારિત્ર્ય પણ આવ્યા જ કરે.

### ધર્મ : ત્યાગમાં કે ભોગમાં !

**પ્રશ્નકર્તા :** ધર્મ એ ત્યાગમાં છે કે ભોગમાં છે ?

**દાદાશ્રી :** ધર્મ ત્યાગમાંય ના હોય ને ભોગમાંય ના હોય, બન્ને વિપરીત માન્યતાઓ છે. ત્યાગવાળો પાછો ગ્રહણ કરે. આપણામાં કહેવત છે ને, કે ત્યાગે સો આગે ? એટલે જેટલો ત્યાગ કરશો એનું અનેકગણું થઈને પાછું આવશે અને ગ્રહણ કર્યું તો એને પાછી ગ્રહણની અડચણો આવશે એટલે એને પાછી ત્યાગ કરવાની ભાવના થશે. કારણ કે બહુ

ગ્રહણ થઈ જાય એટલે કંટાળો આવે.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાગવું કે ના ત્યાગવું ?

**દાદાશ્રી :** ત્યાગવું કેટલું ? આપણા માથે જેટલો બોજો ઊંચકી શકાય એટલા બોજાની જરૂર ને વધારાનો ત્યાગ કરી દેવો જોઈએ. એના બદલે લોકો બોજો વધાર વધાર કરે છે. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થાય એવું હોય તો એટલો વધારાનો માલ ત્યાગી દેવો. ત્યાગ એનું નામ કહેવાય કે એ આર્તધ્યાન ને રૌદ્રધ્યાન ના કરાવડાવે.

## ....ત્યારે ધર્મે રક્ષણ કર્યું ?

તમારું ગજવું કપાય ને પાંચ હજાર રૂપિયા જાય તો તમને મહીં ઉપાધિ, ઉપાધિ થઈ જાય. ફોજદારને કહો કે, 'સાહેબ, જુઓ અહીંથી કાપ્યું છે, અહીંથી કાપ્યું છે.' કારણ કે, 'તમે 'ચંદુલાલ' છો અને મારું ગજવું કપાયું' એવું માનો છો. અને આ ભઈ છે તે સીધા ઘેર જાય, કશું કોઈ ને દેખાડે કરે નહીં. કારણ કે એ 'પ્રવીણભાઈ' જ નહીં ને ! ને ગજવુંય એમનું નહીં. એટલે એમને કશી ઉપાધિ જ ના રહે ને ! એનું નામ મુક્તિ. સંસાર અડે નહીં એનું નામ મુક્તિ. અને તમને તો ઉપાધિ અડે ને ?

**પ્રશ્નકર્તા :** એકદમ, ચારેકોરથી અડે.

**દાદાશ્રી :** આખી જિંદગી ધર્મ કર્યો, અરે અનંત અવતારથી ધર્મ કર્યો, પણ ધર્મ તમારો સગો ના થયો. એક ગજવું કપાય તે પહેલાં ધર્મ જતો રહે, એ ધર્મ જ ના કહેવાય. હરેક મિનિટે હાજર રહે તેનું નામ ધર્મ કહેવાય. ધર્મ રક્ષણ આપે, શાંતિ આપે, સમાધિ આપે. ચિંતા ના કરાવડાવે. ચિંતા થાય એને ધર્મ ના કહેવાય. શેની ચિંતા કરો છો ? છોડી મોટી થઈ તેની ? અલ્યા, છોડી મોટી થઈ તે એના શરીરથી મોટી થઈ, એમાં તારે શું છે એટલું બધું ? છોડી મોટી ના થાય ? આ છોડવોય મોટો થાય, જેમ ઉંમર વધે તેમ ! આ તો છોડી મોટી થતી જાય તેમ તેમ મહીં અકળામણ થતી જાય છે. અને એક જણની છોડી હતી તે મોટી જ થતી નહોતી ત્યારે કહે કે, ઠીંગણી રહે છે ! તેથી અકળામણ થાય છે. આમ, આવા

અકળામણવાળા લોક છે. આમને ક્યાં પહોંચી વળાય ? જો અકળામણ, અકળામણ ! જરા ડહાપણવાળી છોડી હોય તો કહેશે કે 'દોઢડાહી છે' ને જરા ઓછું ડહાપણ હોય તો કહેશે કે, 'ગાંડી છે !' ચોગરદમથી, આમનું ઠેકાણું જ નહીં ને !

કોઈ અપમાન કરે ત્યારે તમારો ધર્મ જતો રહે કે ?

**પ્રશ્નકર્તા :** હા, જતો રહે.

**દાદાશ્રી :** રોજ ભગવાની પૂજા કર કર કરીએ તોય જરાક કોઈએ અપમાન કર્યું તો તે જતો રહે કે ?

**પ્રશ્નકર્તા :** અરે, સેવા-પૂજા કે માળા કરતા હોઈએ, તોય કોઈ અપમાન કરે તો તે ઘડીએ ધર્મ જતો રહે છે, સાહેબ !

**દાદાશ્રી :** ધર્મ તેનું નામ કહેવાય કે ધર્મ થઈને પરિણમે. ધર્મ થઈને પરિણમે એ કોનું નામ કહેવાય કે પેલો ગાળ ભાંડે તે ઘડીએ ધર્મ આપણને મદદ કરે. આ તો ખાલી દોડધામ, દોડધામ કરે છે. કેટલાંય મંદિરો ને દેરાસરોનાં પગથિયાં ઘસી નાખ્યાં, આરસના પથરાયે ઘસાઈ જવા માંડ્યા, પણ કશું કલ્યાણ થતું નથી. ધર્મ હાજર ના રહે એ ધર્મ જ ના કહેવાય. મેં પાંચ વખત તમારા ધક્કા ખાધા હોય તો તમે મારા ખરા ટાઈમે આવીને ઊભા રહો, અને આ તો ધર્મનું રોજ કરીએ પણ તે ખરે ટાઈમે ઊભો જ ના રહે, સડસડાટ આવતાં પહેલાં નાસી જાય, તેને ધર્મ કેમ કહેવાય? રોજ ચોપડીઓ વાંચ વાંચ કરે છે, તે એટલી બધી વાંચી કે મગજ આખું ચોપડી સ્વરૂપ થઈ ગયું ! મગજ જ ચોપડી થઈ ગયું !! ભગવાને શું કહ્યું હતું કે આત્મા જાણ. તેને બદલે આ ચોપડી જ જાણ જાણ કરી. એને શું કરવાનું ? આટઆટલું આખી જિંદગી કર્યું, પણ આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થયા કરે છે ! શું કરશો હવે ? બહુ છેતરાયા છો. આખી જિંદગી ક્રોધ-માન-માયા-લોભે લૂંટી લીધા ને કશું રહેવા દીધું નહીં. હવે ભીડ પડે ત્યારે શું કરશો ?

અનંત અવતારથી ધર્મ કરે પણ ધર્મ પરિણામ પામતો નથી અને

અધર્મ વધતો ગયો. સહેજ કોઇ સળી કરે કે, 'ચંદુલાલમાં અક્કલ નથી.' તો તે પહેલાં આમ ભડકો જ થઇ જાય. સામાયિક કરતાં કે માળા ફેરવતાંય કોઇ સળી કરે તોય ભડકો થઇ જાય. થઇ જાય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** થઇ જાય.

**દાદાશ્રી :** આવું કેમ થઇ ગયું હશે શેઠ ? સમતા રહે નહીં ને ? બાકી, ઉપાધિમાં સમતા રહે ત્યારે જાણવું કે મોક્ષનાં વાજાં વાગ્યાં.

**પ્રશ્નકર્તા :** એ સમતા કેવી રીતે રહે ?

**દાદાશ્રી :** કેમ કેવી રીતે રહે ? જુઓ, આ ભાઇને સમતા રહે છે કે નથી રહેતી ? એમને પૂછો તો ખરા ? ઉપાધિમાં સમતા રહેવી જ જોઇએ, નહીં તો ધર્મ જ કેમ કહેવાય ? અત્યાર સુધી કર્યું એ ખરો ધર્મ જ ના કહેવાય. ધર્મ તો તેનું નામ કે અપમાન કરે, ગજવું કપાય તોય હાજર રહે. આ તો તમને ધર્મ મદદ નથી કરતો ને ?

**પ્રશ્નકર્તા :** નથી કરતો.

**દાદાશ્રી :** માટે તમે ધર્મને 'સીન્સિયર' રહ્યા નથી. આ કળિયુગમાં ધર્મને કોઇ 'સીન્સિયર' રહેતો નથી. ભઇને 'સીન્સિયર' રહેતો નથી ને બઇનેય 'સીન્સિયર' રહેતો નથી, તો પછી ધર્મને 'સીન્સિયર' શી રીતે રહે ? લોકો ભગવાનનાં દર્શન રોજ ચાંદીની દાબડી લઇને કરવા જાય છે. ત્યારે મેં ભગવાનને કહ્યું કે, 'ભગવાન ! આટલા બધા રોજ દર્શન કરે છે છતાં તમે તેમના પર રાજી કેમ નથી થતા ?' ત્યારે ભગવાને કહ્યું કે, 'આ લોકો રોજ આવીને દર્શન તો કરે છે, પણ પાછા તે ઘડીએ એમના જોડાનેય યાદ કર્યા કરે છે કે કોઇ લઇ જશે, લઇ જશે, અરે દુકાને હઉ જોડે યાદ કર્યા કરે ! હવે બોલો, આમાં મારો શો દોષ છે ? હું એમના પર શી રીતે રાજી થઉં ?' ત્યારે લોક મને પૂછે છે કે, 'તો અમારે દર્શન કઇ રીતે કરવાં ?' ત્યારે હું તેમને સમજ પાડું છું કે, 'દર્શન કરતી વખતે તમારે જોડાને એમ કહેવું કે 'દાદા ભગવાન'ની આજ્ઞાથી તને કહું છું કે તું વહેલી તકે જજે અને ના જવું હોય તો રહેજે એમ કરીને દર્શન કરવાં. દર્શન કરીને આવીએ

ને જોઈએ કે જોડા ગયા તો જાણવું કે જોડો નાતરે ગયો, ને રહે તો પહેરી લેવા. બેઉ બગાડવું નહીં. પચાસ-સો રૂપિયા હારુ શું ભગવાન જોડે બગાડ કરવો ?

**પ્રશ્નકર્તા :** પણ આ તો દરરોજનું છે ને ?

**દાદાશ્રી :** દરરોજ ના જાય. આ તો એને ભડક છે.

**પ્રશ્નકર્તા :** જાય એવું છે !

**દાદાશ્રી :** બહુ વિચાર કરે ને, તેના જ જાય છે. મારા જેવા વિચાર નથી કરતા તેના જોડા એમ ને એમ પડી રહેલા હોય છે ! જાય જ નહીં, કાયદો છે, ધર્મ રક્ષણ કરે.

**પ્રશ્નકર્તા :** શ્રદ્ધા રાખે તો ધર્મ રક્ષણ કરે ?

**દાદાશ્રી :** શ્રદ્ધા શી રીતે રહે ? જ્યાં દાનત જ ખોટી ત્યાં આગળ શ્રદ્ધા શી રીતે રહે ? દાનત ચોખ્ખી જોઈએ ક્ષત્રિયોની જેમ. ભગવાન ક્ષત્રિય હતા ને ? ચોખ્ખી દાનતવાળા તો જોડાને કહે કે, 'તારે જવું હોય તો જજે, હું તો ભગવાનનાં દર્શન કરવા જઉં છું' અને તમારે તો આ જોઈએ ને તેય જોઈએ !

## જન્મ પહેલાં ને મૂઆ પછી...

''જન્મ પહેલાં ચાલતો ને મૂઆ પછી ચાલશે
અટકે ના કોઈ દી' વ્યવહાર રે,
સાપેક્ષ સંસાર રે.......'' - નવનીત

શું કરવાનું બાકી રહ્યું છે તમારે હવે ? જન્મ પહેલાંય ચાલતો હતો ને મૂઆ પછીય ચાલશે. આ તો વગર કામના રોકાઈ ગયા છો કે મારે ચલાવવાનો છે ! એવું છેને, કે આ ચાલ્યા કરે છે ને ચાલ્યા કરશે. તમ તમારે ખાઓ-પીઓ ને સૂઈ જાવ. આરામથી જરા જૂહુ ફરી આવો. આમ હાય, હાય શું કર્યા કરો છો ? આ તો આખો દહાડો કામ, કામ, હાય, હાય, કર્યા કરે; જાણે લાકડામાં કોઈ દહાડો જવાનું ના હોય એમ માનીને

કર્યા કરે ! હા, પાંચસો, હજાર વર્ષ સુધી લાકડાંમાં ના જવાનું હોય તો તો આપણે જાણીએ કે 'હાય, હાય, છો કરે. હજુ બિચારાને હજાર વર્ષો કાઢવાનાં છે!' આ તો ઠામઠેકાણું નથી કે ક્યારે લાકડામાં જવાનું છે, ક્યારે 'ફેઈલ' થઈ જાય તે કહેવાય નહીં ! આમ સ્કૂલમાં બધામાં પાસ થયેલા, પણ આમાં ફેઈલ થઈ જાય !

## સાચા ધર્મની સમજ !

રોજ રોજ ધર્મ કરે, પણ આખો દહાડો હાયવોય, હાયવોય કર્યા કરે ! ભગવાને કહ્યું કે ધર્મ તેનું નામ કે ધર્મ થઈને પરિણામ પામે. આટલું જ જો ભક્તો બધા સમજતા હોય તો તરત વિચારમાં પડી જાય કે બળ્યું, ધર્મ થઈને પરિણામ તો પામતો નથી. સો મણ સાબુ ઘાલીએ, પણ લૂગડું એવું ને એવું રહે. ત્યારે બળ્યું એ સાબુ ખોટો કે ઘાલનારો ખોટો કે લૂગડું ખોટું ? એટલું ને એટલું આર્તધ્યાન અને રૌદ્રધ્યાન થયા કરે તો ના સમજીએ કે કંઈક ભૂલ રહી જાય છે ?

આર્તધ્યાન ને રૌદ્રધ્યાનની સમજ પડે છે ને તમને ?

**પ્રશ્નકર્તા :** ના, નથી સમજાતું, જરા સમજાવો.

**દાદાશ્રી :** રાત્રે અગિયાર વાગે પાંચ જણ તમારે ઘેર મહેમાન થઈ ને આવે ત્યારે મહીં કંઈ અસર થાય કે ?

**પ્રશ્નકર્તા :** એ તો આવનાર ઉપર આધાર રાખે છે. ગમતા મહેમાન હોય તો કશું ના થાય ને અણગમતા મહેમાન આવે તો મનમાં થાય કે આ અત્યારે ક્યાંથી આવ્યા ?

**દાદાશ્રી :** તે ગમતા મહેમાનને જોઈને આનંદ થાય તેય આર્તધ્યાન છે ને નાગમતા મહેમાન ને જોઈને મહીં 'આ કંઈથી આવ્યા' એવું થાય તેય આર્તધ્યાન કહેવાય. મહેમાન આવે એટલે મહીં કંટાળો આવે, પણ મોઢે તો કહે કે, 'આવો, આવો.' કારણ કે આબરૂ જાય ને ! આ આબરૂદાર આવતો ભવ બગાડીને આબરૂ રાખવા ગયો ! તેના કરતાં મોઢે કહી દેને કે ક્યાંથી આવ્યા ? જેથી આવતો ને જતો બેઉ ના બગડે. આ તો મોઢે

'આવો, આવો' કરે ને પાછા ધીરે રહીને ઘરવાળીને પૂછે કે, 'તમને શું કહેતા હતા કે ક્યારે જશે ? પોટલાં તો મોટાં મોટાં લાવ્યા છે !' ત્યારે બઈ કહે કે, 'હું શું જાણું ? ભાઈબંધ તો તમારા છે. મારે શું લેવાદેવા?' અહીં આગળ બઈ સંઘરે નહીં ભઈને. અલ્યા, હજુ હમણા તો આવ્યા ને 'ક્યારે જશે, ક્યારે જશે' શું કરે છે ? થોડા દહાડા, દશ-પંદર દહાડા રહેવા તો દે ! આ દુઃખ ક્યારે મટે ? ધર્મ શી રીતે પરિણામ પામે ? ધર્મ તો અગિયાર જણ આવે તોય ધીમે રહીને કહેશે, 'આવો પધારો.' બીજી કશી ભાંજગડ નહીં. મન પણ બગાડે નહીં. મન બગડેલું તો મહેમાન મોઢા પરથી જ ઓળખી જાય. આ આર્તધ્યાન કહેવાય. આર્તધ્યાનનું ફળ તિર્યંચગતિ છે.

રૌદ્રધ્યાન એટલે શું ? અપમાન કરે તો પહેલાં લાલ પીળો થઈ જાય. 'ચંદુલાલમાં અક્કલ નથી' એમ કોઈએ કહ્યું કે તરત આ અક્કલનો કોથળો ઊભો થઈ જાય ! તે રૌદ્રધ્યાન કહેવાય. મહીં ગુસ્સો થાય તે રૌદ્રધ્યાન કહેવાય. રૌદ્રધ્યાનનું ફળ નર્કગતિ છે. બોલો, ભગવાને ન્યાયથી કહ્યું છે કે અન્યાયથી ? ભગવાન અન્યાયી બોલ્યા નહીં હોય ને ? વીતરાગ ભગવાન કોઈ દહાડોય અન્યાય કરે જ નહીં ને !

હવે આ અપમાન કે નુકસાન સહન કેમ થતું નથી ? ત્યારે કહે કે, 'ધર્મ જાણ્યો નથી, ધર્મ સુણ્યો નથી, ધર્મ શ્રધ્યો નથી.' ધર્મ સાંભળ્યોય નથી હજી. ધર્મ સાંભળ્યો હોય ને શ્રદ્ધા બેઠી હોય તો ધર્મ તે ઘડીએ મદદ કરે. આ તો ધર્મ ઊભો જ રહેતો નથી ને ? તમને એકલાને આવું છે એવું નથી. સાચો ધર્મ તો એનું નામ કહેવાય કે સર્વ દુઃખોથી મુક્ત કરે. દુઃખો વધારે એને ધર્મ કહેવાય જ કેમ ?

## મોક્ષનો માર્ગ તો...

મોક્ષનો માર્ગ એક જ છે, બે માર્ગ મોક્ષના નથી. જ્યારે જુઓ ત્યારે મોક્ષનો એક જ માર્ગ હોય. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ - આ ચાર પાયા મોક્ષના છે. તે જ્યારે જુઓ ત્યારે એના એ જ હોય. પછી રસ્તા એના માટે જુદા જુદા હોય. કોઈ ક્રમિકમાર્ગ હોય, જેમાં જપ-તપ કરીને આગળ જવાનું, દાદરા ચઢી ચઢીને જવાનું. ને એક માર્ગ અક્રમ માર્ગ છે,

જેમાં દાદરા ચઢી ચઢીને જવાનું નહીં, 'લિફ્ટ'માં જવાનું. જે અનુકૂળ હોય તે માર્ગે જવું. તમારે 'લિફ્ટ'માં જવું છે કે દાદરો ચઢીને જવું છે?

**પ્રશ્નકર્તા :** એ તો 'લિફ્ટ'માં જ જવું સહેલું ને સરળ પડે ને ?

**દાદાશ્રી :** તો અમારી પાસે આવજો, એક કલાકમાં જ તમને રોકડું આપી દઈશું. પછી ચિંતા ના થાય, ઉપાધિ ના થાય ને સમાધિ રહે ! ત્યારે આપણે જાણવું કે મોક્ષે જવાની તૈયારી થઈ. છોડીઓ પૈણાવો, છોકરા પૈણાવો, કશો વાંધો નહીં આવે. ખાલી અમારી આજ્ઞામાં રહેવાનું. રહેવાશે ને આજ્ઞામાં ?

**પ્રશ્નકર્તા :** કેમ નહીં ? મારે તો આની જ જરૂર છે. પેલું તો ક્ષણિક સુખ છે.

**દાદાશ્રી :** અનંત અવતારથી આ ક્ષણિક સુખમાં જ રચ્યા છો. કરોડો અવતારથી આવા જ હતા ને આજેય આવા જ છો, ઊલટું વધારે બગડ્યા છો. જ્યાં સુધી આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થાય છે ત્યાં સુધી ભગવાનના સાચા ભક્ત ના કહેવાય. આમ ડાહ્યાડમરા લાગે, પણ સળી કરે તો ફેણ માંડે ! તે સાચા ભક્ત ના કહેવાય. ભગવાનની મૂર્તિનાં દર્શન કર્યાં, પણ મહીં બેઠેલા ભગવાનને ઓળખ્યા નહીં. અનંત અવતારથી મૂર્તિને જ નમસ્કાર કર્યા છે ને? ભગવાનને ઓળખ્યા નહીં ને ? લોક ઉપલક-ઉપલક ભગવાનનાં દર્શન કરે છે અને જમતી વખતે ચાવી ચાવીને જુએ છે કે મહીં જાયફળ છે, ઈલાયચી છે ! આ તો ઊલટું બગડતું ચાલ્યું છે. હવે મોક્ષે ક્યારે જશો, શેઠ ?

**પ્રશ્નકર્તા :** હવે એનો ઉપાય આપ બતાવો કે શું છે ?

**દાદાશ્રી :** ઉપાયમાં તો 'જ્ઞાની પુરુષ' પાસે માગી લેવાનું કે 'સાહેબ મારી મુક્તિ કરો.' તમે તો કંઈ બોલતા જ નથી ને ? તમને મુક્તિની ઈચ્છા જ નથી ને ! માગણી તો કરવી પડે ને ? આપણે ઝવેરીની દુકાને ગયા હોઈએ ને ખાલી જોયા કરીએ ને બોલીએ નહીં ત્યાં સુધી વેપારીને શી રીતે ખબર પડે કે તમારે શું જોઈએ છે ? માટે મોક્ષ, દિવ્યચક્ષુ જે જે જોઈએ એ બધાનું ટેન્ડર ભરી લાવજો. અમે એક કલાકમાં જ બધું આપી દઈશું.

## સ્વભાવભાવ તે સ્વધર્મ !

**પ્રશ્નકર્તા :** ધર્મ કોને કહેવો ? એ જ સમજવું હતું.

**દાદાશ્રી :** જે આપણને ધરી રાખે, પડવા ના દે એનું નામ ધર્મ કહેવાય. અત્યારે તો તમે પડી રહ્યા છો, તેની તમને ખબરેય નથી. આ કળિયુગના મનુષ્યો બધા 'સ્લીપ' થઇ રહ્યા છે, ધીમે ધીમે અધોગતિમાં જાય છે.

ધર્મ વસ્તુનો એક જ અર્થ નથી. ધર્મ કેટલી જાતના છે ? એક 'ડિગ્રી'થી માંડીને ત્રણસો સાઠ 'ડીગ્રી' સુધીના ધર્મો છે. દરેક માણસના જુદા જુદા 'વ્યુઝ'ના જુદા જુદા ધર્મો છે, તેથી મતભેદો છે. આપણા દેશમાં જે ધર્મ ચાલે છે તે ધર્મ શું છે ? કે ખોટાં કર્મો છોડાવડાવે છે અને સારાં કર્મો કરાવડાવે છે.

**પ્રશ્નકર્તા :** એટલે એને જ ધર્મ કહેવાય ?

**દાદાશ્રી :** ના. એને સાચો ધર્મ કહેવાય નહીં. આ સોનાનો ધર્મ શું ? એને કાટ ચઢે ખરો ? એટલે પોતાના સ્વભાવમાં રહે તો ધર્મ કહેવાય. એટલે તમે આત્મા છો, તે આત્મસ્વરૂપમાં રહો તો જ ધર્મ કહેવાય. આ તો દેહાધ્યાસ છે. ખોટાં કર્મ છોડાવડાવે ને સારાં કર્મ કરાવડાવે. એ બધી જ ભ્રાંતિ છે. સારા કર્મેય ભ્રાંતિ છે ને ખોટા કર્મેય ભ્રાંતિ છે, પણ તેથી કરીને સારાં કર્મો છોડી દેવાનું હું નથી કહેતો. ખોટામાંથી સારામાં જાય છે. એ સારી વાત છે, પણ તોય ભ્રાંતિ જતી નથી. ભ્રાંતિ ગયા પછી સાચા ધર્મની શરૂઆત થાય છે.

વસ્તુ સ્વભાવમાં પરિણમે એનું નામ ધર્મ ! એટલે તમે આત્મા છો. પોતાનો શું સ્વભાવ છે? તો કે' નિરંતર પરમાનંદ. પરમાનંદમાં રહ્યો એટલે બહારની વસ્તુ તમને અસર કરે નહીં. એનું નામ ધર્મ અને તે મોક્ષે પહોંચાડે-મુક્તિ આપે.

❖ ❖ ❖ ❖ ❖

# (૧૫)
# વર્તનામાં ધર્મ !

## ધર્મ અને આચરણ !

**પ્રશ્નકર્તા :** ધર્મનું આચરણ થતું નથી, દાદા.

**દાદાશ્રી :** ભગવાનને આચરણની કિંમત નથી, હેતુની કિંમત છે. આચરણને ભગવાને 'નો કર્મ' કહ્યાં છે, એ નહીં જેવાં કર્મ છે. હેતુ સહિત આચાર હોય તેની તો વાત જ જુદી ! ધર્મ તો એક જ પૈસો આપ્યો હોય, પણ સાચા દિલથી આપ્યો હોય તે કહેવાય. જે વસ્તુ આપણને સ્થિરતા કરાવે તે ધર્મ ! 'જ્ઞાની પુરુષ' સ્થિરતાવાળા હોય એટલે જે કોઈ એમને દોરી બાંધી જાય તેનું નાવડું સ્થિર રહે.

## મનુષ્યપણાની સાર્થકતા !

**પ્રશ્નકર્તા :** આ મનુષ્ય અવતાર એળે ના જાય એના માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** 'આ મનુષ્ય અવતાર એળે ના જાય' એનું જ આખો દહાડો ચિંતવન કરે તો તે સફળ થાય. આ મનુષ્ય અવતારની ચિંતા કરવાની ત્યારે લોકો લક્ષ્મીની ચિંતા કરે છે ! કોશિશ કરવાનું તમારા હાથમાં નથી, પણ ભાવ કરવાનું તમારા હાથમાં છે. કોશિશ કરવાનું બીજાની સત્તામાં છે. ભાવનું ફળ આવે. ખરી રીતે તો ભાવેય પરસત્તામાં છે, પણ ભાવ કરો તો તેનું ફળ આવે છે.

## ક્લેશ, ત્યાં ધર્મ નહીં !

ક્લેશ એટલે ભયંકર સંસારરોગ. જેનાથી ક્લેશ ઉત્પન્ન ના થાય

એને ધર્મ કહેવાય. સંસારમાં ખાય, પીએ તેનો વાંધો નથી, પણ જે ક્લેશ ઉત્પન્ન થાય છે એ ના હોવો જોઇએ. ભગવાન શું કહે છે કે મોક્ષ ના મળે તેનો વાંધો નથી, પણ ક્લેશ ના થાય તો સંસારમાં રહેવું સારું. ક્લેશ તો ભયંકર રોગ કહેવાય, ટી.બી. કરતાંય ખરાબ રોગ કહેવાય. ક્લેશ ના ગયો તો તું ધર્મ જ નથી જાણતો એમ ભગવાને કહેલું. ક્લેશ થાય તો જનાવરની ગતિ આવે. માટે બે વાતો શીખી લેવાની છે. ક્લેશ ના થતો હોય તો સંસારમાં રહેવું, નહીં તો મોક્ષનો માર્ગ ખોળવો. જ્યાં જરાક પણ ક્લેશ છે ત્યાં ધર્મ નથી અને જ્યાં ધર્મ છે ત્યાં ક્લેશ નથી. ક્લેશ એટલે તો માનસિક રોગ કહેવાય, એને લીધે તો આવતો ભવ બગડે. દેહને રોગ થાય તો આવતો ભવ ના બગડે એને માટે તો દવા કરીએ છીએ. તો પછી ક્લેશના રોગની દવાની તપાસ ના કરવી જોઇએ ? એની તો તરત તપાસ કરવી જોઇએ. કે ક્યા કારણથી ક્લેશ થયો છે !

## અક્રમ વિજ્ઞાન : નવો જ અભિગમ !

આખો સંસાર ગેરસમજનું કારણ છે. હું લોકોને કહું કે 'દયા રાખો, શાંતિ રાખો, સત્ય બોલો.' તો લોક મને કહેશે કે 'તમે જ દયા રાખો, અમારાથી નથી થતું.' હજારો વર્ષોથી શાસ્ત્રોયે એજ ગા ગા કરે છે કે 'સાચું બોલો, દયા રાખો, શાંતિ રાખો, ક્રોધ ના કરો' ત્યારે લોક કહે છે કે, 'અમારે લાખ સાચું બોલવું છે, પણ સાચું બોલાતું નથી. લાખ ક્રોધ કરવો નથી, પણ થઇ જાય છે. માટે તમારાં શાસ્ત્રો કામનાં નથી.' એમ કરીને લોકોએ પુરાણો-શાસ્ત્રોને અભેરાઇ ઉપર ચઢાવી દીધાં છે. અમે જગતને નવું જ 'સાયન્સ' આપવા માગીએ છીએ. દયા રાખવી, શાંતિ રાખવી, સત્ય બોલવું એ બધી 'ઇફેક્ટ્સ' છે. લોકોની પાસે 'ઇફેક્ટ્સ'નું જ્ઞાન છે. કોઇની પાસે 'કોઝિઝ'નું જ્ઞાન જ નથી, એ અજ્ઞાન છે. અમે 'કોઝિઝ'નો ફોડ આપવા માંગીએ છીએ. 'ઓપન ટુ સ્કાય' કરે તેનું નામ જ્ઞાન. જ્ઞાન તો ક્રિયાકારી હોવું જોઇએ. અનુભવજન્ય જ્ઞાન હોય તો જ ક્રિયાકારી થાય. બાકી પુસ્તકોના જ્ઞાનથી તો રઝળ્યા જ છે. 'રિલેટિવ' ધર્મ કેવો હોવો જોઇએ કે જે પરિણામ લાવે.

બધા ધર્મોનો કુદરતી રીતે ફેરફાર થવાનો છે, અને આ 'અક્રમમાર્ગ'

તો એવો સરળ રસ્તો કાઢશે કે ધર્મ બધાને એકદમ સહેલો લાગે અને તરત તેનું ફળ મળે. ધર્મ કોનું નામ કહેવાય ? જે પરિણામ પામે તે ધર્મ, જેમ આપણે દૂધપાક ખાઈએ ત્યાર પછી આપણી ભૂખ શમે એમ જે 'સ્વરૂપ જ્ઞાન' આપીએ છીએ, તેનાથી કોઈ કાળે કોઈ અવતારમાં ના થઈ હોય તેવી અંતરશાતા થાય છે. બાહ્ય અશાતા ભલે હોય, પણ અંતરશાતા નિરંતર રહે. જગતમાં બાહ્ય શાતા હોય, પણ અંતરશાતા કોઈનેય ના હોય.

આપણું 'સાયન્સ' શું કહે છે કે તું ચોરી કરે કે તારાથી જૂઠું બોલાય તેનો અમને વાંધો નથી, પણ તેનું તું 'આ રીતે' પ્રતિક્રમણ કરજે. અમે ચોરને એમ ના કહીએ કે તું ચોરી ના કર. અમે તેને કહીએ કે તું ચોરી કરે છે તેનું આ ફળ છે માટે સમજી લેજે. આ ચોરી કરે છે, જૂઠું બોલે છે, ક્રોધ કરે છે, બધું ફરિજયાત કરે છે. એમાં એને વઢીએ કે આમ કેમ કરે છે તો તે વધારે કરશે, અને મનમાં પાછો ચોર નક્કી કરે કે 'ચોરી તો કરીશ જ. તું કોણ વઢનારો મને ?' માટે પ્રેમથી સમજાવો, પ્રેમથી બધા જ રોગ જાય. શુદ્ધ પ્રેમ 'જ્ઞાની પુરુષ' પાસેથી કે એમના 'ફોલોઅર્સ' પાસેથી મળે.

ક્રોધ સામે ક્ષમા, કપટ સામે ઋજુતા, માન સામે માર્દવતા જોઈશે. ક્રોધ થાય તો થવા દેજે. માન, લોભ, થાય તો થવા દેજે પણ તેનું પ્રતિક્રમણ કરીને ફેરવી નાખજે. તેનાથી ઊંચામાં ઊંચું ધર્મધ્યાન થાય. કુચારિત્રના વિચાર આવે તો તેનો વાંધો નથી, તેનાથી ગભરાઈશ નહીં. પણ તેનું પ્રતિક્રમણ કરજે. આ લિફ્ટ માર્ગ છે. એનાથી સપાટાબંધ આગળ વધાય. ધર્મધ્યાનમાં આવે ત્યારથી વ્યવહાર સમકિતના ઓળા દેખાય. કુચારિત્રનો વિચાર આવે તો આપણે કહીએ, 'આવો. ચા પીવો, તમે આવ્યા, હવે 'જ્ઞાની પુરુષ' બતાવે એવું હું કરીશ.' આ ચોથા પાયાનું ધર્મધ્યાન કહેવાય.

## આજ્ઞા એ જ ધર્મ !

એટલે કયો ધર્મ કરવાનો ? 'જ્ઞાની પુરુષ'ની આજ્ઞા પાળવી તે અને ધર્મ શું ? ત્યારે કહે, પોતાના સ્વરૂપમાં રમણતા કરવી તે. લૌકિક ધર્મ એટલે ભગવાનની આજ્ઞામાં રહેવું તે.

'જ્ઞાની પુરુષ'ને રાજી રાખવા તેનાથી ઉત્તમ કોઇ બીજો ધર્મ દુનિયામાં નથી, અને અમારો રાજીપો ઉત્પન્ન કરવો તમારા જ હાથમાં છે. તમે જેમ જેમ અમારી આજ્ઞામાં રહી ઊંચા આવતા જશો તેમ તેમ તમારી ઉપર અમારો રાજીપો વધશે. ભગવાને કહેલું કે 'જ્ઞાની'ને રાજી કરવામાં તેમની સર્વ ઇચ્છાઓની પ્રશંસા કરવાનું શીખશો તોય મોક્ષ છે! અમારી એક જ આજ્ઞા પાળે તો એ આજ્ઞા જ એને ઠેઠ મોક્ષે પહોંચાડી દે તેવું છે.

## જ્ઞાન પ્રમાણે પ્રવર્તન !

એક દરજીને એવું જ્ઞાન ફીટ થઇ ગયેલું કે ઉંદરડા પાંજરામાં પકડીને છોડવાથી કાગડાને ખાવાનું મળે, બીજાને ફાયદો થાય છે. હવે એ જ્ઞાનને લીધે એને ભાગે ઉંદરડા મારવાનું આવે. અમે એનું એ જ્ઞાન ફેરવી આપ્યું તે શ્રદ્ધાએ કરીને એને ફીટ થયું કે ઉંદરડા મારવા નુકસાનકર્તા છે, તે પછી એવું જ્ઞાન ક્રિયામાં આવતું જાય. શ્રદ્ધા જ્ઞાને કરીને ફરવી જોઇએ, સમજપૂર્વક ફરવી જોઇએ, ચારિત્રને આપણે પછી જોવાનું નથી. એ તો એની પાછળની 'ઇફેક્ટ' હોય ત્યાં સુધી ચારિત્ર ના ફરે. હવે એ જ્યારે ઉંદર મારવા જશે ત્યારે એને થશે કે ના મરાય. તેમ છતાં પાછળની 'ઇફેક્ટ'નાં આધારે મારી નાખે, તોય તેને મહીં થયા કરે કે આ ખોટું થાય છે. છતાંય આ જ્ઞાન શુભાશુભનું છે. શુદ્ધ જ્ઞાનમાં તો આવું કશું જ હોતું નથી. ક્રિયામાં આવે કે ના આવે પણ જ્ઞાન ચળવું ના જોઇએ. જ્ઞાન શ્રદ્ધાએ કરીને 'એક્ઝેક્ટલી' રહેવું જોઇએ. સાચું જ્ઞાન જ જાણવાની જરૂર છે, પછી એ જ્ઞાન ઉપરની શ્રદ્ધા ક્યારેય પણ ચલવિચલ ના થવી જોઇએ. ક્રિયાઓ પછી જે થાય તે જોવામાં આવતી નથી.

**પ્રશ્નકર્તા :** વચનબળથી 'એક્ઝેક્ટલી' રહે ને ?

**દાદાશ્રી :** વચનબળથી ક્રિયામાં ફેરફાર થાય. વચનબળથી ખોટું કરતો અટકી જાય.

## સવળામાં શક્તિ માગવી પડે !

જે અજ્ઞાન ઉપર શ્રદ્ધા બેઠી હોય તો એ ક્રિયા બહુ વાર ચાલે ને

થોડી શ્રદ્ધા હોય તો તે ક્રિયા સપાટાબંધ ઊડી જાય. સહેજ અજ્ઞાન હોય તો તે વહેલું ઊડી જાય. અજ્ઞાનનું જ્ઞાન જાણવામાં એને પુદ્ગલ શક્તિઓ વપરાય છે, ને જ્ઞાનનું જ્ઞાન જાણવામાં પ્રાર્થના કરવી પડે છે કે મને આ શક્તિઓ આપો. અજ્ઞાનનું જ્ઞાન જાણવામાં તો પુદ્ગલ શક્તિઓ એમ ને એમ મળ્યા જ કરે છે; જ્યારે જ્ઞાન માટે એવી શક્તિઓ મળતી નથી. અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય એમાં પુદ્ગલની શક્તિઓ સહેજે મળ્યા જ કરે છે; જ્યારે એનાથી વિરુદ્ધ સત્ય, બ્રહ્મચર્ય માટે શક્તિઓ માગવી પડે. એ જ્ઞાન-દર્શનથી જાણી, શ્રદ્ધાથી શક્તિઓ માગવાથી શક્તિઓ મળે છે. નીચે ઉતારી પાડનારું અજ્ઞાન છે, અને તેમાં પુદ્ગલ શક્તિઓ આવ્યા જ કરે છે. જ્યારે ઊંચે ચઢાવનારું જ્ઞાન છે, તે પુદ્ગલ વિરોધી હોવાથી શક્તિઓ માગવી પડે તો જ ઊંચે ચઢાય.

## પ્રાર્થનાથી શક્તિઓ પ્રાપ્ત !

**પ્રશ્નકર્તા :** ઊંચે ચઢવા માટે આ શક્તિઓ કઈ રીતે માગવી ને કોની પાસે માગવી ?

**દાદાશ્રી :** પોતાના શુદ્ધાત્મા પાસે, 'જ્ઞાની પુરુષ' પાસે શક્તિઓ મંગાય અને જેને સ્વરૂપનું જ્ઞાન ના હોય તે પોતાના ગુરુ, મૂર્તિ, પ્રભુ જેને માનતો હોય તેની પાસે શક્તિઓ માગે. જે જે પોતાનામાં ખોટું દેખાય તેનું 'લિસ્ટ' કરવું જોઈએ ને તે માટે શક્તિઓ માગવી. શ્રદ્ધાથી, જ્ઞાનથી જે ખોટું છે તેને નક્કી કરી નાખો કે આ ખોટું જ છે. તેનાં પ્રતિક્રમણ કરો, 'જ્ઞાની' પાસે શક્તિઓ માંગો કે આવું ના હોવું ઘટે તો તે જાય. મોટી ગાંઠો હોય તે સામાયિકથી ઓગાળાય ને બીજા નાના નાના દોષો તો પ્રાર્થનાથી જ ઊડી જાય. વગર પ્રાર્થનાથી ઊભું થયેલું પ્રાર્થનાથી ઊડી જાય. આ બધું અજ્ઞાનથી ઊભું થઈ ગયું છે. પૌદ્ગલિક શક્તિઓ પ્રાર્થનાથી ઊડી જાય. લપસી પડવું સહેલું છે ને ચઢવું અઘરું છે. કારણ કે લપસવામાં પૌદ્ગલિક શક્તિઓ હોય છે.

**પ્રશ્નકર્તા :** પ્રાર્થના એટલે શું ?

**દાદાશ્રી :** પ્ર + અર્થના = પ્રાર્થના. પ્ર એટલે વિશેષ અર્થની

માગણી કરવી તે. ભગવાન પાસે વધારાના અર્થની માગણી કરવી તે.

**પ્રશ્નકર્તા :** જગતમાં પ્રાર્થના કરે છે તેનું ફળ તો આવે ને?

**દાદાશ્રી :** પ્રાર્થના સાચી હોવી જોઈએ, એવો કો'ક જ હોય.

**પ્રશ્નકર્તા :** સોમાં એક હોય ને ?

**દાદાશ્રી :** હોય, કોઈ હૃદયશુદ્ધિવાળો હોય તેની પ્રાર્થના સાચી હોય ! પણ પ્રાર્થના કરતી વખતે ચિત્ત બીજે હોય તો તે સાચી પ્રાર્થના ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** પ્રાર્થના કરીએ તે કોને માટે ને કેવી રીતે કરીએ ?

**દાદાશ્રી :** પ્રાર્થના એટલે પોતે પોતાની શોધખોળ કરે છે. ભગવાન પોતાની મહીં જ બેઠા છે, પણ તેમનું ઓળખાણ નથી તેથી મંદિરમાં કે દેરાસરમાં જઈને દર્શન કરે છે તે પરોક્ષ દર્શન છે.

## પ્રાર્થના : સત્યનો આગ્રહ !

**પ્રશ્નકર્તા :** એક છે તે કેવળ સત્યને રસ્તે ચાલે છે અને બીજો છે તે પ્રાર્થના કરે છે, તો બેમાંથી કોણ સાચો ? બેમાંથી કોને ભગવાન વહેલા મળે ?

**દાદાશ્રી :** પ્રાર્થના કરે તેને.

**પ્રશ્નકર્તા :** 'સત્ય એ જ ઈશ્વર છે' એવું કહેવાય છે ને ?

**દાદાશ્રી :** આ સત્ય ઈશ્વર નથી. આ સત્ય તો ફેરફાર થાય એવું છે. આ તમે માનો છો કે 'હું ચંદુભાઈ છું' તેય ખોટું જ છે ને ? આ સત્ય વિનાશી છે, એ ખરું સત્ નથી. ખરું સત્ તો જે અવિનાશી છે, તે જ સત્ છે, તે જ સત્-ચિત્ત આનંદ સ્વરૂપે છે.

આ જગતનું સત્ય કેવું છે ? તમે એમ કહો કે, 'આ માણસને મેં પૈસા આપ્યા છે તે લુચ્ચો છે, આપતો નથી.' ત્યારે બીજો માણસ તમને કહેશે કે, 'કચકચ શું કરવા કરે છે ? ઘેર જઈને ખઈને, છાનોમાનો સૂઈ

જાને નિરાંતે, કકળાટ શું કરવા કરો છો ?' તમે એને કહો કે, 'કકળાટ કરવો જોઈએ. મારું સત્ય છે.' તો તમે મોટામાં મોટા ગુનેગાર છો. સત્ય કેવું હોવું જોઈએ ? સાધારણ હોવું જોઈએ. સત્યમાં પ્રમાણિકપણું હોવું જોઈએ. એમાં કોઈને દગોફટકો ના થાય, લુચ્ચાઈ ના થાય. ચોરી ના થાય. નૈતિકતા એટલું જ જોઈએ, બીજા કશાની જરૂર નથી. આ સત્યના પૂંછડા થઈને બેઠેલા ને છેવટે દરિયામાં પડેલા !

સત્યનો આગ્રહ કરવો એ પોઈઝન છે અને અસત્યનો આગ્રહ કરવો તેય પોઈઝન છે.

**પ્રશ્નકર્તા :** જેમ સત્યનો આપ ભાગ પાડો છો તેમ પ્રાર્થનામાં પણ ભાગ પડેને ? દંભી પ્રાર્થના આવે ને ?

**દાદાશ્રી :** પ્રાર્થના તદ્‌ન સાચી હોવી જોઈએ, ઠોકાઠોક ના ચાલે. પોપટ આયારામ-ગયારામ બોલે, રામ-રામ બોલે, તે સમજીને બોલે કે સમજ્યા વગર ? તેવી રીતે આ પ્રાર્થનાઓ સમજીને, વિચારપૂર્વક, હૃદયને અસર થાય એવી હોવી જોઈએ.

❖ ❖ ❖ ❖ ❖

## (૧૬)

# રિલેટિવ ધર્મ : વિજ્ઞાન

### રિલેટિવ ધર્મ, ડેવલપ થવા !

'રિલેટિવ' ધર્મ એ સ્વાભાવિક ધર્મ નથી, જ્યારે 'રિયલ' ધર્મ એ સ્વાભાવિક ધર્મ છે, એ સ્વાભાવિક સુખ ઉત્પન્ન કરે. એ તો 'પોતે કોણ છે' એ જાણે, 'આ બધું કોણ ચલાવે છે' એ જાણે ત્યારે મોહ તૂટે. નહીં તો 'આ' મારા બેન થાય ને માસી થાય, તે માસી પરેય મોહ તૂટતો નથી ને ! આ દઝાયા હોઈએ તો કોઈ ખાલી પૂછી જાય, બાકી લાગણી કોઈનેય ના થાય.

જગતના બધા 'રિલેટિવ' ધર્મો વિરોધાભાસવાળા છે. 'રિલેટિવ' ધર્મ કોને કહેવાય કે આ ધોતિયાને શુદ્ધ કરવું હોય તો સાબુથી ધોવું પડે, પણ પછી સાબુ એનો મેલ મૂકતો જાય. સાબુનો મેલ કાઢવા ટીનોપોલ નાખો, તો તે ટીનોપોલ પાછું એનો મેલ મૂકતું જાય ! તેમ આ લૌકિક ગુરુઓ તમારો મેલ કાઢે અને પાછા પોતાનો મેલ મૂકતા જાય ! 'રિલેટિવ' ધર્મો બધા મેલથી મેલ કાઢવાનું કરે છે !

વીતરાગી જ્ઞાન સુણ્યું નથી, જાણ્યું નથી ને શ્રધ્યું નથી. જો તેમ થયું હોત તો કામ જ થઈ ગયું હોત ! 'વીતરાગી જ્ઞાન' 'વીતરાગી પુરુષ' સિવાય ના મળે. પરોક્ષ ભજનાથી સંસાર ઊભો થાય, પુણ્યૈ બંધાય. તેનાથી સંસાર મીઠો લાગે ને તેથી તો સંસારમાં વધારે ઊંડો ઊતરે, એના કરતાં કડવું સારું.

'રિલેટિવ' ધર્મો ચાલે છે તે શું કહે છે કે સારાં કાર્ય કર. ભલે અહંકારથી કરે, પણ તેનું ફળ સારું મળે, પુણ્ય બંધાય. બાજરો વાવ્યો હોય

તો બાજરો મળે અને કૂચ વાવી હોય તો કૂચ મળે. માટે તને અનુકૂળ હોય તે વાવજે. ખરાબ વિચારો નીંદી નાખવા પડે. પણ આ તો શું કરે છે કે સારાં બીજ નાખે છે અને બોરડીનાં પણ નાખે છે ! તે આ બોરડીના ઝાળાં ઊગી નીકળ્યાં છે ! 'રિલેટિવ' બધું 'મિક્ષ્ચર' છે ને 'રિયલ' સ્વતંત્ર છે. જેમાં ફેરફાર થાય છે તે 'રિલેટિવ'નું છે, 'રિલેટિવ' એટલે જેમાં ભેળસેળ થયું છે તે અને 'રિયલ' એટલે શુદ્ધ ! 'રિલેટિવ'ની ગમે તેટલી 'સ્લાઈસ' પાડીએ તો તેમાંથી એકુંય 'રિયલ'ની 'સ્લાઈસ' પડે ખરી ? વીતરાગોએ કહ્યું કે આ તમે કરો છો એની આગળ તો બહુ છે. છતાંય આ માર્ગો છે, એમ કરતાં આગળ વધાશે, દરેક ધર્મવાળા એના ધર્મને છેલ્લું સ્ટેશન માને, છતાંય એને બરોબર છે એમ માને તો જ 'ડેવલપ' થતો જાય.

## વીતરાગ ધર્મ જ મોક્ષાર્થે !

જ્ઞાન તો અપાર છે. પણ વીતરાગો જે જ્ઞાનને જીત્યા એની પાર જ્ઞાન જ નથી. કોઈ જગ્યાએ 'હારે' નહીં એનું નામ જ વીતરાગ ! વખતે દેહ હારે, મન હારે, વાણી હારે પણ એ પોતે ના હારે. વીતરાગ કેવા ડાહ્યા હોય! વીતરાગનો તો સિદ્ધાંતિક ધર્મ, એટલે 'કેશ' ફળ મળે. મોક્ષનું 'કેશ' ફળ મળે ! જે મોક્ષદાતા ભગવાન છે, તે નિષ્પક્ષપાતી છે. વીતરાગ ભગવાન મહીં છે તે નિષ્પક્ષપાતી છે. વીતરાગ ધર્મ કોનું નામ કે જે ૩૬૦ ડિગ્રીનો ધર્મ હોય, સંપૂર્ણ ધર્મ હોય. સાચો ધર્મ, રહસ્યપૂર્ણ ધર્મ નિષ્પક્ષપાતી હોય. પક્ષપાત એ ખોટું નથી, એ 'સ્ટાન્ડર્ડ'માં રાખે અને 'આઉટ ઓફ્ સ્ટાન્ડર્ડ'માં નિષ્પક્ષપાત છે. 'આ' તો 'સાયન્સ' છે, ધર્મ નથી. હિંદુ ધર્મ, જૈન ધર્મ, ક્રિશ્ચિયન ધર્મ એ બધા ધર્મ છે. 'સાયન્સ' એક જ હોય ને ધર્મ જુદા જુદા હોય.

## 'રિલેટિવ' ધર્મની મર્યાદા !

જગતના ધર્મો 'રિલેટિવ' ધર્મો છે, તે 'રિલેટિવ'માં હેલ્પ કરે, 'રિયલ' તરફ લાવવામાં હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપ જે 'રિલેટિવ' કહો છો તેની મર્યાદા શું ?

**દાદાશ્રી :** પાંચ ઇન્દ્રિયોથી જે અનુભવમાં આવે છે, જે થાય તે એ

બધું જ 'રિલેટિવ'ની સીમામાં થાય છે.

**પ્રશ્નકર્તા :** 'રિલેટિવ'ને 'રિયલ' સાથે સંબંધ ખરો ?

**દાદાશ્રી :** ખરો જ ને ! 'રિયલ' હતું ત્યારે 'રિલેટિવ' ઊભું થયું ને ! 'રિયલ'ના સંસર્ગથી 'રિલેટિવ' ઊભું થયું છે, અવસ્થા ઊભી થઇ છે, અને જે અવસ્થા છેને એ વિનાશી છે.

**પ્રશ્નકર્તા :** 'રિયલ' જ્યાં સુધી પ્રાપ્ત થયું ના હોય ત્યાં સુધી 'રિલેટિવ'ની જરૂર ખરી ?

**દાદાશ્રી :** જ્યાં સુધી 'રિયલ' નથી મળ્યું ત્યાં સુધી 'રિલેટિવ' જ હોય. 'રિયલ' પ્રાપ્ત થયા પછી જ 'રિલેટિવ' જુદું પડે.

## પારિણામિક ધર્મની પારાશીશી !

**દાદાશ્રી :** હાલમાં શું કરો છો ?

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રનાં પુસ્તકોનો અભ્યાસ અને ધર્મનો અભ્યાસ કરું છું.

**દાદાશ્રી :** પુસ્તકો વાંચવા માત્રથી કામ ના થઇ જાય, ત્યાં તો કષાયરહિત થવું પડશે. 'ચંદુભાઈ'માં અક્કલ નથી એવું તમારા સાંભળવામાં આવે તો તમને વાગે કે ના વાગે ? અસર થાય એની ?

**પ્રશ્નકર્તા :** થાય.

**દાદાશ્રી :** તો એ શબ્દ વાગ્યો તમને. જ્યાં સુધી શબ્દ વાગે છે ત્યાં સુધી કંઇ પણ ધર્મને પામ્યા નથી, એવું માનજો. પથરો વાગે તો તે બરાબર છે, તેની મલમપટ્ટી-દવા કરવી પડે. પણ આ શબ્દ વાગે છે, એ ધર્મનું ફળ નહોય ! ધર્મનું ફળ એનું નામ કે શબ્દ વાગે નહીં. આપણી પાસે કંઇક તો હોવું જોઇએને કે જે દેખાડે કે કેટલો તાવ ચઢ્યો ને કેટલો ઊતર્યો ?

## મુખ્ય ભાવના, મોક્ષમાર્ગમાં !

ત્રણ વસ્તુની મોક્ષમાર્ગમાં જરૂર છે :

૧. આત્મા પ્રાપ્ત કરવાની તીવ્ર ઈચ્છા.

૨. 'જ્ઞાની પુરુષ' પ્રાપ્ત કરવાની તીવ્ર ઈચ્છા.

૩. 'જ્ઞાની પુરુષ' ના મળે ત્યાં સુધી 'જ્ઞાની પુરુષ' પ્રાપ્ત હો એ ભાવના ભાવવી.

'જ્ઞાની પુરુષ' માટેની પહેલી ભાવના ભાવવાની, એ મળે એટલે લાભ થઈ જાય. બસ આટલો આ જ મૂળ રસ્તો છે, બીજો બધો વ્યવહારધર્મ છે. અને વ્યવહારધર્મમાં નિશ્ચયધર્મ હોય તો આટલાં ત્રણ વાક્યો જ છે. આટલું સમજાય તો ઉકેલ આવશે.

'આખા બ્રહ્માંડના જીવ માત્રના 'રિયલ' સ્વરૂપને અત્યંત ભક્તિથી નમસ્કાર કરું છું. 'રિયલ' સ્વરૂપ એ ભગવત્ સ્વરૂપ છે જેથી આખા જગતને ભગવત્ સ્વરૂપે દર્શન કરું છું.'

આ વાક્ય જો સમજે તોય ધર્મ પામી ગયા કહેવાય.

આ બધા ધર્મો 'રિલેટિવ' ધર્મો છે. 'રિલેટિવ' ધર્મ એટલે ભૌતિક દુઃખો કાઢી ભૌતિક સુખો આપનારા છે, એ મોક્ષ આપનાર નથી. 'રિલેટિવ' એટલે 'વ્યુ પોઈન્ટ' ! એક એક વ્યુ પોઈન્ટમાં લાખો માણસો હોય છે.

## ધર્માધર્મ આત્મા !

અધર્મને ધક્કા માર માર કરે તે ધર્મ, એને ધર્માધર્મ કહેવાય. હંમેશાં અધર્મ હોય ત્યાં ધર્મ હોય જ. કારણ કે અધર્મ કાઢવાને માટે જ ધર્મ છે આત્માની ત્રણ દશા છે :

૧. ધર્માધર્મ આત્મા. (મૂઢાત્મા)

૨. જ્ઞાનઘન આત્મા. (અંતરાત્મા)

૩. વિજ્ઞાનઘન આત્મા. (પરમાત્મા)

## જ્ઞાનઘન આત્મા !

સિદ્ધાંત ક્યારે કહેવાય ? ધર્માધર્મપદમાંથી આગળ વધે અને 'જ્ઞાની પુરુષ'ની કૃપાને પાત્ર થાય ત્યારે જ્ઞાનઘન આત્મામાં આવે. આત્મા જ્ઞાનઘન છે અને અવિનાશી છે. જ્ઞાનઘન એટલે શું કે 'વોટ ઈઝ 'રિયલ' એન્ડ વોટ ઈઝ 'રિલેટિવ' ?' એટલે કે શાશ્વતી અને અશાશ્વતી વસ્તુને ઓળખતો થાય ત્યારે 'થીયરી ઓફ રિયાલિટી'માં આવે ને મોક્ષ થાય. ત્યારે શુદ્ધાત્માનું લક્ષ બેસે, અલખ નિરંજનનું લક્ષ બેસે, ત્યારે કામ થાય. આ સંસાર 'રિલેટિવ' છે અને 'આપણે' 'રિયલ' છીએ. એટલે આપણે 'રિયલ'ના પક્ષમાં રહેવું અને 'રિલેટિવ'નો નિકાલ કરવો. વળગેલા ભૂતનો નિકાલ કરવો પડશે ને ? આ તો 'સાયન્સ' છે. 'સાયન્સ'માં કોઈને મતભેદ ના હોય. મતભેદ ધર્માધર્મમાં હોય. જેટલા ધર્મો ચાલે છે એ બધામાં મતભેદ હોય, વિકલ્પો હોય. વિકલ્પ ક્યાં સુધી કહેવાય ? ધર્માધર્મ આત્મા છે ત્યાં સુધી. અધર્મને ધક્કા માર માર કરે તે ધર્મ. અલ્યા, અધર્મ જોડે ના ફાવતું હોય તો રાગદ્વેષ વગર રહેને, પણ શી રીતે રહે ? અધર્મ જોડે દ્વેષ ને ધર્મ જોડે રાગ. ધર્માધર્મ આત્મા એ મિથ્યાત્વ દશા છે. 'રિલેટિવ' ધર્મો ધર્માધર્મ કહેવાય. 'રિલેટિવ' ધર્મ કરે તે સારું કહેવાય, આગળ ઉપર સારું ખાવા પીવા મળે ને ગાડું ચાલે. પણ એ બધા સગડીનાં સુખો કહેવાય. સગડી કંઈ કોટે વળગાડાય ? મોક્ષે જવા માટે તો અધર્મને કે કોઈને ધક્કો મારવો ના પડે. મોક્ષે જવા માટે તો અધર્મનો અને ધર્મનો બંનેનો નિકાલ કરવાનો. ધર્માધર્મ એ દેહનો, મનનો, બુદ્ધિનો, પ્રકૃતિનો સ્વભાવ છે; અને આત્માનો વીતરાગ સ્વભાવ છે. જો તમારે વીતરાગ સ્વભાવમાં રહેવું હોય તો ધર્મ જોડે પ્રેમ ના માંડશો ને અધર્મ જોડે કચકચ ના કરશો. 'ઓલ ધીઝ રિલેટિવ્સ આર ટેમ્પરરી એન્ડ રિયલ ઈઝ પરમેનન્ટ.'

'જ્ઞાની પુરુષ' જ્ઞાનઘન આત્મા આપી શકે, જે ધર્માધર્મમાંથી ઊંચકી લે. ધર્માધર્મ આત્મા છે ત્યાં સુધી રઝળપાટ છે. ધર્મનું ફળ ભૌતિક સુખો અને અધર્મનું ફળ ભૌતિક દુઃખો છે. ધર્મથી સંસાર પ્રાપ્ત થાય. 'થીયરી ઓફ રિયાલિટી'માં આવ્યો એટલે જ્ઞાનઘન આત્મા પ્રાપ્ત થાય. એની આગળ શું રહ્યું ? 'થીયરી ઓફ એબ્સોલ્યૂટીઝમ !' એ વિજ્ઞાનઘન આત્મા છે.

## વિજ્ઞાનઘન આત્મા !

જ્ઞાન એટલે આત્મા અને વિજ્ઞાન એટલે પરમાત્મા. આ તો 'સાયન્સ' છે. આત્મા-પરમાત્માનું 'સાયન્સ' એટલે સિદ્ધાન્ત ! એમાં કોઈ જગ્યાએ અંશ માત્ર 'ચેન્જ' ના થાય અને ઠેઠ આરપાર કાઢી નાખે. જ્ઞાનઘન આત્મામાં આવ્યા પછી, અવિનાશી પદને પામ્યા પછી વિજ્ઞાનઘનને જાણવું જોઈએ. વિજ્ઞાનઘન એટલે બધામાં 'હું જ છું.' એવું દેખાય એ વિજ્ઞાનઘન આત્મા કહેવાય - બંધાયેલો છતાંય મુક્ત રહે ! 'જ્ઞાની પુરુષ' વિજ્ઞાનઘન આત્મા હોય ! 'થીયરી ઓફ એબ્સોલ્યુટીઝમ'માં જ નહીં પણ પોતે 'થીયરમ ઓફ એબ્સોલ્યુટીઝમ'માં હોય. આખા 'વર્લ્ડ'નું પુણ્ય જાગ્યું કે આ 'અક્રમ વિજ્ઞાન' નીકળ્યું, વિજ્ઞાનઘન આત્મા નીકળ્યો !!

આખું 'વર્લ્ડ' 'સાયન્સ' સ્વરૂપે છે. છતાં આજે લોક 'સાયન્સ'ને જાણતું નથી તેથી ધર્મની પાછળ દોડ દોડ કરે છે. પણ 'સાયન્સ' જાણી લે કે આટલી વસ્તુ છે. અને આ કેવી રીતે ચાલે છે, તો એ છૂટો થઈ જાય. આ જ અત્યંત ગહન કોયડો છે.

## ગચ્છ-મત, ત્યાં 'રિલેટિવ' ધર્મો !

જૈન ધર્મ, વૈષ્ણવ ધર્મ, મુસ્લિમ ધર્મ, પારસી ધર્મ, ખ્રિસ્તી ધર્મ વગેરે બધા 'રિલેટિવ' ધર્મો કહેવાય. એ ધર્મોને ને 'આ' ને કશી લેવાદેવા નથી. આ 'રિયલ' વસ્તુ છે. 'રિલેટિવ' ધર્મ એટલે 'સ્ટેપ બાય સ્ટેપ' આગળ વધારે. પણ તેય 'રિલેટિવ' ધર્મ સાચા નથી. જ્યાં ગચ્છ-મત હોય ત્યાં એક પણ ધર્મ સાચો હોય નહીં. ગચ્છ ને મત હોય ત્યાં મોક્ષનો માર્ગ જ ના હોય. પક્ષ અને મોક્ષ બેઉ વિરોધાભાસ છે. જ્યાં ગચ્છ-મત છે ત્યાં સંસારી કરતાં પણ વધારે બંધન છે. મોક્ષ તો વીતરાગ ધર્મથી છે. સંપ્રદાય એટલે એકાંતિક કહેવાય. વીતરાગ ધર્મ એકાંતિક ના હોય, અનેકાંત હોય. વીતરાગ સંપ્રદાયની બહાર છે. વીતરાગ ધર્મ એટલે મતભેદરહિત. આપણો 'આ' અનેકાંત માર્ગ છે. અહીં પારસી હોય, જૈન હોય, મુસલમાન હોય, વૈષ્ણવ હોય. અહીં બધાને માફક આવે એવી વાત હોય. અહીં સ્યાદ્‌વાદ વાણી હોય. એકાંતિક ધર્મ હોય ત્યાં એક જ જાતના માણસો, એક મતવાળા

જ બધા આવ્યા કરે, બીજા કોઈ જાય નહીં. વીતરાગ વાણીથી સર્વ દુ:ખોનો ક્ષય થાય. મત અને ગચ્છ છે ત્યાં સુધી મોક્ષમાર્ગ તો શું પણ ધર્મ પણ પામ્યા ના કહેવાય, બૂઝ્યો ના કહેવાય!

**પ્રશ્નકર્તા :** બૂઝ્યો ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** ક્લેશ જાય, ચિંતા જાય, ત્યારે બૂઝ્યો કહેવાય. જેનામાં ક્લેશ-ચિંતા ગાળો ભાંડે તોય ના થાય, ધોલ મારે તોય ક્લેશ ના થાય, હમણાં ગાડીમાં બેસાડે તોય ક્લેશ નહીં ને ગાડીમાંથી તરત ઉતારી પાડે તોય ક્લેશ નહીં, તો એ બૂઝ્યો કહેવાય ! નહીં તો બૂઝ્યો જ કેમ કહેવાય ?

## ધર્મસાર એટલે.....

જગતમાં બે પ્રકારના સાર છે; ધર્મસાર અને સમયસાર.

ધર્મ કોને કહેવાય ? ધર્મસાર પ્રાપ્ત થયો તો ધર્મ થયો કહેવાય. ધર્મસાર કોને કહેવાય ? આર્તધ્યાન ને રૌદ્રધ્યાન ના થાય તેને. બધું ખાય, પીવે, હરે, ફરે, વેપાર કરે, પણ રૌદ્રધ્યાન ને આર્તધ્યાન ના થાય એને ધર્મસાર કહ્યો અને મર્મનો સાર એટલે મુક્તિ. આ ધર્મનો જે મર્મ છે તેનો સાર નીકળ્યો એ મુક્તિ કહેવાય. ધર્મના સારથી મુક્તિ ના થાય, પણ ધર્મસારમાંથી મર્મ ઉત્પન્ન થશે. ને મર્મસારથી મુક્તિ થશે.

બધાય ધર્મોનો સાર શું છે ? આર્તધ્યાન ને રૌદ્રધ્યાન ગયું ? નથી ગયું તો તું ધર્મમાં નથી. ઓછું થયું ? તો કહે, 'હા'. ઓછું થયું હોય તેવા માણસને ચાલો માનીએ કે આ ધર્મમાં છે. પણ જેને ઓછું થયું નથી, ખૂબ થાય છે, તે ધર્મમાં છે એમ સ્વીકારવામાં આવતું નથી.

ધર્મસાર કોને કહેવાય ? તમને સળી કરે તોય કોઈનો દોષ ના દેખાય તેને. જગતનો સાર શું છે ? તો કહે, વિષયસુખ. ધર્મનો સાર શું? તો કહે, આર્તધ્યાન ને રૌદ્રધ્યાન ના થાય એ. ધર્મસાર એ જગતમાં મુખ્ય સાર છે. ધર્મસાર પ્રાપ્ત ના થયો એ ધર્મ જ ખોટો છે. પછી જૈન હો કે વૈષ્ણવ હો કે ગમે તે હો, તે પકડેલી વાત બધી ખોટી છે !

સ્વાભાવિક પરિણતિ, સ્વપરિણતિ ઉત્પન્ન થઈ એટલે સમયસાર ઉત્પન્ન થયો.

## ધર્મ શું ? વિજ્ઞાન શું ?

ધર્મ અને વિજ્ઞાનમાં ફેર. વિજ્ઞાન એ સિદ્ધાંતિક હોય ને ધર્મ બધા 'રિલેટિવ' હોય, એનું ફળેય 'રિલેટિવ' હોય ને એની ક્રિયાયે 'રિલેટિવ' હોય. તમે 'હું' 'ચંદુભાઈ છું' એમ માનીને જે કરો તે ધર્મ અને 'જેમ છે તેમ' યથાર્થ જાણ્યું તે વિજ્ઞાન કહેવાય. નિઃશંક થયા પછી, પોતાનું સ્વરૂપ જાણ્યા પછી 'જેમ છે તેમ' જાણે તે વિજ્ઞાન કહેવાય. વિજ્ઞાન અવિરોધાભાસી હોય, 'જેમ છે તેમ' 'ફેક્ટ' જ વસ્તુ બતાવે.

**પ્રશ્નકર્તા :** જરા વિગતથી એ સમજાવો.

**દાદાશ્રી :** એવું છે ને, 'તમે ચંદુભાઈ છો' એમ કરીને કોઈને ગાળ ભાંડો તો તે અધર્મ કહેવાય, અને કોઈને સારું સારું ખવડાવો-પીવડાવો, કોઈના મનને શાંતિ આપો એ ધર્મ કહેવાય અને કોઈને ખરાબ લાગે, કોઈના મનને અશાંતિ કરે તો એ અધર્મ કહેવાય. 'રિલેટિવ' વસ્તુથી 'રિલેટિવ' ઉત્પન્ન થાય છે અને 'રિયલ' વસ્તુથી 'રિલેટિવ' ઉત્પન્ન થતું નથી. 'રિયલ'થી બધું 'રિયલ' જ ઉત્પન્ન થાય છે, ફક્ત 'રિયલ'નું 'રિયલાઈઝ' કરવાનું બાકી છે. અત્યારે તો તમને ભ્રામક માન્યતાઓ છે કે 'આ બધી મારી શક્તિથી ચાલે છે, ભગવાને કર્યું, મારા ગ્રહો રાશિ છે.' ખરી રીતે કર્તા બીજો જ છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૧૭)

# ભગવાનનું સ્વરૂપ, જ્ઞાન દૃષ્ટિથી !

### ઈશ્વરનો અંશ કે સર્વાંશ ?

**દાદાશ્રી :** તમે કોણ છો ?

**પ્રશ્નકર્તા :** હું ઈશ્વરનો અંશ છું.

**દાદાશ્રી :** આ અંશની વાત લોકોને સમજાવીને અવળે રવાડે ચઢાવ્યા છે. પોતે ભગવાનનો અંશ શી રીતે હોઈ શકે ? ભગવાનના ટુકડા કઈ રીતે કરાય ? આત્મા અસંયોગી વસ્તુ છે. સંયોગી વસ્તુ હોય તો તેના ટુકડા કરીએ. આત્મા સ્વાભાવિક વસ્તુ છે, સ્વાભાવિકના ટુકડા ના થાય. ખરેખર તમે સર્વાંશ જ છો, પણ આવરાયેલા છો. આ 'ઈશ્વરનો હું અંશ છું' એનો અર્થ શું કહેવા માગે છે કે મને અંશજ્ઞાન પ્રગટ થયું છે, અંશ આવરણ ખૂલ્યું છે. આ સૂર્યનારાયણ તો આખા છે પણ જેટલું આવરણ ખસ્યું તેટલા અંશે પ્રકાશ થાય, પણ સૂર્યનારાયણ તો સર્વાંશ જ છે. તેમ તમે પોતે સર્વાંશ જ છો, માત્ર આવરાયેલું છે. શરૂઆતમાં એકેન્દ્રિય જીવ હોય છે, તેને અંશ આવરણ ખૂલ્યું છે. એને કુહાડો મારો તો દુઃખ થાય, પણ ગાળો ભાંડો કે ચા આપો તો તેને કશું ના થાય. પછી બે ઈન્દ્રિય તે છીપલાં. પછી ત્રણ ઈન્દ્રિયવાળા ફૂદાં. પછી ચાર ઈન્દ્રિય ને પછી પાંચ ઈન્દ્રિય થાય. પંચેન્દ્રિયવાળાને પંચેન્દ્રિય જેટલું આવરણ ખૂલ્યું છે. બાકી ભગવાન દરેકમાં સર્વાંશ રૂપે જ છે, માત્ર આવરણ સહિત છે. સંપૂર્ણ નિરાવરણ થાય તો તમે પોતે જ પરમાત્મા છો. જેનું વિભાજન થતું હોય તેના અંશ હોય. આત્મા તો અવિભાજ્ય છે, એના અનંત પ્રદેશો અવિભાજ્ય રૂપે છે.

જાગૃતિ થયા સિવાય પોતાનું ભાન પ્રગટ થાય નહીં. સંપૂર્ણ જાગૃતિ

આવે તો પોતાનું ભાન પ્રગટે અને ભાન પ્રગટે એટલે પોતે સર્વાંશે ઈશ્વર છે એવું પોતાને માલૂમ પડે, અનુભવમાં આવે અને ત્યાર પછીની ક્રિયા હોય તેમાં દુઃખ ના હોય કોઈ દહાડોય.

## ભગવાનનું સર્વવ્યાપકપણું !

**દાદાશ્રી :** ભગવાન ક્યાં રહેતા હશે ?

**પ્રશ્નકર્તા :** ભગવાન તો સર્વવ્યાપી છે. કણકણમાં બધે જ ભગવાન છે.

**દાદાશ્રી :** તો તો પછી ભગવાનને ક્યાંય ખોળવાના રહ્યા જ નહીં ને ? જો બધે જ ભગવાન છે તો પછી સંડાસ ક્યાં જવું ? બધે જ ભગવાન હોય તો પછી જડ ને ચેતન જેવું જુદું કશું રહ્યું જ નહીં ને ? એટલે એવું નથી. જડ પણ છે ને ચેતન પણ છે. બધા જ ઘઉં હોય તો વીણવાનું શું રહ્યું ? ઘઉંમાંથી ઘઉં ઓળખો તોય કાંકરા વીણાશે ને કાંકરાને ઓળખશો તોય કામ થશે. તેમ આમાંથી આત્માને જાણો તો અનાત્માને જાણશો ને અનાત્માને જાણશો તોય આત્માને ઓળખશો. ત્યારે આ લોકો કહે છે કે બધે જ ભગવાન છે તો પછી તેમને ખોળવાના ક્યાં રહે ?

## સંકલ્પી ચેતન

આ લોકો કહે છે કે કણકણમાં ભગવાન છે, આમાં છે, તેમાં છે. તે કહેનારની ભાષા ને એનો અર્થ કરનારની ભાષામાં ફેર ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ફેર તો હશે જ ને ?

**દાદાશ્રી :** એ કઈ અપેક્ષાએ કહ્યું એ સમજાવું. આ જગતમાં આત્મા અને અનાત્માના બે ભાગ છે. આ ટીપોયમાં ચેતન નથી, પણ આ વસ્તુ 'ચંદુભાઈ'ની માલિકીની છે તેથી તે તેટલા ચેતનભાવને પામેલી છે. એ સંકલ્પી ચેતન છે. અને તમે આ વસ્તુ તેમને પૂછયા વગર લઈ લો તો તેટલો દોષ તમને લાગે અને એની કિંમત આપીને તમે લો ને પછી એને તોડી નાખો, છૂંદી નાખો. તોય દોષ ના લાગે. ચેતન તત્ત્વ તો તે કે જેનામાં જ્ઞાન છે, દર્શન છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૧૮)

# જ્ઞાતાપદની ઓળખ !

### તમે આત્મા ? ઓળખ્યા વિણ ?

**દાદાશ્રી :** શું નામ છે ?

**પ્રશ્નકર્તા :** ચંદુલાલ.

**દાદાશ્રી :** ખરેખર 'તમે ચંદુલાલ છો' એ વાત નક્કી છે ? કે એમાં શંકા છે ?

**પ્રશ્નકર્તા :** એ તો શરીરનું નામ છે.

**દાદાશ્રી :** તો તમે કોણ ?

**પ્રશ્નકર્તા :** આત્મા.

**દાદાશ્રી :** આત્મા એટલે શું ? આત્મા એટલે આ દેહ છે તે આત્મા કે આ બંગડીઓ છે તે આત્મા કે મગજ એ આત્મા ? શેને આત્મા કહેવો ? એને ઓળખવો પડશે ને ? આત્માનું જ્ઞાન તો જાણવું પડશે ને ?

**પ્રશ્નકર્તા :** અંતરાત્મા.

**દાદાશ્રી :** હા. અંતરાત્મા ખરો પણ એને જાણવો પડશેને કે એના કયા ગુણધર્મ છે ? એ ખાય છે, પીવે છે કે નથી ખાતો, પીતો ? અગર કોઈ બાળી મૂકે તો એ બળે છે કે નથી બળતો ?

### આત્માની ભૂલ ?

આત્માનો ગુણ શો છે ? એનો ચિંતા કરવાનો ગુણ છે કે કષાય

કરવાનો ગુણ છે ?

**પ્રશ્નકર્તા :** એ આત્માનો ગુણ નથી. ભૂલથી કષાય કરી બેસે છે.

**દાદાશ્રી :** આત્માની ભૂલ થાય તો એ આત્મા જ કેમ કહેવાય ? આત્મા તો પરમાત્મા જ છે. એ ભૂલ કરે જ ક્યાંથી ? અને આત્માની ભૂલ દેખાડનારા આપણે પાછા એના ઉપરી કે ભઇ, આત્માએ ભૂલ કરી ? આત્માએ ભૂલ કરી એ વાક્ય 'ઇટસેલ્ફ' કહે છે કે આત્માએ ભૂલ કરી ને આપણે ચોખ્ખા, ભૂલ વગરના !(?) આત્મા પોતે જ પરમાત્મા છે, પોતે જ વીતરાગ છે. એ તો સ્વરૂપનું ભાન થયું નથી એટલે પોતે માને કે, 'હું ચંદુલાલ છું.' 'હું ચંદુલાલ છું,' એ આરોપિત ભાવ છે, કલ્પિત ભાવ છે, 'રિલેટિવ' ભાવ છે. તો 'રિયલ'માં કોણ હશો તમે ? આ ચંદુલાલ એ તો 'રિલેટિવ' કહેવાય. 'રિલેટિવ'માં બહુ જાતના વિકલ્પો હોય; 'હું આમની દીકરી થાઉં, માસી થાઉં, કાકી થાઉં' એમ ઘણા વિકલ્પો છે. જ્યારે 'રિયલ'માં કોઇ વિકલ્પ નથી. 'રિયલ'નું 'રિયલાઇઝ' કરવામાં આવે તો આપણને ખબર પડી જાય કે સ્વરૂપનું ભાન થયું, એટલે મોક્ષે જવાની તૈયારી થઇ. 'રિયલ'નું કોઇ દહાડો ભાન જ નથી થયું. આત્માનું ભાન થવું તેને સમકિત અથવા સમ્યક્ દર્શન કહે છે. સમકિત નથી થયું કોઇ દહાડોય, જો તે થયું હોત તો અહીં બેસી રહ્યા ના હોત. સમકિત વગર ઘડીવાર અંતરશાંતિ રહે નહીં, મૂર્છામાં જ રહે. લગ્ન હોય ત્યારે મૂર્છિત થઇ જાય અને લગ્ન થઇ જાય પછી હતું તેનું તે, એને મોહનિદ્રા કહી.

## સ્વાધ્યાય કે પરાધ્યાય ?

શું વાચન કરો છો ?

**પ્રશ્નકર્તા :** જૈન સ્વાધ્યાય, સૂત્રો, વ્યાખ્યાન એવું બધું કરું છું.

**દાદાશ્રી :** આ સ્વાધ્યાય જે કરે છે તે પરાધ્યાય કરે છે. એક વાર સ્વસ્વરૂપનું સ્વાધ્યાય કરેને ત્યારથી ઉકેલ આવી જાય. જગતમાં ચાલે છે તે પરાવલંબન છે, એ અવલંબન સાચું પણ હોય. પણ સ્વાવલંબનથી તો મુક્તિ પામે અને પરાવલંબનથી ભટક, ભટક, ભટક કરે.

## અંતે તો અહંકાર ઓગાળવાનો !

આ મનુષ્યોનો સ્વભાવ કેવો છે કે શુભાશુભ માર્ગને ગ્રહણ કરવો એને ધર્મ ગણે છે. બધા જ ધર્મોમાં શુભાશુભ જ છે. જૈન ધર્મમાં જો શુભાશુભની વાત હોય તો એ નીચલી કોટિનું ગણાય, ત્યાં તો શુભા-શુભની વાત જ ના હોય. એમાં તો કથાનુયોગ એટલે કે જે ઉત્તમ પુરુષો થઇ ગયા, ઉત્તમ શ્રેષ્ઠીઓ, ઉત્તમ જ્ઞાનીઓ થઇ ગયા એમનું વર્ણન સાંભળે. એમાંથી ભાવ જાગે કે મારે પણ આવા થવું છે. જૈન ધર્મમાં સાર જ આ છે, ત્યારે આજે તો શુભાશુભમાં પડ્યા ! જૈનમાં ચાર પ્રકારના અનુયોગ - કથાનુયોગ, ચરણાનુયોગ, કરુણાનુયોગ અને દ્રવ્યાનુયોગ અને વેદાંતમાં ચાર યોગ છે. ભગવાને કહેલું કે જો તું જૈન હો તો આ ચાર અનુયોગનું વાંચન કરજે અને પેલા વેદાન્તમાં ચાર યોગનું વાચન કરજે, તો આત્મા જડશે. શુભાશુભથી તો અહંકાર વધે અને કથાનુયોગ થી અહંકાર વધે નહીં. વસ્તુપાળ-તેજપાળની કથા સાંભળીને ભાવ થાય કે આપણે પણ એવા થઈએ. આ તો અહંકાર વધ્યા છે. જૈનોમાં અહંકાર કેટલો હોવો જોઇએ ? ઘર ચલાવવા પૂરતો ને વેપાર પૂરતો. આ તો નર્યુ તોફાન માંડ્યું છે !

## ‘જ્ઞાતા’ જ ‘જ્ઞેય’ કર્યો !

‘‘અનાદિથી ‘જ્ઞેય’ને જ ‘જ્ઞાતા’ સમજી વર્તે લોક.’’ -નવનીત

અનાદિથી લોકોને ધર્મ શામાં વર્તે છે ? જ્ઞેયને જ્ઞાતા માની ધર્મ કરે છે. ‘આચાર્ય’ એ ‘જ્ઞેય’ છે અને ‘પોતે’ ‘જ્ઞાતા’ છે, પણ ભ્રાંતિથી જ્ઞેયને જ પોતે માને છે. ‘આચાર્ય’ને ‘પોતે જ છે’ એમ માને છે. ‘આ વ્યાખ્યાન મેં આપ્યું, શાસ્ત્રો મેં વાંચ્યાં, તપ મેં જ કર્યું, ત્યાગ મેં કર્યો.’ પણ કરનાર જાણતો નથી ને જાણનાર કરતો નથી. કરનારને ને જાણનારને કોઇ દહાડો મેળાપ હતો નહીં, છે નહીં ને થશે નહીં. આ તો કહેશે, ‘હું જ આચાર્ય ને મેં જ વ્યાખ્યાન આપ્યું’. અમે તો સમજી ગયા કે તમે કયા સ્ટેશને બેઠા છો ! માટુંગા સ્ટેશને બેસી રહ્યા છો ને કહે છે કે આગલું સ્ટેશન જ કલકત્તા છે. ના, એ તો આગલું સ્ટેશન માહીમની ખાડીનું આવ્યું! અનંત અવતાર ભટકીશ તોય કલકત્તા નહીં આવે ! જ્ઞાતા એ જ્ઞાતા અને જ્ઞેય એ જ્ઞેય.

'ચંદુભાઈ' એ જ્ઞેય છે. 'આનો ભાઈ' એ જ્ઞેય, 'આ ધંધાનો માલિક છે' એ જ્ઞેય છે. 'આ મકાનનો માલિક છે' એ જ્ઞેય છે ને 'આપણે' જ્ઞાતા છીએ. આપણે જ્ઞાતા ને એ જ્ઞેય એમ જોયા કરીએ તો પછી સમાધિ રહ્યા કરે. 'આપણો' ધર્મ શું ? શું બન્યું એ જાણવાનું અને જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી ! ધર્મ કોને કહેવાય ? સોનું સોનાના ધર્મમાં હોય તેને. સોનું પિત્તળના ધર્મમાં હોય તે સ્વધર્મ ના કહેવાય. એ પરધર્મ કહેવાય. આ તો 'ચંદુલાલ' થઈને બેઠો છે, તે દેહના ધર્મને પોતાનો માને છે, અંતઃકરણના ધર્મને પોતાનો ધર્મ માને છે. તે પરધર્મ છે. પરધર્મથી ક્યારેય પણ મોક્ષ ના થાય, સ્વધર્મથી મોક્ષ છે. સોનું ગમે ત્યારે એના ધર્મમાં જ છે. પણ આ તો 'ચંદુલાલ'નો આરોપ કરે છે, એટલું જ નહીં સાથે પાછો કહે છે કે 'આનો સસરો, આનો દિકરો, આનો બાપ, આનો વકીલ કોર્ટમાં જાય ત્યારે, દુકાને હોય તો શેઠ' આનું જ નામ ભ્રાંતિ. 'પોતે શુદ્ધાત્મા જ છે.' પણ આવા આરોપથી સમજાતું નથી.

## અજ્ઞાન નિવૃત્તિ વિજ્ઞાન થકી !

મોક્ષધર્મ એટલે અજ્ઞાનથી નિવૃત્તિ થાય તે. 'આ' મોક્ષમાર્ગમાં અજ્ઞાનથી નિવૃત્તિ કરાવી દઈએ છીએ, એટલે જ્ઞાનમાં થઇ પ્રવૃત્તિ ! અજ્ઞાન નિવૃત્ત થાય તો વિજ્ઞાન ઉત્પન્ન થાય. પણ 'જ્ઞાની' વિના કોઈને અજ્ઞાન નિવૃત્ત ના થાય, દેહાધ્યાસ કોઈનો છૂટે નહીં. દેહાધ્યાસની નિવૃત્તિ એ જ મોક્ષ છે. એક જ અંશ જ્ઞાનની પ્રવૃત્તિ થઇ જાય તો સર્વાંશ થઇ જાય. એક જ અંશ 'સાયન્સ' થાય તો સર્વાંશ થઇ જાય. કારણ કે જ્ઞાન એ 'સાયન્સ' છે, અજ્ઞાન એ 'સાયન્સ' નથી. એક અંશ વિજ્ઞાન ક્યારે ઉત્પન્ન થાય ? કે 'આ' રસ્તાના જાણકાર હોય, રસ્તાના જાણકારને પૂછવું પડે તો રસ્તો જડે. તેમ 'આ' જાણકાર 'જ્ઞાની પુરુષ'ને પૂછે તો માર્ગ પમાય. 'આ' ધર્મ નથી, 'સાયન્સ' છે. આ તો 'રિયલ' ધર્મ છે. આ કાયમ હોતો નથી. આ તો ચૌદ લોકનો નાથ અમારી મહીં પ્રગટ થયો છે. આ દેહ છે એ તો પરપોટો છે, એ ક્યારે ફૂટે એ કહેવાય નહીં. એ છે ત્યાં સુધી તમે તમારું કામ કાઢી લો. વીતરાગોને જેવો પ્રકાશ થયેલો તેવો પ્રકાશ છે. આ 'જ્ઞાની પુરુષ' પાસે સંપૂર્ણ સમાધાન થાય એવું છે, માટે તમારું

કામ કાઢી લો. અમે તો તમને આટલું કહી છૂટીએ. અમે વીતરાગ હોઈએ એટલે તમને પછી કાગળ ના લખીએ કે આવો.

બંધનમાંથી મુક્તિ કરાવે એનું નામ ધર્મ. સચ્ચી આઝાદી આપે તે ધર્મ કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

## (૧૯)
# યથાર્થ ભક્તિમાર્ગ !

### શ્રદ્ધા જ ફળ આપે !

એવું છે, દેવ તમારી 'બિલીફ'ને આધીન છે. મૂર્તિમાં દર્શન કરો પણ 'બિલીફ' ના હોય તો શું ફાયદો ? 'બિલીફ' અન્અવકાશપણે હોય તો તે રાતદહાડો યાદ આવ્યા કરે. માટે મૂર્તિમાં શ્રદ્ધા મૂકો. મૂર્તિ એ ભગવાન નથી, તમારી શ્રદ્ધા જ ભગવાન છે. છતાં ભગવાનનાં દર્શન કરો તો ભાવથી કરજો. મહેનત કરીને દર્શન કરવા જાઓ, પણ દર્શન બરાબર ભાવથી ના કરો તો મહેનત નકામી જાય. ભગવાનના મંદિરમાં કે દેરાસરમાં જઈને સાચાં દર્શન કરવાની ઈચ્છા હોય તો હું તમને દર્શન કરવાની સાચી રીત શીખવાડું. બોલો, છે કોઈને ઈચ્છા ?

**પ્રશ્નકર્તા :** હા, છે. શીખવાડો દાદા. કાલથી જ તે પ્રમાણે દર્શન કરવા જઈશું.

**દાદાશ્રી :** ભગવાનનાં દેરાસરમાં જઈને કહેવું કે 'હે વીતરાગ ભગવાન ! તમે મારી મહીં જ બેઠા છો, પણ મને તેની ઓળખાણ નથી થઈ તેથી તમારાં દર્શન કરું છું. મને આ 'જ્ઞાની પુરુષ' દાદા ભગવાને શીખવાડ્યું છે તેથી આ પ્રમાણે તમારા દર્શન કરું છું. તો મને મારી 'પોતાની' ઓળખાણ થાય એવી આપ કૃપા કરો.' જ્યાં જાઓ ત્યાં આ પ્રમાણે દર્શન કરજો. આ તો જુદાં જુદાં નામ આપ્યાં. 'રિલેટિવલી' જુદાં જુદાં છે, બધા ભગવાન. પણ 'રિયલી' એક જ છે.

દુકાન ટાવર આગળ હોય ને દુકાનના વિચાર અહીં કરે ! અલ્યા, જે સ્થળ પર હોઉં તે સ્થળના વિચાર કર. અરે, રસ્તામાં પણ દુકાનના

વિચાર કરતા કરતા જાય ! અને મંદિરમાં જવા નીકળે ત્યારે કોઈ ધર્મના વિચાર કરતું જ નથી ! ત્યાં તો દુકાનના વિચાર કરે છે. કેટલાકને તો રોજ મંદિરમાં જવાની ટેવ પડી ગયેલી હોય છે. અલ્યા, ટેવ પડી છે માટે તું દર્શન કરે છે ભગવાનના ? ભગવાનનાં દર્શન તો રોજ નવાં નવાં જ લાગવાં જોઈએ. ને દર્શન કરવા જતી વખતી મહીં ઉલ્લાસ 'ફ્રેશનો ફ્રેશ' જ હોવો જોઈએ. આ તો રોજ દાબડી લઈને દર્શન કરવા જવાની ટેવ પડી ગઈ હોય છે.

ધર્મ ક્યાંથી કરી શકે ? આખો દહાડો કર્મ કરે કે ધર્મ કરે ? એ તો કલાક-બે કલાક જ કામ કરે ને ગાડું સડસડાટ ચાલે તેવી પુણ્યૈ હોય તે જ ધર્મ પામી શકે ને ધર્મ કરી શકે.

## ભક્તિથી ઈશ્વરની પ્રાપ્તિ !

**પ્રશ્નકર્તા :** કોઈ પણ માણસ ભક્તિ કરે તો ઈશ્વર મળે ?

**દાદાશ્રી :** આ પાંચ ઈન્દ્રિયોથી ઈશ્વરનું કશું જ ના થાય, જે થાય એ પરોક્ષ ભક્તિ છે.

**પ્રશ્નકર્તા :** એ કાલ્પનિક ભક્તિ ને ?

**દાદાશ્રી :** એ કાલ્પનિક જ કહેવાય. ને નિર્વિકલ્પ ભક્તિ થાય ત્યારે કામ થાય. વિકલ્પ ભક્તિ મનથી થાય.

**પ્રશ્નકર્તા :** મને ભક્તિ બધામાં બહુ રુચે છે.

**દાદાશ્રી :** ભક્તિ એ તમારી ગ્રંથિ છે. ભક્તિના વિચારો આવે, દર્શનના વિચારો આવે તે ગ્રંથિ છે. જ્યારે ત્યારે નિર્ગ્રંથ થવાનું જ છે. તમે સાંભળ્યું કે પરમ દહાડે ડાકોર જવાનું છે તો તમને પછી ત્યાં જવાની ગાંઠ ફૂટે. જો કે એ ખોટું નથી. ખરાબ વિચારો કરતાં આ સારું કહેવાય. ભક્તિ એટલે શું ? કે ભક્તિનો રંગ રાખે તો બીજા સંસારના રોગ ના આવે.

**પ્રશ્નકર્તા :** ભક્તિમાર્ગ વાંચું તો તે કરવા જેવું છે એમ લાગે; યોગનું, કર્મનું, જ્ઞાનમાર્ગનું વાંચું તો તે કરવા જેવું છે એમ લાગે છે એ શું ?

**દાદાશ્રી :** જગત આખું સ્વચ્છંદ નામના રોગમાં છે, તે પોતાના માપે બધું માપવા જાય છે.

**પ્રશ્નકર્તા :** આપ જ્ઞાન આપો, પણ અમારો કંઈ પાયો તો જોઈએ ને ?

**દાદાશ્રી :** આ બધા જ પાયા વગરના હતા. પાયાવાળો કોઈ થયો જ નથી. જે જાણેલાથી ઠોકર વાગે તે અંધારું ના કહેવાય ? અજવાળામાં ઠોકર ના વાગે. વિષમ પરિસ્થિતિમાં સમતા રહે તેનું નામ જ્ઞાન, સમતામાં તો બધાને સમતા રહે. 'મેં આ કર્યું, તે કર્યું, મેં ભક્તિ કરી.' એ બધું 'ઈગોઈઝમ' છે. જ્ઞાન 'આઉટ ઓફ ઈગોઈઝમ' છે.

રણછોડજી ખોટા નથી, તારી ભક્તિ ખોટી છે. છતાં એ પરોક્ષ ભક્તિ છે, 'સેકન્ડરી' ભક્તિ છે. પરોક્ષ ભજનાનું ફળ અપરાભક્તિ અને અપરોક્ષ ભજનાનું ફળ પરાભક્તિ. પરાભક્તિથી મોક્ષ છે.

આ ભગતો છબલિકાંના તાલમાં જ મસ્ત હોય. ભગવાનના તાલમાં મસ્ત થયો એવો કો'ક જ હોય. ખાલી ભગવાનના નામ પર કરે છે તેથી કેટલું બધું થાય છે !

## ભક્તિ : પરોક્ષ અને પ્રત્યક્ષ !

**પ્રશ્નકર્તા :** ભક્તિમાર્ગમાં ભૌતિક સમસ્યાઓ આડી આવે છે ?

**દાદાશ્રી :** ભક્તિમાર્ગ બે પ્રકારના છે. એક પરોક્ષ ભક્તિ, એનાથી સંસાર ફળ મળે અને ધીમે ધીમે ઊર્ધ્વગતિ થયા કરે. અને બીજી પ્રત્યક્ષ ભક્તિ, જ્યાં ભગવાન પ્રગટ થયા છે તેમની પ્રત્યક્ષ ભક્તિ, ત્યાં ઉકેલ આવી જાય. પરોક્ષ ભક્તિમાં તો બહુ આડું આવે છે. પોતાના જ વિચારો પોતાને આડા આવે છે. ભક્તિનો માર્ગ સારો પણ ભક્તિનું તો એવું છે ને કે કોઈ વખત સંયોગ બદલાય તો તે જતી રહે, પણ જ્ઞાન તો નિરંતર સાથે જ રહે.

**પ્રશ્નકર્તા :** ભક્તિમાર્ગમાં જોખમદારી કોના પર ? ભગવાન ઉપર ?

**દાદાશ્રી :** હા.

નરસિંહ મહેતા પણ કહેતા કે, 'હે ભગવાન, મને છોડાવ.' બધા ભક્તોને મહીં આર્તતા તો ખરી. આર્તવાણી તેમણે કાઢેલી કે, 'હે ભગવાન, દુઃખથી મને છોડાવ.' છતાં એ ભક્તિ સારી, એના ઉપર જ ભેખ માનીને બેઠા. બધા કરતાં ઊંચી ભક્તિ કોની ? સાચા ભક્તોની. એ સાચા ભગવાનને નથી ભજતા, પણ પરોક્ષ ભગવાનને ભજે છે. છતાં એ સાચી ભક્તિ છે, એ પ્રત્યક્ષને આપનારી છે. પણ ખરો ભક્ત ક્યારે કહેવાય ? એકુય સંકલ્પ-વિકલ્પ પકડે નહીં ત્યારે. એ શું કહે કે સંકલ્પ-વિકલ્પ ભગવાન કરે છે, બધું ભગવાન પર છોડે. જ્યારે આ તો છોકરો પૈણાવે ત્યારે પોતે પૈણાવે અને જન્મે ત્યારે પેંડા વહેંચે, ને છોકરો મરી જાય ત્યારે ભગવાને માર્યો કહેશે ! ખરો ભક્ત તો બધું ભગવાન પર છોડી દે. એ શું કહે, 'ભગવાન, મારે શું ? ભગવાન તારી લાજ જાય છે.' એવી ભક્તિ મળવી મુશ્કેલ છે.

એક 'રિલેટિવ'નું 'રિયલાઈઝ' કરે છે ને બીજું 'રિયલ'નું 'રિયલાઈઝ' કરે છે. ભક્તોને સાક્ષાત્કાર થાય તે શું છે ? કે મહીં મોરલીવાળા કૃષ્ણ દેખાય, એવી સિદ્ધિ લાવેલા હોય. પણ જો તે મને મળે તો હું તેમને કહું કે, 'એ તો દશ્ય છે. ને તું દષ્ટા છે. તને જે મોરલીવાળા કૃષ્ણ દેખાય છે તે ખરા કૃષ્ણ નથી. એ તો દશ્ય છે ને ખરા કૃષ્ણ તો તેને જે જુએ છે તે છે, તે તું 'પોતે' જ છે. આ તો દષ્ટિ દશ્યમાં પડી છે. દ્રષ્ટામાં પડે તો કામ થાય.' ભક્તો પણ આ ધ્યેયને પામ્યા હોતા નથી. એમનેય એ જોઈએ છે. ધ્યેય હોય તો પોતે ધ્યાતા થાય, પણ ધ્યેયનું સ્વરૂપ જાણવા માટે વચ્ચે ગુરુ જોઈએ.

નરસિંહ મહેતાએ શું ગાયેલું ?

'જ્યહાં લગી આત્મા તત્વ ચિહ્ન્યો નહીં,
ત્યહાં લગી સાધના સર્વ જૂઠી.'

## ભક્તિ : સ્થૂળથી સૂક્ષ્મતમ !

**પ્રશ્નકર્તા :** દરેક ધર્મના શાસ્ત્રોમાં નામનું મહત્વ બહુ બતાવે છે, નામના જાપ કરવાનું, એમાં શું રહસ્ય હશે ?

**દાદાશ્રી :** એ બધું એકાગ્રતા માટે છે. 'નામ' એ સ્થૂળ છે, સ્થૂળ ભક્તિ છે. પછી 'સ્થાપના' સૂક્ષ્મ ભક્તિ છે, પછી 'દ્રવ્ય' એ સૂક્ષ્મત્તર ભક્તિ છે અને છેલ્લે 'ભાવ' એ સૂક્ષ્મતમ છે. આ ચાર પ્રકારની ભક્તિ છે. તે એકલા મહાવીર, મહાવીર બોલતા હોય તોય સ્થૂળભક્તિ થઇ. અને જો સ્થાપના એટલે કે ફોટો મૂકીને 'મહાવીર, મહાવીર' કરે તે સૂક્ષ્મ ભક્તિ થઇ કહેવાય. આ મારો ફોટો મૂકીને ભક્તિ કરે એના કરતા હું જાતે હાજર હોઉં ને મારી હાજરીમાં ભક્તિ કરે તો એ સૂક્ષ્મતર ભક્તિ કહેવાય. અને પછી મારી આજ્ઞા જ પાળે તો એ સૂક્ષ્મતમ ભક્તિ કહેવાય. મારું કહેવાનું, અમારી આજ્ઞા, એના ભાવમાં આવી જાય તો એ ભાવભક્તિ થઇ ગઇ. એ તરત ફળ આપનારું છે. પેલી ત્રણેય પ્રકારની ભક્તિ ભૌતિક ફળ આપનારી છે. અને 'આ' એકલું જ 'રિયલી કેશ' છે તેથી તો અમે કહીએ છીએ કે 'ધીસ ઇઝ ધી કેશ બેંક ઇન ધી વર્લ્ડ.' આને 'કેશ બેંક' શાથી કહીએ છીએ કે અત્યારે 'અહીં' છેલ્લી ભાવ ભક્તિ થાય.

નામભક્તિય ખોટી નથી. નામનો એવો નિયમ નથી. નામમાં તો 'રામ' બોલે તોય ચાલે ને કોઇ 'લીમડો' બોલ બોલ કરે તોય ચાલે. ખાલી બોલવું જોઇએ. જે બોલ્યા તેની મહીં ઉપયોગ રહે, એટલે બીજી બાજુ લિસોટા ના માર માર કરે. આત્માને એક ઘડીવાર વીલો મુકાય એવો નથી, માટે કંઇકનું કંઇક એના માટે ઉપયોગ રાખવો. માટે નામસ્મરણ કરે છે એ કંઇ ખોટું નથી. કોઇ વસ્તુ ખોટી હોતી જ નથી આ જગતમાં. પણ નામ, સ્થાપના ને દ્રવ્ય એ ત્રણેય વ્યવહાર છે અને ભાવ એકલું જ નિશ્ચય છે. વ્યવહારમાં તો અનંત અવતારથી આનું આ જ કર્યું છે ને ભટક, ભટક, ભટક, ભટક કર્યાં કર્યું છે ! આચાર્યો થયા, સાધુઓ થયા, સાધ્વીજી થયાં, આમ ને આમ ભટક ભટક કર્યા કર્યું, માર્ગ મળ્યો નહીં.

## મોક્ષ : જ્ઞાનથી કે ભક્તિથી ?

**પ્રશ્નકર્તા :** ભક્તિમાર્ગથી મોક્ષ છે કે જ્ઞાનમાર્ગથી મોક્ષ છે ?

**દાદાશ્રી :** ભક્તિમાર્ગ તમે શું સમજ્યા ? જ્ઞાનમાર્ગ શરૂ થયા પછી ભક્તિ આવે છે. આ સ્ટેશનનો રસ્તો દેખાડે પછી તમે ચાલો ને ? રસ્તાનું

જ્ઞાન થયા પછી એ રસ્તે ચાલવું એ ભક્તિ છે.

ભક્તિ શબ્દનો ખરો અર્થ શું છે ? એ શબ્દની મહીં આશ્રય સમાઇ જાય છે. આ બધાને જ્ઞાન આપ્યું છે તે બધા ભક્તિમાર્ગમાંયે છે. જેનો આશ્રય લીધો તેની ભક્તિ કરવાની.

**પ્રશ્નકર્તા :** એટલે ભક્તિમાર્ગેય અક્રમ માર્ગમાં છે ?

**દાદાશ્રી :** 'આ' પરાભક્તિ છે. અક્રમમાર્ગમાં આત્મા પ્રાપ્ત કરી લીધા પછી જે ભક્તિ કરે છે તે પોતે પોતાની જ ભક્તિ કરે છે. આ માળા બનાવે છે તેય પોતાની ભક્તિ કરે છે, પછી ભલે એ માળા અમને ચઢાવે ! 'જ્ઞાની પુરુષ'ની ભક્તિ એ પોતાના આત્માની જ ભક્તિ છે. જ્યાં સુધી તમારો સંપૂર્ણ આત્મા વ્યક્ત નથી થયો ત્યાં સુધી 'જ્ઞાની પુરુષ' એ જ તમારો આત્મા છે. 'જ્ઞાની પુરુષ' શલ્ય રહિત હોય. પોતે પ્રસન્ન ચિત્તવાળા હોવાથી સામાને એ પ્રસન્નચિત્તનાં દર્શન કરવાથી જ એને આનંદ પ્રગટે. 'જ્ઞાની'નાં દર્શન માત્રથી અનેક અવતારોનાં પાપો ભસ્મીભૂત થઇ જાય!

## પરાભક્તિ : અપરાભક્તિ !

આખું જગત ભક્તિ ખોળી રહ્યું છે, એ અપરાભક્તિ છે. જે ભક્તિમાં સહેજેય બુદ્ધિનો પ્રવેશ હોય નહીં એ મોક્ષની ભક્તિ કહેવાય. ભક્તિ મોક્ષની હોવી જોઇએ. બુદ્ધિનો પ્રવેશ થાય તો એ અપરાભક્તિ થાય. બુદ્ધિ બહાર નીકળી ગઇ તો પરાભક્તિ. 'અહીં' આખો દહાડો ચાલે છે એ પરાભક્તિ છે. પરાભક્તિનું ફળ મોક્ષ. આપણો તો આ મોક્ષમાર્ગ છે. જ્યાં મોક્ષમાર્ગ નથી ત્યાં સંસારમાર્ગ છે. જે ભક્તિમાં બુદ્ધિ આવે ત્યારે તે 'ઇમોશનલ' રાખે, 'હું'પણાનું ભાન કરાવડાવે, 'રિલેટિવ' સ્વરૂપનું ભાન કરાવડાવે, 'હું ચંદુલાલ છું. હું લોખંડનો મોટો વેપારી છું' એવું ભાન કરાવડાવે. બુદ્ધિ પરાભક્તિ થવા ના દે. અહીં તો જ્ઞાન આપ્યા પછી પરાભક્તિ જ હોય. પરાભક્તિ તો કોને કહેવાય કે જે આત્મા માટે કરવામાં આવે, શુદ્ધાત્મા માટે, આત્મહેતુ માટે કરવામાં આવે તે. આત્મહેતુ માટે જાગે તે નીંદર કહેવાય. આત્મહેતુ માટે ખાય તે અનશન અને આત્મહેતુ માટે ભક્તિ કરે તે પરાભક્તિ.

❖ ❖ ❖ ❖ ❖

# (૨૦)
# ગુરુ અને જ્ઞાની

## યથાર્થ ગુરુ !

**પ્રશ્નકર્તા :** મારે પહેલાંના ગુરુ છે તો અહીં તમને ગુરુ કરાય ?

**દાદાશ્રી :** ગુરુ તો બે જોઈએ જ. સંસારના ગુરુ શુભાશુભનું શિખવાડે. અને અહીં તો શુભાશુભથી છોડાવે. ખરી રીતે આ ગુરુપદ જ નથી. અહીં કોઈ બાધક વસ્તુ ના હોય, સાધક વસ્તુ જ હોય. સંસારના ગુરુ તો જોઈએ જ. એના આશીર્વાદ હોય તો ભૌતિક સુખો માટે બહુ કામ લાગે. ને આ તો અલૌકિક વસ્તુ છે ! પેલા લૌકિક ગુરુ કહેવાય.

**પ્રશ્નકર્તા :** લૌકિક ગુરુ એટલે શું ?

**દાદાશ્રી :** સારું શિખવાડે એ લૌકિક ગુરુ. સંસારનું સિંચન આ ભવમાં શા આધારે થાય ? યોજના ઘડાઈ ગઈ હોય તેના આધારે. મા-બાપ સારાં મળે, ઘડતર માટે ટાંકણાં સરસ મળે. બધું લઈને જ આવે છે. 'જ્ઞાની'ની કૃપા તો મૂંગી હોય, મોઢે કે' કે' ના કરે કે ધનવાન થજે કે પુત્રવાન થજે. પણ 'જ્ઞાની'ની કૃપાથી મોક્ષ મળે !

**પ્રશ્નકર્તા :** દરેકને મોક્ષ મળવાનો જ છે તો પછી 'જ્ઞાની'ની શી જરૂર ?

**દાદાશ્રી :** સેન્ટ્રલ સ્ટેશન આવવાનું છે, પણ સ્ટેશન આવ્યા પછી જ એમ કહેવાય. દરેક જીવો અનાદિથી છે, પણ 'જ્ઞાની' મળે ને જ્ઞાન થાય ત્યાર પછી જ સાદિ સાંતમાં આવે છે.

**પ્રશ્નકર્તા :** એટલે મોક્ષનાં માર્ગમાં ગુરુની જરૂર ખરી ?

**દાદાશ્રી :** હા, કેટલાક કહે છે કે ગુરુની જરૂર નહીં ને ! આ તો લાઈટને હોલવી નાખવા જેવી વાત છે. ગુરુ તો પ્રકાશ છે, પણ ગુરુ તો ઓળખાવા જોઈએ ને ? આ તો અંધારાને પ્રકાશ માને તો શી રીતે કામ થાય ?

'ગુરુ' તો આ બધા આચાર્યો-મહારાજો છે તે ગુરુ કહેવાય. 'સદ્ગુરુ' કોણ ? કે જેને સત્ પ્રાપ્ત થયું છે તે. જેને સત્ પ્રાપ્ત થયું હોય તે આપણે અવળું કર્યું હોય તોય અકળાય નહીં, અને 'જ્ઞાની પુરુષ' તે સ્વ-પુરુષાર્થ સહિત હોય. 'જ્ઞાની પુરુષ' તો 'વર્લ્ડ'ની અજાયબી કહેવાય !

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની'ને ઓળખવા શી રીતે ?

**દાદાશ્રી :** 'જ્ઞાની'ને કહેવું કે, 'સાહેબ, મારો ઉકેલ લાવી આપો. ત્યારે એ જો એમ કહે કે, 'આટલું કરી લાવો.' તો આપણે કહેવું કે, 'સાહેબ, આટલો બધો વખત કર કર જ કર્યું તોય પાર ના આવ્યો.' આ નાના છોકરા પાસે ધક્કો ખવડાવીએ તો કશું કરે ખરો ? એ તો મોટાએ જ કરવું પડે. તેમ 'જ્ઞાની પુરુષ' મળે તો એમની પાસે સીધું જ માગી લેવાનું હોય. સંસારમાંથી મુક્તિ અપાવડાવે તે ગુરુ સાચા ! બાકી, બીજા બધા ગુરુ તો ઘણાય હોય તે શું કામના ? એ તો અહીંથી સ્ટેશને જવું હોય તોય રસ્તાનો ગુરુ કરવો પડે.

## લૌકિક ગુરુઓ !

લૌકિક ગુરુઓ ભલે જ્ઞાની નથી, પણ એ 'કોણ છે' એ ખબર છે? એ પેલા રેલવેના 'પોઈન્ટમેન' જેવા છે. ગાડી દિલ્લીની હોય તે પોઈન્ટ મેળવી આપે અને ગાડીને દિલ્લીના પાટે વાળે. આજે તો દિલ્લીને બદલે સુરત તરફ વાળે છે તે ગાડીઓ બધી સામસામી અથડાઈ ગઈ ! અલ્યા, 'પોઈન્ટમેન'નો પગાર ખાઓ છો તે એટલું તો કામ કરો ! આ તો વાદવિવાદમાં હરાવીને જગતગુરુ થઈ બેઠા ! એ ગુણવાચક નામ છે કે નામવાચક નામ છે ? ન્યાય આપવો પડેને આનો ? જો ગુણવાચક નામ

હોય તો બીજા પ્રશ્નો ઊભા થશે. ને નામવાચક હોય તો વાંધો નથી ! ભગવાને તો શું કહેલું કે, 'અમે આખા જગતના શિષ્ય છીએ.' આખા જગતનો કોઈ ગુરુ થઈ શકે નહીં. આ તો બધા વેપાર માંડી બેઠા છે, ક્યાંય ધર્મની નિષ્ઠા જ રહી નથી. આ તો ખાન-પાન ને માનની જ નિષ્ઠા છે. આ અમારે કડક બોલવું પડે તે અમને કંઈ ગમતું હશે ? છતાં તમે ચેતતા રહો તે માટે કહીએ છીએ. સત્ય કોણ બોલે કે જેને કંઈ જ જોઈતું નથી. આમાં કેટલાક સાચા પુરુષો હશે ખરા. પણ તે બહુ ઓછા, સેંકડે બે-પાંચ ટકા જ મળે. છતું ચલાવનાર કોણ કે જે પોતે સો ટકા છતું ચાલતો હોય તે જ બીજાને છતું ચલાવી શકે. પોતાનામાં ઊંધું હોય તો બીજાને શી રીતે ઉપદેશ આપી શકે ? હું જેમાં સો ટકા 'કરેક્ટ' હોઉં તેનો તમને ઉપદેશ આપું, તો જ વચનબળ ચાલે.

## 'રિલેટિવ' ધર્મ, તો સથવારા જેવા !

આ 'રિલેટિવ' ધર્મો છે તે સંગાથ જેવા છે. સંગાથમાં સારો માણસ જરા મજબૂત માણસ હોય તો રસ્તામાં સારું પડે ને બહારવટિયા જેવો મળે તો લૂંટી લે. સંગાથ એટલે જેનું 'બીગિનિંગ' હોય અને જેનું 'એન્ડ' હોય. જેનું 'બીગિનિંગ' ના હોય ને 'એન્ડ' પણ ના હોય, એવો સંગાથ શા કામનો ? સંગાથ એટલે કુદરતી રીતે એક વિચારના ભેગા થઈ જાય તે. આપણું તો આ 'સાયન્સ' છે, 'ફ્રોમ ઝીરો ટૂ હંડ્રેડ' સુધીનું છે. આ તો ઠેઠ સુધીનું છે અને આગળ-પાછળના 'રિલેશન' સાથેનું છે.

ધર્મ તો આરપાર લઈ જાય તે. એવું તો કોઈ વખત ઉત્પન્ન થતું જ નથી ને ? થાય તો કામ જ નીકળી જાય. જો કે કશું ના મળ્યું હોય તેના કરતાં આ 'રિલેટિવ' ધર્મના સંગાથ સારા.

## વેપાર, ધર્મમાં તો ન જ શોભેને !

આખા જગતનો જે શિષ્ય થાય તે જ ગુરુ થવાને લાયક છે. એક ક્ષણવાર 'આ મારો શિષ્ય છે' એવું ભાન રહેતું નથી તો શિષ્ય કરો. અમે પાંચ હજાર માણસને જ્ઞાન આપ્યું છે, પણ અમને એક ક્ષણવાર પણ 'મારા શિષ્ય છે' એવું થતું નથી.

ભગવાને કહ્યું કે બધું વાંકું કરશો તો ચાલશે પણ એક ગુરુ પાંસરો કરજો. અનંત અવતારથી વાંકા ગુરુ મળ્યા તેથી રખડ્યો છે. હિન્દુસ્તાન દેશમાં ધર્મ સાથે વેપાર લઈ બેઠા છે, એ બરોબર નથી. વેપારમાં ધર્મ હોવો જોઈએ. ધર્મમાં વેપાર ના કરાય. ભલે 'એ' 'જ્ઞાની' ના હોય પણ 'એને' જોઈને તારું દિલ ઠરતું હોય તો ત્યાં બેસજે, પણ ધર્મના વેપારી પાસે ના પડી રહીશ. અને જો ચોખ્ખા માણસ ના મળતા હોય તો ભીમે કર્યું હતું તેવું કરવા જેવું છે. ભીમને ચોખ્ખા માણસ ના મળ્યા તે એણે એક લોટું લીધું અને રંગ્યું અને ઉપર લખ્યું 'નમો નેમિનાથાય' અને ત્યાં દર્શન કર્યાં ! જો કે એમાં કોઈનો દોષ નથી. આ કાળ જ વિચિત્ર આવ્યો છે. તે તેમાં આવું જ હોય. એય બિચારા શું કરે ? એય ફસાયા છે ત્યાં !

**પ્રશ્નકર્તા :** પાટ ઉપર સાધુ બેઠા હોય ને જઈને તેમને નમસ્કાર કર્યા એટલે ગુરુ કરી લીધા એમ કહેવાય ?

**દાદાશ્રી :** ના, આપણે એમને કહેવાનું, એમની જોડે સોદો કરી લેવાનો. આ તો બધો વેપાર, માટે 'કંટ્રાક્ટ' કરવો જોઈએ કે આજથી મારા હૃદયમાં તમને ગુરુ તરીકે સ્થાપન કરું છું. સ્થાપન કર્યા પછી મંડાણ કર્યું કહેવાય અને મંડાણ કર્યાં પછી ખંડન કરવું તે બહુ ગુનો છે, નહીં તો મંડાણ કરશો જ નહીં. ભગવાનની ભાષા એવી છે કે મંડાણ કરશો નહીં ને મંડાણ કરો તો ખંડન કરશો નહીં.

આખી દુનિયામાં ગુરુ કરતાં જો કોઈને આવડ્યા હોય તો આ ખોજા લોકોને ! તમારા ગુરુ જો પૈણ્યા હોય, અરે, પૈણ્યા ના હોય પણ કો'કમાં સળી કરી હોય તો ત્યાં તમે બધા એમને મારમાર કરો. અને આ ખોજા લોકના ગુરુ તો પૈણ્યા એક યુરોપિયન લેડીને ! અને એ બધા લોકોએ ઉજવણી કરી કે આપણા ગુરુ એક યુરોપિયન લેડીને પૈણે છે ! એનું નામ શિષ્ય કહેવાય. ગુરુની ખોડ કાઢવાની ના હોય. બધાની ખોડ કાઢજો પણ ગુરુની ખોડ ના કાઢવાની હોય, નહીં તો ગુરુ કરશો જ નહીં. ધર્મ સંબંધમાં ભૂલ ભાંગે એ તો ભગવાન કહેવાય. કોઈની ભૂલ ના કઢાય, એ તો બહુ મોટી જોખમદારી છે.

એટલે આ સહજાનંદ સ્વામીએ શું શોધખોળ કરેલી તે જાણો છો ?

ગુરુ એ પાંચમી ઘાતી છે. જો જરાક તેમનું અવળું દેખી ગયા તો માર્યા જશો. અને અવળું દેખાય તોય 'ના, એવું હોય નહીં.' એમ કરી આંખો દાબી દેજો. કારણ કે નહીં તો જીવો પડી જાય બધા. એક સચવાઇ રહ્યા હોય તો આ આગાખાનનાં. જુઓ, ત્યાં કોઇ દહાડોય બૂમ પડી છે ? અને આપણા લોકો જો એમના શિષ્ય હોય તો બધી જાતના એમના ન્યાય તોળી આપે.

હું ગુરુની આરાધના કરવાનું નથી કહેતો, પણ એમની વિરાધના કરશો નહીં. અને જો આરાધના કરે તો કામ જ થઇ જાય, પણ એ આરાધનાની શક્તિ એટલી બધી માણસને હોય નહીં. હું શું કહું છું કે ગાંડો ગુરુ કરજો, સાવ ગાંડો કરજો, પણ આખી જિંદગી એને 'સિન્સિયર' રહો તો તમારું કલ્યાણ થઇ જશે. તદ્દન ગાંડા ગુરુને 'સિન્સિયર' રહેવામાં તમારા બધા જ કષાયો ખલાસ થઇ જાય ! પણ એટલી સમજણ પડવી જોઇએ ને ? એટલી મતિ પહોંચવી જોઇએ ને ? તેથી તો તમારા માટે 'પથ્થર'ના દેવ મૂક્યા કે આ પ્રજા આવી છે માટે પથ્થરના મૂકો એટલે ખોડ કાઢે નહીં. ત્યારે કહે, 'ના, પથ્થરમાં પણ ખોડ કાઢે છે કે આ આંગી બરાબર નથી !' આ પ્રજા તો બહુ વિચારશીલ ! બહુ વિચારશીલ, તે ગુરુનો દોષ કાઢે એવા છે ! પોતાના દોષ કાઢવાનાં તો કયાં ગયા, પણ ગુરુનોય દોષ કાઢે ! એટલી બધી તો તેમની 'એલર્ટનેસ' !!

અમે 'ગેરેન્ટી' આપીએ છીએ કે કોઇપણ ગાંડો ગુરુ કરો અને જો આખી જિંદગી એને નભાવો તો મોક્ષ ત્રણ અવતારમાં થાય એવું છે. ગુરુ પણ જીવતો હોવો જોઇએ. તેથી તો આ લોકોને એ ના પોષાયું ને મૂર્તિ મૂકવામાં આવી.

**પ્રશ્નકર્તા :** ગુરુ જે આજ્ઞા કરે તે આજ્ઞામાં જ રહેવું જોઇએ ને ?

**દાદાશ્રી :** હા, ગાંડી આજ્ઞા કરે તોય આજ્ઞામાં જ રહેવું જોઇએ. તમારે જો મોક્ષે જવું હોય, તો ગુરુ કરો તો ગુરુને ઠેઠ સુધી 'સિન્સિયર' રહો. શિષ્ય કોને કહેવાય કે ગુરુના સુખમાં પોતાનું સુખ માને. ગુરુને શેમાં આનંદ થાય છે તે જુએ. અને જો આખી જિંદગી ચલાવે તો બધાંય કષાય

ખલાસ થઈ જશે. તમારા કષાયો ધોવાનું સાધન ગાંડો ગુરુ હોય, નહીં તો 'જ્ઞાની પુરુષ' એને ધોઈ આપે. વચગાળાનાં તો બધા રઝળપાટ કરાવે. 'મુક્ત પુરુષ'ની આજ્ઞાવશ રહેવું તેનું નામ ધર્મ.

જેને એક ફેરો આપણે ગુરુ તરીકે સ્થાપન કરી નમસ્કાર કર્યા હોય, પછી એવા કોઈ પણ ગુરુ હોય, ચક્રમ હોય કે ગાંડો હોય પણ એક ફેરો નમસ્કાર કર્યા પછી એમની નિંદામાં ના પડવું જોઈએ. ગુરુની પોલ બહાર નીકળી ત્યારે આપણે નિંદા કરીએ, તે ના હોવું જોઈએ. ગુરુ ઊંધું કરે તો એ જોખમદારી ગુરુની છે, બીજા કોઈની નથી. આ ખોજા કોમ ગુરુની નિંદા ના કરે. કેટલી ડહાપણની એમની વાત છે ! એમના આ ડહાપણનો ગુણ સ્વીકારવો જોઈએ. વીતરાગો શું કહે છે કે કોઈપણ માણસનો ડહાપણનો ગુણ હોય તો તે સ્વીકારવો જોઈએ. જ્યારે હિંદુઓ તો બહુ 'ડેવલપ' કોમ એટલે તરત જ નિંદા કરે કે આમ કેમ થાય ? તે આ લોક ગુરુનાય ન્યાયાધીશ ! ડખામાં પડે છે, તે બુદ્ધિને મેલને પૂળો અહીંથી. આ લોકોને પૂર્વ વિરાધક જીવો શાથી કહું છું કે કચરો રહ્યો તે જ આ કાળમાં આવ્યો છે. ચોથા આરાનો તો સતયુગ, ત્રેતા ને દ્વાપરનું જે 'રબિશ મટિરિયલ્સ' છે તે જ આજના જીવો છે, તે વિરાધનાવાળા જ હોય. જે ખાવાનું આપે તેની વિરાધના કરે, ગુરુ શિખવાડે તો તેની વિરાધના કરે, મા-બાપ ખાવાનું આપે તો પણ તેમનું અવળું બોલે. તે પાડોશીને એમ કહે કે, 'મારા પપ્પા મમ્મીને લડતા હતા, નાલાયક છે !' તે પછી છોકરાને પાડોશી ફટવે. પોતે પોતાના ઘરની વાત બહાર કરી દે ! એટલે 'સિન્સિયારિટી' રહી જ નથી આ કાળમાં.

## 'જ્ઞાની પુરુષ'નો કેવો સિદ્ધાંત !

જેને પૂજ્ય ગણ્યા હોય પછી એ ગમે તેટલું ખરાબ કરે, પણ તું તારી દૃષ્ટિ ના બદલીશ. મારો તો પહેલીથી જ સિદ્ધાંત કે મેં જે છોડવો પાણી પાઈને ઉછેર્યો હોય તો ત્યાંથી મારે રેલવે લાઈન પણ લઈ જવી હોય તો તેને બાજુથી વાળી લઉં, પણ મારો ઉછેરેલો છોડવો ના ઉખેડું! સિદ્ધાંત હોવો જોઈએ. એક ફેર મંડન કર્યા પછી ખંડન ક્યારેય પણ ના કરાય. ખંડનની વાત તો ક્યાં રહી, પણ તમે ભેગા થયા છો ત્યારથી

તમારા માટે જે અભિપ્રાય બાંધ્યો છે તે એક સેકન્ડ પણ મારો અભિપ્રાય ના ફરે ! આજે હું નક્કી કરું કે આ માણસ ચોખ્ખો છે, પછી એ માણસે મારા ખિસ્સામાંથી પૈસા લીધા હોય, કોઇ પુરાવો આપતો હોય કે મેં એને જાતે ચોરી કરતા જોયો છે તોય હું કહું કે એ ચોર નહોય. કારણ કે અમારી સમજ જુદી છે. એ માણસ કાયમને માટે કેવો છે એવું અમે જોઇ લીધું હોય, પછી સંજોગવશાત્ એ માણસ ગમ્મે તે કરે તેની અમે નોંધ કરીએ નહીં. જગત આખું સંજોગવશાત્‌ની નોંધ કરે છે. મૂળ પૂર્વવિરાધક જીવડાં તે વિરાધનાનો તેમને વિચાર આવે જ, તેમાં એનો અમે દોષ ગણતા નથી. અમે શું કહીએ છીએ કે વિરાધનાનો વિચાર તો તમને આવે જ, પણ વિરાધનામાં 'આપણે' ભળવું ના જોઇએ, તે રૂપ ના થવું જોઇએ.

દરેક ભૂલ ભાંગી મોક્ષે જવાશે. ભૂલ ભાંગ્યા વગર મોક્ષે નહીં જવાય.

ગમે તેવા સંજોગો ભેગા થાય છતાં સ્થિરતા ના તૂટે, ધ્યેય ના બદલાય એ ધર્મ પામ્યો કહેવાય. આ તો લોકો આબરૂ રાખવા માટે સારા રહે છે કે પછી અવળા પાટાના સંજોગ ભેગા ના થાય એટલે સારા રહ્યા ! આપણો ધ્યેય 'શુદ્ધાત્મા' ને મોક્ષ, એટલે બીજું કશું અડે જ નહીં. પરપરિણતિ અડે જ નહીં. અત્યારે તમે આખો દહાડો પરપરિણતિમાં રહો છો ને મોક્ષ ખોળો છો ? મોક્ષે જવું હોય તો એ એક જ ધ્યેય જોઇએ.

## ધર્મનો મર્મ !

ધર્મ તો બહારેય રહ્યો છે. તે આટલા બધા લોકો ધર્મમાં જાય છે, મંદિરમાં જાય છે, ઉપાશ્રયમાં જાય છે ત્યાં બધે ધર્મ રહ્યો છે. પણ મર્મ રહ્યો નથી, ત્યાં મર્મ જેવું કશું જ ના મળે. આવડી મોટી હાફૂસની કેરી હોય, પણ કાપીએ ત્યારે મહીંથી ગોટલો ને છોડું બે જ નીકળે ત્યારે એમાં શું મર્મ રહ્યો? એમ ધર્મ રહ્યો છે, પણ ધર્મનો મર્મ રહ્યો નથી. ધર્મ એટલે સાચી વસ્તુની શોધખોળ આરોપિત ભાવથી કરવી તે અને 'આ' તો 'સાયન્સ' છે! ધર્મ તો તેનું નામ કે આધ્યાત્મિકના સાધનો ભેળાં કરી આપે.

## ... એવું ભાન, તેય મોટી જાગૃતિ !

ગુરુની જ વિરાધના એટલે કે જેના થકી કંઈક પામ્યો હતો, એક આની કે બે આની તેની પોતે વિરાધના કરે એટલે જેનાથી મંડન થવાનું હતું તેનું જ ખંડન કરે એનું નામ પૂર્વવિરાધક જીવડાંઓ. આ કાળમાં પૂર્વવિરાધક જીવો છે, હુંય એમાંનો હતો. મને આ જ્ઞાન થયેલું તે 'હું પૂર્વવિરાધક છું' એવું ભાન થયા પછી આ જ્ઞાન થયેલું.

## ગુરુને ઓળખવા ...

**પ્રશ્નકર્તા :** અણસમજણમાં ગુરુને ઓળખ્યા વિના ગુરુ કરી લીધા પછી પાછળથી સમજાયું કે આ ગુરુ બરાબર નથી, તો શું કરવું ?

**દાદાશ્રી :** ગુરુને ઓળખવાના હોતા નથી. ગુરુ પર તો આપણને ભાવ થાય છે એટલે એમને ગુરુ કરી નાખીએ છીએ. ગુરુને ઓળખવાનું તો કોઈને આવડતું જ નથી. એ ઝવેરીપણું જ ક્યાં છે ? આ તો કાચ લાવે એવા લોક છે. આમને હીરાની પરીક્ષા છે, પણ માણસની પરીક્ષા ક્યાંથી લાવે ? આ શું થાય છે કે ભાવ આવે છે ને ગુરુ કરી નાખે છે, 'સાહેબ, તમે મારા કાલથી ગુરુ.'

**પ્રશ્નકર્તા :** હા, તો એ ગુરુ કર્યા એટલે એમને ઠેઠ સુધી વળગી રહેવું?

**દાદાશ્રી :** ગુરુ કર્યા પછી એમના ઉદયકર્મ ફરે ને એ કંઈ ગાંડા થઈ જાય તોય એમનું ગુરુપદ કંઈ જતું રહ્યું ? એ ઉદયકર્મના આધારે ગાંડા કાઢે છે, પણ જે ગુરુપદ આવું પકડી રાખે છે તેને આરાધક પદ ભગવાને ગણ્યું છે. જેની આરાધના કરી તેની વિરાધના ના કરવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** એવું પણ કહે છેને કે ગુરુ વગર જ્ઞાન કેવી રીતે મળે ?

**દાદાશ્રી :** ગુરુ તો રસ્તો દેખાડે, માર્ગ દેખાડે ને 'જ્ઞાની પુરુષ' જ્ઞાન આપે. 'જ્ઞાની પુરુષ' એટલે જેને જાણવાનું કશું બાકી નથી, પોતે તદ્સ્વરૂપમાં બેઠા છે. એટલે 'જ્ઞાની પુરુષ' બધું તમને આપે અને ગુરુ તો

સંસારમાં તમને રસ્તો દેખાડે, એમના કહ્યા પ્રમાણે કરીએ તો સંસારમાં સુખી થઈએ. પણ ત્યાં આગળ આ દુઃખ, આ ઉપાધિ જાય નહીં ને ? આ ઉપાધિ તો કાયમની વળગેલી જ હોય. આ બધા ગુરુને ભજે, તો બહુ ત્યારે સાંસારિક સુખ થોડું ઘણું મળે, પણ ઉપાધિ ના જાય. આધિ, વ્યાધિ ને ઉપાધિમાં સમાધિ અપાવે તે 'જ્ઞાની પુરુષ'.

❖ ❖ ❖ ❖ ❖

## (૨૧)

# તપશ્ચર્યાના હેતુ !

### તપ, ત્યાગ ને ઉપવાસ !

**પ્રશ્નકર્તા :** વ્રત, તપ, નિયમ એ જરૂરી છે કે અજરૂરી છે ?

**દાદાશ્રી :** એવું છે, આ 'કેમિસ્ટ'ને ત્યાં જેટલી દવાઓ છે એ બધી જરૂરી છે પણ તે લોકોને જરૂરી છે, તમારે તો જે દવાની જરૂર છે એટલી જ શીશી તમારે લઇ જવાની. એવું વ્રત, તપ, નિયમ આ બધાની જરૂર છે. આ જગતમાં કશું ખોટું નથી. ચોરી કરે છે તેય ખોટું નથી, આ 'ઇન્કમટેક્ષ' ઉઘરાવે છે તેય ખોટું નથી. આપણું ગજવું કપાઇ જાય છે એ તો કુદરતનો ટેક્ષ છે ! એ ટેક્ષ ઉઘરાવનારા ચોર લોકો સ્તો ! એમાં કશું ખોટું છે જ નહીં. જપ, તપ કશું ખોટું નથી. પણ સહુ સહુની દૃષ્ટિએ સહુની અપેક્ષાએ સત્ય છે.

**પ્રશ્નકર્તા :** તો જપ-તપ કરવું જરૂરી છે કે નહીં ?

**દાદાશ્રી :** ના, 'ડ્રગિસ્ટ'ને ત્યાં બધી દવાઓ હોય તો કંઇ બધી દવા આપણે પીવાની જરૂર છે ? તમને જેટલું દર્દ હોય એટલી જ દવા, એકાદ-બે બાટલી લેવાની. બધી બાટલીઓ લઇ જઇએ તો મરી જવાય, ઊલટું ! જપ-તપનો શોખ હોય તો તે કરવું.

**પ્રશ્નકર્તા :** જપ-તપમાં શોખ થાય ?

**દાદાશ્રી :** શોખ વગર તો કોઇ કરતું હશે ? એવું છે, આ સ્ત્રીનો શોખ, દારૂનો શોખ, બીડીનો શોખ, એ બધા શોખ અશુભ શોખ કહેવાય. અને આ જપ-તપ એ શુભના શોખ છે. હંમેશાં રોજ રોજ કરવું પડે એ

બધું શોખ કહેવાય.

**પ્રશ્નકર્તા :** જપ-તપમાં કર્મ બંધાય ?

**દાદાશ્રી :** એમાં કર્મ જ બંધાયને ? દરેક બાબતમાં કર્મ જ બંધાય. રાત્રે સૂઈ જાવ તોય કર્મ બંધાય. અને જપ-તપ કરે એમાં તો મોટા કર્મ બંધાય. પણ એ પુણ્યનાં કર્મ બંધાય, તેનાથી આવતે ભવે ભૌતિક સુખો મળે.

આ આખો વીતરાગ માર્ગ લાભાલાભનો માર્ગ છે. ધર્મમાં પાંચ આનાયે ના છૂટકે જવા ના દેશો. ઉપવાસ કરે ને કહેતો ફરે કે 'બે ઉપવાસ છે ને ત્રણ ઉપવાસ છે' અને છોકરો આવે તેની જોડે કકળાટ માંડે, 'કેમ આજે સવારના દુકાનમાં ગયો નથી ?' અલ્યા, દુકાનને તો તારે શું તોપને બારે ચઢાવવી છે ? તું તારી મેળે ઉપવાસ કરને. છોકરો કહેશે કે, 'જરા આજે મારાથી જવાયું નહીં,' એટલે પેલો કકળાટ માંડે. આ બાજુ માજી આ રૂમમાં, ઉપવાસમાં બેઠાં હોય ને પેલા રૂમમાં પ્યાલા ખખડ્યા એટલે 'એ શું થયું ? શુ ફૂટ્યું ?' કરે. માજી, તમારો આત્મા ફૂટ્યો ! એક પ્યાલો ફૂટ્યો તો ત્યાં આગળ ચિત્ત જાય. આ બધી નરી ખોટ જ ખાય છે.

## પ્રાપ્ત તપ !

એવું છે, આ કાળમાં જીવોએ જાણીબૂઝીને તપ ના કરવાં અને અજાણ્યાં જે તપ આવે, એની મેળે આવી પડે તો તે તપ કરવાનું કહ્યું છે. કારણ કે આ દુષમ કાળમાં એક તો મૂળ તપેલો જ હોય, પછી ઘરમાં હોય, બેડરૂમમાં હોય કે ઉપાશ્રયમાં હોય, પણ હોય તપેલો જ. તપેલાને તપવીને શું કામ છે ? માથું વાઢીને પાઘડી પહેરવા જેવી વાત છે એ. પ્યાલો ફૂટે એટલે તપ કરવાનું. છોકરો દુકાને ના ગયો ત્યારે તપ કરવાનું. જ્યારે આપણી પ્રકૃતિ પ્રતિકૂળતામાં ઊછળે ત્યારે મહીં ઘમસાણ મચી જાય, તે વખતે તપ કરવાનું છે. આ કાળમાં આવી પડેલાં તપ કરવાનાં છે. સતયુગમાં તો શેઠને આખી જિંદગી સુધી ખબર જ ના પડે કે ઘરમાં ચોખા ક્યાંથી આવે છે ને કેટલામાં આવે છે ? એની મેળે આવ્યા જ કરતું હોય ! અને આજે તો ઘરનાં બધા જ માણસને ખબર પડે કે હમણાં રેશન માટે

ગયા છે તે ચોખા લાવશે, ખાંડ લાવશે. જુઓ પુણ્યશાળી (!) લોકો આ ! હેય ! મોટા બાર બાર માળના મકાનો બાંધ્યાં, છતાં એમની પુણ્યૈ કેવી કાચી પડે છે ?

## 'જ્ઞાની'ને ત્યાગાત્યાગ ?

વીતરાગ માર્ગના માણસનું જીવન ઉપયોગમય જોઈએ. એ ઉપયોગ કેવો હોય કે અશુભ થતું હોય એમાંથી શુભને ગ્રહણ કરે.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની'ને 'ત્યાગાત્યાગ' સંભવે નહીં, એ સમજાવો.

**દાદાશ્રી :** એટલે શું કે આ અહીં જમવાની થાળી આવી હોય ને તેમાં કઢી ખારી આવી તો 'જ્ઞાની' તેનો ઉકેલ લાવી નાખે. અને કઢી બહુ સારી આવી, સ્વાદિષ્ટ આવી તોય તેનો ઉકેલ લાવી નાખે. ત્યાં આગળ 'આનો મને ત્યાગ છે' એમ ના કહે. ત્યાગ કહ્યું એટલે તિરસ્કાર કહેવાય, અને અત્યાગ એ રાગ છે. 'જ્ઞાની'ને રાગ કે દ્વેષ કશું જ ના હોય માટે 'જ્ઞાની'ને ત્યાગાત્યાગ સંભવે નહીં, જે આવ્યું તે વીતરાગ ભાવે સ્વીકારી લે ને તેનો ઉકેલ લાવી નાખે. આપણે તો નિકાલ કરીને ઉકેલ લાવવાનો છે.

ભગવાને આ લોકો જે ત્યાગ કરે છે તેને ત્યાગ નથી કહ્યો. ભગવાને વસ્તુની મૂર્છાના ત્યાગને ત્યાગ કહ્યો છે. આ 'દાદા'ની પાસે ચીજો બધી જ છે. ફલાણું છે, વેપાર છે, એમના નામનો ધંધો ચાલે છે, એમના નામના ચેક ચાલે છે. 'દાદા'એ કશું જ ત્યાગ્યું નથી. પણ ના, એમને મૂર્છા કોઈ જાતની નથી માટે એમને સર્વસ્વ ત્યાગ છે. અને સાધુ મહારાજ કહે છે ને કે મારું જન્મસ્થળ આ ગામમાં છે, તે ના બોલાય. ત્યાગી છતાં આ બધું મહીંનું મહીં ભરાયેલું હોય, તે મૂર્છા તૂટી નથી. અને અમે જે કહીએ છીએ તેમાં ત્યાગ કશો કરવા જેવો નથી. શેનો ત્યાગ કરવા જેવો નથી ? વસ્તુનો ત્યાગ નથી કરવાનો, મૂર્છાનો ત્યાગ કરવાનો છે. મૂર્છા કોને કહેવાય છે? મોહનીય કર્મને. લોકોએ વસ્તુઓ બહુ ત્યાગી છે, પણ વસ્તુ તો આખી ઊભી જ રહી છે. કારણ કે વસ્તુની મૂર્છા નથી ગઈ. 'સ્વરૂપજ્ઞાન'ની પ્રાપ્તિ પછી તમને હવે મૂર્છા રહે નહીં. કારણ કે તમે

શુદ્ધાત્મા થયા છો. શુદ્ધાત્મા થયા એટલે સર્વ મૂર્છા ગઇ. તમારું મોહનીય કર્મ સંપૂર્ણ નાશ થયું છે, નહિ તો શુદ્ધાત્માનું લક્ષ બેસે નહીં. મોહનીય કર્મનો છાંટો હોય ત્યાં સુધી શુદ્ધાત્માનું લક્ષ બેસે નહીં.

## શુદ્ધાત્માનું લક્ષ !

**પ્રશ્નકર્તા :** દાદા, શુદ્ધાત્માનું લક્ષ બેસે એટલે એ અનુભવમાં આવે ત્યારે લક્ષ બેઠું કહેવાય ?

**દાદાશ્રી :** રાત્રે તમે સૂઇ ગયા હો ને જાગો ત્યારે સૌથી પહેલું એની મેળે શું લક્ષમાં આવે છે તમને ?

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ જ આવે છે.

**દાદાશ્રી :** એની મેળે 'હું શુદ્ધાત્મા છું' એવું આવે તો લક્ષ બેસી ગયું છે એમ જાણવું. એને યાદ કરવું ના પડે. યાદ કરીએ તો એ તો યાદશક્તિ ના હોય તો યાદ ના પણ આવે. લક્ષ એ જાગૃતિ છે. અને આપણને તો અનુભવ હઉ છે. અનુભવ, લક્ષ, પ્રતીતિ - આ ત્રણેય આપણને છે. આત્માનો અનુભવ થાય ત્યાર પછી જ સમભાવે ક્રિયા થાય, પ્રવર્તન થાય.

## 'દાદાઈ' અગિયારસ !

આ અગિયારસ કરે છે તે પણ 'સાયંટિફિક' છે. આ 'દાદા'ની અગિયારસ જિંદગીમાં એક વખત કરે તો તેનું કલ્યાણ થઇ જાય તેમ છે, એક ફેરે 'દાદા'ના નામ પર થવી જોઇએ.

**પ્રશ્નકર્તા :** દાદાની અગિયારસ કેવી રીતે કરવી ?

**દાદાશ્રી :** પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય ને અગિયારમું મન એમને નિરાહારી રાખવાં. આંખ, કાન, મોં, સ્પર્શ એ જ્ઞાનેન્દ્રિય ને હાથ-પગ, સંડાસ એ બધી કર્મેન્દ્રિય ને અગિયારમું મન; એમને એક દહાડો ખોરાક આપવાનો નહીં, કાને સંભળાય તો ખરું પણ આપણે સાંભળવા જવાનું નહીં, આંખે દેખાય પણ આપણે ઊઠીને જોવા જવાનું નહીં. આખો

દહાડો કશું જ કરવાનું નહીં, મનને બિલકુલ ખોરાક આપવાનો નહીં.

**પ્રશ્નકર્તા :** હલન-ચલન કરાય ?

**દાદાશ્રી :** ના, કશું જ ના કરાય.

**પ્રશ્નકર્તા :** સૂઈ જવાય ?

**દાદાશ્રી :** આડા પડાય.

**પ્રશ્નકર્તા :** ઊંઘ આવે તો ?

**દાદાશ્રી :** તો પાછા બેઠા થઈ જવું. ચોવીસ કલાક નિરંતર જાગૃતિમાં કાઢવા. આમ, એક જ અગિયારસ કરો તો આત્મા જુદો જ પડી જાય.

**પ્રશ્નકર્તા :** આ પાળવું અઘરું છે.

**દાદાશ્રી :** તમે નિશ્ચય કરશો એટલે એ પળાશે જ. તમારો નિશ્ચય અને અમારું વચનબળ હોય એટલે એ પળાય જ !

**પ્રશ્નકર્તા :** ઉપવાસ કરવો હોય તો આપની આજ્ઞા લઈને કરવાનો કે ?

**દાદાશ્રી :** અમે કોઈને આજ્ઞા આવી કરીએ નહીં કે તું ઉપવાસ કર. પણ તમારે ઉપવાસ કરવો હોય તો તેનો નિશ્ચય કરી અમારી પાસેથી આજ્ઞા લઈ જવી. આજ્ઞાથી, વચનબળથી તમારું કામ પૂરું થાય.

**પ્રશ્નકર્તા :** ક્યારેક 'દાદા' અહીં મુંબઈમાં હાજર ના હોય ને ઉપવાસ કરવાની ઉચ્છા થાય તો આપના ચિત્રપટ પાસેથી આજ્ઞા લઈ લેવાય ?

**દાદાશ્રી :** હા, આજ્ઞા લઈને કરો તો વાંધો નહીં. તમે બોલાવો તો હાજર થાઉં એવો છું, પણ તમને બોલાવતાં આવડતું નથી ને ?

**પ્રશ્નકર્તા :** પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિયનું તો સમજ્યા પણ મનનું શું દાદા ? એ તો ભ્રમણ કરે જ છે ને ?

**દાદાશ્રી :** છોને ભ્રમણ કરતું. આપણે એને આહાર ન આપવો, એને નિરાહારી રાખવું. પછી એ કૂદાકૂદ કરે કે બેસી રહે, પણ આપણે તેને આહાર આપવો નહીં. હાથને આહાર આપવો નહીં. આંખને આહાર આપવો નહીં, તે દહાડે બેસવું, પછી પગને આહાર આપવો નહીં, ચોપડી લઈ ને બેસવું નહીં અને 'દાદા, દાદા' બોલ્યે રાખવું. તે મોઢેથી બોલવાનુંય નહીં, મનમાં 'દાદા'નું સ્મરણ ચાલ્યા જ કરે. આવી જો એક અગિયારસ કરે તો સામટું ફળ મળે. આ તો અગિયારસ કરે તેય મોરિયા ને લાડવા, પાછી પૂરીઓ ઘીની, કઢી-શાક જુદી જુદી જાતનાં, તે ઊલટું તે દહાડે વધારે ઠોકવાનું.

**પ્રશ્નકર્તા :** તપ કરે, ઉપવાસ કરે, આયંબિલ કરે એનાથી શું થાય?

**દાદાશ્રી :** એનાથી શરીર શુદ્ધ થાય અને મનની શુદ્ધિ થાય. જરા વાણી પણ સારી થાય અને વખતે વાણી બગડીય જાય. સારું જમાડ્યા પછી બોલવાનું કહીએ તો બોલે નહીં. અને ભૂખ્યા પેટે તો બળતરા કાઢે !

## આયંબિલ : એક 'સાયન્ટિફિક' પ્રયોગ !

**પ્રશ્નકર્તા :** આ આયંબિલ જે કરવામાં આવે છે તે ભગવાન મહાવીરના વખતથી છે કે ક્યારથી છે ?

**દાદાશ્રી :** આયંબિલ તો 'સાયન્સ' છે. એ ઋષભદેવના વખતથી છે. એ આત્મધર્મના હેતુ માટે નથી, શરીરધર્મના હેતુ માટે છે. તે શરીરને સારું રાખવા માટે છે. જેના શરીરમાં ઝેરી દ્રવ્યો હોય, અગર તો શરીર સારું ના હોય તે આયંબિલ કરે. એ પદ્ધતિસરનું હોવું જોઈએ. એક જ વસ્તુ, એક જ ધાન્ય ખાવાનું, બીજું ધાન્ય ખાવાનું નહીં. આયંબિલ બહુ જ સાચું કહ્યું છે. તીર્થંકર ભગવાનના મહેલમાં આખી 'આ' ઓરડી સાચી રહી છે, બીજું બધું જ પડી ગયું છે.

**પ્રશ્નકર્તા :** આયંબિલમાં આ જે વિધિઓ કરે છે, માળાઓ કરે છે, એ બધું બરાબર છે ?

**દાદાશ્રી :** આયંબિલને ને એને કંઈ લેવાદેવા નથી. એ પાછી જુદી

વસ્તુ છે. આયંબિલ એટલે શું કે એક વખત એક જ ધાન્ય ખાવું ને ભગવાનના મંત્ર જપ્યા કરવા એ જ. આયંબિલ એટલે મંત્ર ના જપતો હોય ને એક ધાન્ય એક ટંક ખાય તોય તે આયંબિલ કરી કહેવાય. એ તો મુસલમાનેય કરી શકે. એક ધાન્ય ખાઈને રહે એ તો શરીરનું મોટું તપ છે. એનાથી બધી જાતના 'પોઈઝન' બધાં દ્રવ્યો બળીને ખલાસ થઈ જાય, એ બહુ સારામાં સારું છે. આ તો તીર્થંકર મહારાજોની 'સાયન્ટિફિક' શોધખોળ છે ! એટલે જૈનોને કહું છું કે તમે એટલા તો ભાગ્યશાળી છો કે આ આયંબિલ તમારે ત્યાં રહ્યું છે. પણ હજી એક ધાન્ય ખાય છે, અને તેને શરીર સારું રહે. આયંબિલથી ચામડીના કેટલાક દર્દો મટી જાય છે. કોઢને માટે પણ એ ફાયદાકારક છે.

**પ્રશ્નકર્તા :** ઘણાં લોકો આયંબિલ વર્ષોનાં વર્ષો સુધી કરે છે તેનાથી શું ફાયદો થાય ?

**દાદાશ્રી :** આયંબિલ અમુક સમય સુધી કરે તો જ ફાયદો રહે, બહુ લાંબા કાળ સુધી કરે તો તે પાછું નુકસાન કરે. શરીરમાં બીજાં દ્રવ્યો, વિટામીનો ખૂટી જાય. બધું 'નોર્માલિટી'માં જોઈએ.

## ઉપવાસમાં ઉપયોગ !

**પ્રશ્નકર્તા :** ઉપવાસ ત્રણ દિવસ, નવ દિવસ, એક મહિનો, ત્રણ મહિનાનાં કરવામાં આવે છે તે શું ?

**દાદાશ્રી :** ઉપવાસ સારી વસ્તુ છે, પણ ઉપવાસ તો જેણે બહુ જમણ જમ્યા હોય તેને ઉપવાસ હોય. આ બિચારાં કંટ્રોલનું અનાજ ખાઈને પડી રહે છે એમને ઉપવાસ શા ? ઉપવાસ કરવાનું ખોટું નથી કહ્યું ભગવાને. ભગવાને કહ્યું છે કે, 'ઉપવાસ કરજો. પણ ઉપવાસના તારણમાં આત્મા ના જડ્યો તો ઉપવાસ ગયા નકામા.' ઉપવાસના તારણમાં આત્મા ના જડ્યો, આત્માનું કંઈક સમકિત જેવું ના થયું તો ઉપવાસનું ફળ સંસારફળ મળશે, એનું પુણ્ય મળશે. આ તો અનંત અવતારથી ઉપવાસ કરે છે. પણ એને સમજ્યા વગરનું લાંઘણ કહ્યું છે ભગવાને. કારણ કે ઉપયોગ વગરના ઉપવાસ કરેલા બધા તમારા નકામા ગયા છે !! એ તો તપવાળા જોડે

બેસીએ તો આપણને તપ કરતાં ફાવે જ. આત્મા તો આહારી છે જ નહીં, આ દેહ જ આહારી છે. આનો ફોડ તો એક વખત આત્મા જાણ્યા પછી જ પડે, નહીં તો ફોડ પડે જ નહીં.

ભગવાને કહ્યું છે કે ઉપયોગપૂર્વક એક ઉપવાસ થશે તો કામ થશે. આ તમને 'સ્વરૂપનું જ્ઞાન' પ્રાપ્ત થયું છે. એટલે તમારે તો શુદ્ધાત્માના ઉપયોગપૂર્વક ઉપવાસ થાય, શુદ્ધ ઉપયોગપૂર્વક થાય. તમારી પાસે તો 'વસ્તુ' હાથમાં આવી છે, પતંગનો દોર તમારા હાથમાં છે, તેને ગુલાંટ ના નાખવા દેવી એ તમારા હાથમાં છે. એક ઉપવાસ થાય તો એક કરી તો જુઓ. પછી એના 'ટેસ્ટ' તો જુઓ ! રવિવારનો દહાડો હોય. ક્યાંય જવાનું ના હોય ત્યારે કરવો. એમાં સૂઈ રહેવાનું ના હોય. સૂવામાં ઉપયોગ ના રહે ને ? અને આ તો શુદ્ધ ઉપયોગપૂર્વક ઉપવાસ કરવાનો છે. એમાં આખો દહાડો આ કવિરાજનાં પદો વાંચો તો બહારેય શુદ્ધ ને અંદરેય શુદ્ધ રહે, નહીં તો અમારી પાંચ આજ્ઞાનું અવલંબન લેવાનું. એ રીતે આખો દહાડો શુદ્ધ ઉપયોગમાં કાઢી નાખો તો તમને ઉપવાસ કર્યો હોય એવું લાગશે પણ નહીં. ભૂખ લાગી છે એમ થયા કરે તો ઉપયોગ ચૂક્યા હોય તો જ એમ થાય. ભૂખ લાગી એમ જાણે ખરું, પણ વેદે નહીં. વેદે તો ઉપયોગ ચૂક્યા કહેવાય ને 'જાણે' તો ઉપયોગપૂર્વકનું કહેવાય. કેટલાકને તો ઉપવાસને દહાડે બહુ સારું રહે છે, શાતા વેદનીય લાગે છે. એટલે 'બિલીફ' ઉપર આધાર રાખે છે.

**પ્રશ્નકર્તા :** 'દાદા', ઉપયોગ ક્યાંય રહ્યો નથી તેથી ઉપયોગની કોઈ વાત જ કરતું નથી.

**દાદાશ્રી :** ઉપયોગ ક્યાંય રહ્યો જ નથી. તેથી ઉપયોગની કોઈ વાત કરતા નથી. ઉપયોગ વપરાતો બંધ થઈ ગયો છે એટલે એને મૂકી દીધો છે બાજુએ ! બાકી, ઉપયોગ સમજણ પાડે તો એ સહેલો નથી ?

**પ્રશ્નકર્તા :** હા, સમજણ પાડે તો સહેલો છે !

**દાદાશ્રી :** ભગવાને કહ્યું કે અશુભમાંથી શુભ કરે તો તેય ઉપયોગપૂર્વક કર, અને શુદ્ધમાં આવે તો તો શુદ્ધ ઉપયોગ- એટલે પરમાત્મ

સ્વરૂપ થઈ ગયો. એટલે ઉપયોગ રાખવાનું કહ્યું છે. આમ તો બધું થાય છે, પણ તેનો અર્થ જ નથી કશો. જો કે તેનું ફળ મળશે, નકામું જવાનું નથી કોઈનું. શુદ્ધ ઉપયોગને 'અમે' એક મિનિટ પણ ચૂક્યા નથી કોઈ દિવસ. કેવળ શુદ્ધ ઉપયોગ જ હોય અમને. શુભ ઉપયોગ તો અમારે કામનો રહ્યો નથી.

'શુદ્ધ ઉપયોગી ને સમતાધારી, જ્ઞાન ધ્યાન મનોહારી,
કર્મ કલંકકો દૂર નિવારી, જીવ વરે શિવનારી.'

**પ્રશ્નકર્તા :** આપણાં 'સ્વરૂપજ્ઞાન' પ્રાપ્ત કરેલા મહાત્માઓ ઉપવાસ કરે તો ?

**દાદાશ્રી :** ઘણો ફાયદો થાય. એક ઉપવાસથી આખા વર્ષ દહાડાનું ફળ મળે, પણ બહુ જાગૃતિ રાખવી પડે.

ભગવાને કહ્યું કે એક ઉપવાસ શુદ્ધ ઉપયોગપૂર્વક થાય તો આખા વર્ષનો શુદ્ધ ઉપયોગ ભેગો થાય. ઉપવાસ માટે આગલી રાતે તાળું મારી દેવાનું. રાત્રે નિશ્ચય કરીને સૂઈ જાય કે આવતી કાલે શુદ્ધ ઉપયોગપૂર્વક ઉપવાસ કરવો છે. અમારી આજ્ઞા લે, ત્યાર પછી 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું'ના લક્ષમાં આખો દિવસ રહે અને અમારી પાંચ આજ્ઞામાં રહે. આ પ્રમાણે છત્રીસ કલાક મોઢાને તાળું મારીને ઉપવાસ કરે તો આખા વરસ દહાડો શુદ્ધ ઉપયોગ એને પ્રાપ્ત થાય. અને ભગવાને કહ્યું કે જો તને જ્ઞાન ના હોય ને ઉપવાસ કરીશ તો તને લાંઘણનું ફળ મળશે, તને તાવ આવ્યો હશે તો મટી જશે. કેટલાક તો આ રથ ઉપર બેસવા માટે ઉપવાસ કરે છે. અલ્યા, તારા શરીરની પાંસળીઓ તો દેખાય છે, પછી શાને માટે આવું કરે છે ? એ તો કોઈ જાડો હોય તેને કામનું છે. ભગવાને કહેલો ઉપવાસ ખોટો નથી. એ તો બહુ સુંદર છે પણ તે કોને કહ્યું હતું? આ તમને મેં 'સ્વરૂપનું જ્ઞાન' આપ્યું છે તે તમે ઉપવાસ કરો તો તે ભગવાનના કહ્યા પ્રમાણે થાય. નહીં તો જેણે ચોખ્ખું ઘી ખાધું હોય, સવારમાં ચોખ્ખું દૂધ પીધું હોય, જમતી વખતે ચોખ્ખું ઘી હોય, જ્યારે કંટ્રોલનું અનાજ નહોતું, કંટ્રોલનું ઘી નહોતું, ભેળસેળવાળો માલ નહોતો, તે દહાડે જે જમતા હતા

તેને ભગવાને ઉપવાસ કરવાના કહ્યા હતા. આજનાં આ જીવડાં ભૂખે મરેલાં છે, તેને તે શા ઉપવાસ કરવાના? આમનામાં છે જ ક્યાં તાકાત ? આમના પાંસળાં તો દેખાય છે. બે-ત્રણ ઉપવાસ કરે તો વાંધો નથી.

## ... એકેય ઉપવાસ નથી થયો !

**પ્રશ્નકર્તા :** તમે જ્ઞાની થવા માટે કેટલા ઉપવાસ કરેલા ?

**દાદાશ્રી :** મારે સમ ખાવા માટે એક ઉપવાસ કરવો જોઈએ તેય નથી થયો. અમે નિરંતર ઊણોદરી તપ કરીએ છીએ. આ અમારી શોધખોળ છે. નિરંતર ઊણોદરી એ કાયમ ઉપવાસ જેવું છે. આ બારેય પ્રકારનાં તપ કરવા જાય તો ક્યારે પાર આવે ?

## ઊણોદરી - જાગૃતિનો હેતુ !

**પ્રશ્નકર્તા :** જીવનમાં મોક્ષ માર્ગે આગળ જવા માટે ઉપવાસ ના થાય તો યથાશક્તિ શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** ઊણોદરી કરજો.

**પ્રશ્નકર્તા :** ઊણોદરીનો અર્થ શો ?

**દાદાશ્રી :** તમે ચાર રોટલી ખાતા હોય તો પહેલાં ત્રણ રોટલી ખાવ, પછી બે રોટલી ખાવ એ ઊણોદરી કહેવાય. આ કોઠી કંઈ ભરી દેવા માટે નહોય !

**પ્રશ્નકર્તા :** પૂરતો ખોરાક ના ભરે તો ધર્મનો પુરુષાર્થ કેવી રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** ઊણોદરી એટલે ભૂખ લાગે તો ખાજો પણ ભૂખ્યા પેટે ધર્મ કરવાનું નથી કહ્યું. ઊણોદરીથી 'ડોઝિંગ' ના થાય. ઉણોદરી સારામાં સારી વસ્તુ છે. ખોરાકના ચાર ભાગ પાડી દેવાના. બે ભાગ રોટલી-શાકના, એક ભાગ પાણી અને એક ભાગ ખુલ્લો રહેવા દેજો વાયુ સંચાર માટે. નહીં તો જાગૃતિ ખલાસ થઈ જશે. જાગૃતિ ચૂકાય નહીં એનું નામ ઊણોદરી. ઉપવાસ તો અહીં બહુ ભરાવો થયો હોય, શરીર બગડ્યું હોય

તો કરજો. એ ફરજિયાત નથી.

## 'ઉપવાસ' છતાં કષાય !

**પ્રશ્નકર્તા :** જે દહાડે ઉપવાસ કરું તે દહાડે સવારમાં ઊઠું ત્યારથી 'કોઈ મારું કામ કરી આપે તો સારું' એમ થયા કરે છે.

**દાદાશ્રી :** એવું ભિખારીપણું કરવા કરતાં તપ ના કરવું સારું. ભગવાને એવું નથી કહ્યું કે સ્વાશ્રયી બનવા કરતાં પરાશ્રયી બનો.

**પ્રશ્નકર્તા :** ઉપવાસ કર્યો હોય ત્યારે કોઈ ચીજ ખાવાનું મન વર્તતું હોય ત્યારે થાય કે આજે તો મારે ઉપવાસ છે, પણ 'ભાવતી વસ્તુ રાખી મૂકજો, કાલે ખાઈશું' તો એનો દોષ લાગતો હશે કે નહીં ?

**દાદાશ્રી :** આના કરતાં તો ખાનાર હોય છે તે ખાઈને છૂટે છે ! ને ના ખાનારો બંધાય છે, આને બંધન નામનો દોષ લાગે. પેલો ખાય છે ને બંધાતો નથી. એ તો ખાય છે ને પછી એને ભૂલી જાય છે. 'કાલે ખઈશ'વાળો ખાતો નથી છતાં એમાં ચોંટી રહે છે, તેથી એ બંધનમાં આવ્યો. એટલે આ જૂઠાણું જ્યારે ઉદયમાં આવશે ત્યારે એ ચાર પગમાં હશે ! આનું નામ જ- ધર્મમાં ગાંડપણ પેસી ગયું છે ને ? અલ્યા, આ તો બહુ મોટી જવાબદારી લીધી કહેવાય. 'કાલે ખઈશ' કહે એટલે રાત્રે પાંજરું યાદ આવે, 'પાંજરામાં મૂક્યું છે તે કાલે ખઈશું' એ ધ્યાન રહ્યા કરે. હવે આ ધ્યાન શું ના કરે ? બે પગ ચાર પગ કરી આપે. બે પગથી પડી જવાતું હોય તેને બદલે ચાર પગ થાય, તે પડી તો ના જવાયને પછી ?!

આ તો ઉપવાસ કરે ને જોડે કષાય પણ કરે. કષાય કરવા હોય તો ઉપવાસ ના કરીશ ને ઉપવાસ કરવો હોય તો કષાય ના કરીશ. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થયા સિવાયનો ઉપવાસ કરવો જોઈએ. ત્યારે જે દહાડે ઉપવાસ ના હોય તે દહાડે જો ખાવાનું બે વાગ્યા સુધી ના મળે તો બૂમાબૂમ કરી મૂકે, ભમરડો ઉછળ ઉછળ કરે, અને બૂમો પાડ્યા કરે કે આ ગામ જ એવું છે કે અહીં હોટલ જ નથી ! ખરી રીતે, ખરું ટાણું તે જગ્યાએ સાચવી લેવાનું છે. અલ્યા, આજે વીતરાગનો કહેલો ઉપવાસ કરને તો મન ઉછાળે

ચઢતું બંધ થશે. અને લગ્નમાં સારું સારું ખાવાપીવાનું હોય ત્યારે 'આજે મારે ઉપવાસ છે.' કહીને ઊભો રહેશે ! આવું લોક થઇ ગયું છે !! આ તો કશું ભાન જ નથી લોકોને કે કયા સંજોગોમાં ઉપવાસ કરવો. જ્યારે ખાવાનું ના મળે કે ભાવતું ના મળે તો તપ તપજે. આ તો જમવાનું એને ટાઇમે હાજર થાય એવું છે. અને જ્યારે ના મળે ત્યારે સમજી જાને કે આજે ઠેકાણું પડે એવું લાગતું નથી માટે આજે ઉપવાસ. પણ આ તો શેઠ શું કરશે કે ભૂખ લાગી એટલે લક્ષ્મી લોજ જોઇને ઉપર ચઢશે અને કહેશે કે, 'આ તો ગંદી છે, આ લોક તો ગંદા દેખાય છે' તે શેઠ નીચે ઊતરી જાય ને કષાય કરે. ખાણું-પીણું બધા મસાલા તમારા માટે તૈયાર છે, લોક કંટાળી જાય એટલી સામગ્રી છે. પણ શાથી ભેગું થતું નથી ? કારણ કે અંતરાય લાવ્યો છે. બત્રીસ-બત્રીસ ભાતનું ભોજન ભેગું થાય એવું છે. પણ આમને તો ચોખ્ખું ઘી નાખેલી ખીચડી ભેગી ના થાય કારણ કે અંતરાય લાવ્યા છે.

કષાય કરવાનું ભગવાને ના કહ્યું છે. તપ કરતાં કષાય કરવા તેના કરતાં તપ ના કરવાં તે સારાં. કષાયની કિંમત બહુ જ છે. તપમાં જેટલો નફો છે તેના કરતાં કષાયની ખોટ વધારે છે. આ વીતરાગોનો ધર્મ લાભાલાભવાળો છે. એટલે સો ટકા લાભ હોય ને અઠ્ઠાણું ટકા ખોટ હોય તો બે ટકા આપણે ઘેર રહ્યા, એમ માનીને ધંધો કરવાનો છે. પણ કષાયથી બધું આખું બળીને ભસ્મીભૂત થાય છે, કષાય બધું જ ખાઇ જાય છે. કેવી રીતે ખાઇ જાય છે ? પેલો આંધળો માણસ દોરડું વણતો હોય અને પાછળ વાછરડો ચાવ્યા કરે તેના જેવું છે. આંધળો જાણે કે દોરડું લંબાયા કરે છે ને વાછરડો દોરડું ચાવી જાય. એવું બધું આ અજ્ઞાનક્રિયાનું ફળ છે. એક ફેરો સમજીને કરે તો કામ થાય. અનંત અવતારથી આવું ને આવું જ કર્યું છે. જપ કર્યાં, તપ કર્યાં, પણ તે પાછું આજ્ઞાપૂર્વક ના કર્યું. પોતાના મતથી, સ્વચ્છંદથી કર્યું. માથે સમકિતી ગુરુ હોય તો તેમની આજ્ઞાપૂર્વક કરવું. ગુરુ સમકિતી જોઇએ, મિથ્યાત્વી ગુરુ ચાલે નહીં. મિથ્યાત્વી ગુરુ આપણું મિથ્યાત્વ કાઢે નહિ છતાં મિથ્યાત્વી ગુરુ હોય તો તેમની આપણે સેવા કરવી. પણ ગુરુ તો સમકિતી જોઇએ. જેને આત્માનું ભાન હોય એવા ગુરુ

કરીએ તો આપણું કામ થાય. બાકી મિથ્યાત્વી જોડે સંગ માંડીએ તો આપણો સંઘ કંઇ કાશીએ જાય નહીં ને રસ્તામાં જ રઝળી મરે !

**પ્રશ્નકર્તા :** જાગૃતિપૂર્વકના ઉપવાસ કોને કહેવાય ?

**દાદાશ્રી :** કોઈ જાગૃત માણસ હોય તેના નિમિત્તે ઉપવાસ કરો તો તે જાગૃતિપૂર્વકનો કર્યો કહેવાય. હું અત્યારે જાગૃત પુરુષ છું, તે મારા શબ્દથી ઉપવાસ કરે તો તે જાગૃતિપૂર્વકના ઉપવાસ કહેવાય.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ પ્રાપ્ત કરતાં પહેલાં ક્રાઈસ્ટ, બુદ્ધે પણ ઉપવાસ કરેલા ને ?

**દાદાશ્રી :** એકલા ઉપવાસ જ નહિ, પણ બીજી બધી બહુ ચીજો તેમણે કરેલી.

ખોરાક પોતે માદક વસ્તુ છે. કોઈ પણ ખોરાક હોય પણ તે માદક વસ્તુ છે, એટલે એની માદકતામાં બધા મજા કર્યા કરે છે. ઉપવાસથી એની માદકતા બધી ઊતરી જાય. પણ એ જાગૃતિને પછી પાછળ પોષણ ના હોય તો નકામું છે. એ શરીરને સારું કરે, જરાક મન સારું કરે એટલું જ. પણ પછી જાગૃત ના રહે, ફરી પાછું એ ઊંઘી જાય. કારણ કે જ્યારે ત્યારે ખાધા વગર છૂટકો જ નહીં ને ? અને એક ફેરો સંપૂર્ણ જાગૃત થયા પછી ખાય પીવે તો કશો વાંધો નથી. એક ફેરો આંખ ઉઘડી પછી ભલેને ખાય, પીવે, એને કશું નડતું નથી. એ તો જેને જે માફક આવે એ ખોરાક તો લેવો જ પડે. તને જો માફક આવે તો તપનો ખોરાક લેજે ને ના માફક આવે તો તે ના લઈશ. તપ એય ખોરાક છે. છતાં તને અજીર્ણ થાય તો ઉપવાસ કરજે. ભગવાનને ને ખોરાકને કંઇ લેવાદેવા નથી. આત્માને ઉપવાસની શી જરૂર ? આ તો ઉપવાસ કરે ને કહે કે આત્મા માટે કરું છું. આત્મા કહે છે કે એમાં મારા પર શો ઉપકાર કર્યો ? એટલે આપણને એમ લાગે કે આ તપ કરવું છે તો કરવું.

## ઉપવાસથી મુક્તિ ?

આ શરીરને રોજ ખવડાવ ખવડાવ કરીએ, તે એક દહાડો અણાહારી

રાખીએ તો શરીર ચોખ્ખું રહે, મન સારું રહે, બધું સારું રહે- નુકસાનકારક નથી. જેને મોક્ષે જવું હોય તેને આ બધાની આવી જરૂર નથી. જરૂર ખરી, પણ ઉપવાસનો અભિનિવેશ ના જોઈએ. મોક્ષે જવું હોય તો એટલું જાણવું જોઈએ કે 'હું બંધાયેલો છું કે નહીં ?' પછી એ જાણવું જોઈએ કે, 'આ બંધન કેમ કરીને તૂટે ? બંધન શેના આધારે થયું છે ? આ બંધન શેનાથી તૂટે ?' એના ઉપાય જાણવા જોઈએ.

બંધન તોડવાનો ઉપાય તો જે મુક્ત થયેલા હોય તેમને આપણે પૂછવું કે, 'સાહેબ, આપ મુક્ત થયા હો તો હું તમારી જોડે બેસું, નહીં તો મારે ટાઈમ બગાડીને શું કામ છે ? નહીં તો તમે બંધાયેલા ને હું બંધાયેલો, તે આપણો ક્યારે મેળ ખાય ?' તને કોઈ કહેનારા મળ્યા નહીં કે હું મુક્ત થયો છું ?

**પ્રશ્નકર્તા :** આ તમારો સત્સંગ મળ્યોને ?

**દાદાશ્રી :** બસ ત્યારે 'અમે' મુક્ત થયા છીએ એવું અમે કહીએ છીએ ! અને તારે મુક્તિ જોઈતી હોય તો આવજે. આની ફી-બી ના હોય અને ભગવાનના મુક્તિમાર્ગમાં ફી જેવું કશું હોય જ નહીં. કારણ કે 'જ્ઞાની પુરુષ' કોને કહેવાય કે જેને લક્ષ્મીની ભીખ ના હોય, કીર્તિની ભીખ ના હોય, શિષ્યોની, વિષયોની ભીખ ના હોય, કોઈ ચીજની ભીખ ના હોય ત્યારે 'જ્ઞાની'નું પદ પ્રાપ્ત થાય.

## 'કરો' પણ ફળ 'શ્રદ્ધા'થી જ !

**પ્રશ્નકર્તા :** પણ જોષી એમ કહે છે કે રાહુ અને કેતુ નડે છે એટલે બુધવાર કરો.

**દાદાશ્રી :** તે આપણે બુધવાર કરવો. એમાં શું નુકસાન છે ? જો જોષીને ત્યાં ગયા તો બુધવાર કરવો, નહીં તો જવું નહીં. જોષીનું ઘર પૂછવા ગયા તો વહેમ પેઠોને ? તે આપણે બુધવાર કરી નાખવો. આમેય ઉપવાસથી શરીરને ફાયદો થાય.

**પ્રશ્નકર્તા :** અમારે ઘેર વંશપરંપરાગત સોમવાર ચાલે છે.

**દાદાશ્રી :** તે કરવા. તમને વિશ્વાસ છે કે નહિ ?

**પ્રશ્નકર્તા :** વિશ્વાસ તો હોય જ ને ?

**દાદાશ્રી :** જે કરવું તે વિશ્વાસથી કરવું અને વિશ્વાસ ડગી જાય તો ના કરવું. ગાડીમાં બેસતાં જ એમ લાગ્યું કે 'ગઈ કાલે ગાડી પાટા પરથી ઉતરી પડી હતી તે આજે પણ ઉતરી પડશે, તો શું થશે ?' તો તે જ ઘડીએ ઊતરી પડવું. વિશ્વાસ ના આવે એને કામનું જ શું ? વિશ્વાસ હોય ત્યાં સુધી કરો, ના વિશ્વાસ હોય તો છોડી દો.

વિશ્વાસ તો કેવો હોવો જોઈએ કે મારે, અપમાન કરે તમારું, તોય તમારો વિશ્વાસ ના ઊઠે ! આવો વિશ્વાસ બેસવો જોઈએ.

❖ ❖ ❖ ❖ ❖

# (૨૨)
# લૌકિક ધર્મો !

## મોક્ષ માટે ક્યો ધર્મ ?

**પ્રશ્નકર્તા :** સાધક ગમે તે ધર્મનું બરોબર પાલન કરે તો એ મોક્ષ સુધી પહોંચી જાયને ?

**દાદાશ્રી :** સાધક તો પક્ષપાતી છે અને ભગવાન કયા પક્ષના હશે ? નિષ્પક્ષપાતી હશેને એ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પક્ષમાં પડેલાનો મોક્ષ ક્યારેય પણ થાય નહીં. હા, ભૌતિક સુખો મળે. મોક્ષ 'સ્ટાન્ડર્ડ'વાળાને ના મળે. 'આઉટ ઓફ સ્ટાન્ડર્ડ' થાય તો જ મોક્ષ મળે. અહીં 'આ' 'સ્ટાન્ડર્ડ'ની બહાર છે. અહીં બધા જ આવે, મુસ્લિમ, જૈન, વૈષ્ણવ બધા જ આવે !

આ જુદા જુદા ધર્મો છે :- જૈન ધર્મ, વૈષ્ણવ ધર્મ, શૈવ ધર્મ, મુસ્લિમ ધર્મ-એ બધા 'રિલેટિવ' ધર્મો છે. એકુય આમાં 'રિયલ' ધર્મ નથી. 'રિલેટિવ' ધર્મ એટલે તમને 'ડેવલપ' કરી આપે. પણ એમાંથી 'ફુલ ડેવલપ' થઈ શકાય નહીં. અને મોક્ષ તો 'ફુલ ડેવલપ'નો જ થઈ શકે. દેહ હોવા છતાં પણ દેહ ને આત્મા છૂટા રહે ત્યાર પછી જ મોક્ષ થાય.

મોક્ષ માટે તો વીતરાગ વાણી વિના અવર ન કોઈ ઉપાય ! બીજી બધી રાગી વાણી હોય. વીતરાગ વાણી એટલે સ્યાદ્‌વાદ, કોઈ જીવનું પ્રમાણ ના દુભાય. પછી ભલેને કસાઈ આવે, પણ એય એના ધર્મમાં જ છે. વીતરાગની દૃષ્ટિએ કોઈ ઘડીવાર પણ ધર્મની બહાર નથી જતો. ધર્મ

વગર તો કોઈ એક ક્ષણ પણ જીવી જ ના શકે, છતાં અધર્મ પેસી જાય છે. આ નાસ્તિક હોય છે એ ભગવાનમાં માનતો ના હોય, ધર્મમાં માનતો ના હોય, પણ છેવટે નીતિમાં માનતો હોય છે ને નીતિ એ તો મોટામાં મોટો ધર્મ છે. નૈતિકતા વગર ધર્મ જ નથી, નૈતિકતા તો ધર્મનો પાયો છે. જે ભગવાનને માનતો નથી એ પણ ધર્મમાં જ છે. ધર્મ વગર તો કોઈ છે જ નહીં. આત્મા છે તો ધર્મ હોવો ઘટે. દરેક માણસ ધર્મમાં છે ! હા, પણ સાથે અધર્મ પણ હોય !!

## ધર્મ, પક્ષમાં કે નિષ્પક્ષમાં ?

બધા ધર્મના વાડાઓ-પંથો મતાગ્રહ અને કદાગ્રહમાં જ રાચે છે. તેઓ દરેક પોતપોતાના ધર્મથી મોક્ષ થશે તેમ માને છે. પણ તે બધા આગ્રહી છે, મતાગ્રહી છે. મતાગ્રહથી ક્યારેય પણ મોક્ષ ના થાય. નિરાગ્રહીનો જ મોક્ષ છે. પક્ષમાં પડેલો માણસ એ પક્ષનાં શાસ્ત્ર વાંચે તો કશું વળે નહીં. દરેક પક્ષનો 'એસેન્સ' કાઢે, અને દરેક પક્ષનાં, દરેક ધર્મનાં શાસ્ત્રો વાંચે ત્યારે ધર્મ પામ્યો કહેવાય. 'ધર્મ શું છે?' એ ધારણ કર્યા વગર સમજાય નહીં. બાકી, જેટલા વાડામાં પુરાયા તે બધાય ઘેટાં અને જેટલા વાડાની બહાર નીકળ્યા તે બધા સિંહ. ભગવાન કહે છે કે અમારો વીતરાગ મત છે ને તમારા પક્ષવાળાનો મત વીતરાગ રહિત છે. ચોવીસેય તીર્થંકરોનો વીતરાગ મત હતો. પક્ષમાં પડેલા હોય ત્યાં વીતરાગ મત ના હોય. ભગવાનના ગયા પછી પક્ષપાત થઈ ગયા, ફાંટા પડી ગયા. મોક્ષનો માર્ગ તો સાચો ના રહ્યો, પણ વ્યવહારિક ધર્મેય સાચો ના રહ્યો. ભગવાનની સાચી આજ્ઞા પાળવી અને તેમાં રહેવું એનું નામ ધર્મ કહેવાય. એમની આજ્ઞા ઓછી પળાય તો ઓછી ને બે પળાય તો બે, પણ પોલ ના હોવી જોઈએ. આ તો સામાયિક કરે ને શીશી જુએ ! ભગવાને કહ્યું કે થાય તો સામાયિક કરજે, બહુ ના થાય તો ઓછી કરજે પણ ચોક્કસ કરજે, બરોબર કરજે. ભગવાનની આજ્ઞા લાખ વખત પાળે તોય જૂની ના થાય, પણ ભગવાનની આજ્ઞા સમજાતી નથી, તેથી પોલ મારે છે. એમાં એમનો દોષ નથી. વીતરાગ ભગવાનનું ધર્મધ્યાન ક્યારે થાય કે કોઈ પણ પક્ષમાં ના પડે તો. કોઈપણ પક્ષમાં પડ્યા તો ધર્મધ્યાન ઊડી જાય. પક્ષમાં રહેવું

એટલે 'વ્યૂ પોઇન્ટ'માં પડી રહેવું તે. 'સેન્ટર'માં બેસે તો મતભેદ ના રહે, ત્યારે મોક્ષ થાય. કોઇ પણ 'ડિગ્રી' ઉપર બેસે ત્યાં અમારું-તમારું રહે, તેનાથી મોક્ષ ના થાય.

## ધર્મમાંય વેપારીવૃત્તિ...

સંસારમાં જે ધર્મો ચાલી રહ્યા છે એ વેપાર કહેવાય, એમાં સૂક્ષ્મ પણ ઇચ્છા હોય. સૂક્ષ્મ પણ ઇચ્છા છે ત્યાં વસ્તુ પ્રાપ્ત થાય નહીં. એ જ ડૂબેલો હોય તે આપણને શી રીતે તારે ? જ્ઞાન વગર ઇચ્છા જાય નહીં. ઇચ્છા એ પોતે જ અગ્નિ છે. ઇચ્છા થઇ એટલે એ પ્રગટે, એને પછી હોલવવી પડે. આજે એને લોક 'પેટ્રોલ'થી હોલવે છે ! તમે જો ઘેરથી સારું ધરાઇને ખાઈ-પીને નીકળ્યા હો તો કોઇની દુકાન ભણી જુઓ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તેમ 'જ્ઞાની પુરુષ' મહીં તૃપ્તિ કરાવી દે છે, એટલે બહાર ઇચ્છા ના થાય.

**પ્રશ્નકર્તા :** લોક બધા લૂંટબાજીમાં પડ્યા છે તે તેમનું શું થશે ?

**દાદાશ્રી :** જે લૂંટાય છે તે બધા કમાણી કરી રહ્યા છે ! 'રિલેટિવ'માં લૂંટાય ત્યારે 'રિયલ'માં કમાય એમ ગણાય છે.

**પ્રશ્નકર્તા :** મહામોહનીય કર્મ એટલે શું ?

**દાદાશ્રી :** ધર્મના અંગે દુરુપયોગ કરવો તે મહામોહનીય કર્મ કહેવાય, તે ભયંકર અવતારો બાંધી દે. ધર્મમાં વેપાર કરે, પૈસાસંબંધીનો વેપાર બહુ ખરાબ ના કહેવાય પણ દુરાચારી હોય તે ભયંકર કર્મ બાંધે. જ્યારે સંસાર અંગે દુરુપયોગ કરે તે મોહનીય કર્મ ને ધર્મમાં દુરુપયોગ કરે તે મહામોહનીય કર્મ.

## .... તો 'રિટર્ન ટિકિટ' તિર્યંચની !

લૌકિક ધર્મમાં 'બાપજી અમારું આમ કરો' એટલું કરો તો બાપજી ખુશ થાય. પણ તે ચાલે. કારણ કે અહંકાર વગર તો જીવાય જ શી રીતે?

પણ લક્ષ્મી કે વિષયો ધર્મમાં ના પેસવા જોઇએ. હું લક્ષ્મી લઉં, લોકોય ભિખારી ને હુંય ભિખારી, તો પછી 'જ્ઞાની પુરુષ'માં ને લોકોમાં ફેર શો રહ્યો ? એટલે 'જ્ઞાની પુરુષ' તો કોઇ ચીજના ભિખારી ના હોય. એમને કોઇ ચીજની ઇચ્છા ના હોય. અહીં તો માનની ભીખ, લક્ષ્મીની ભીખ, વિષયોની ભીખ, કીર્તિની ભીખ, શિષ્યોની ભીખ-કોઇ પણ પ્રકારની ભીખ ના હોય. જ્યાં કોઇ પણ પ્રકારની ભીખ છે ત્યાં ભગવાન અને ભક્ત જુદા છે ને કોઇ પણ પ્રકારની ભીખ નથી ત્યાં ભગવાન અને ભક્ત એક થઇ ગયા, અભેદ થઇ ગયા ! ધર્મમાં ઝઘડા બધા લોક કરતા નથી, એ તો જેને 'રિટર્ન ટિકિટ' મળેલી હોય તેટલા જ કરે છે. સંસારમાં ઝઘડા કરે તેનો વાંધો નથી, પણ ધર્મમાં ઝઘડા કરવા એ તો 'રિટર્ન ટિકિટ'વાળાનું કામ છે.

**પ્રશ્નકર્તા :** 'રિટર્ન ટિકિટ' એટલે શું ?

**દાદાશ્રી :** આ જાનવરમાંથી અહીં આવ્યો ને પાછો ત્યાંથી 'રિટર્ન ટિકિટ' લઇ આવ્યો છે તે પાછો ત્યાં જવાનો છે. ધર્મમાં ઝઘડા ના હોય કે અમારો મુસ્લિમ ધર્મ, અમારો હિન્દુ ધર્મ. ધર્મ પર હાથ ના નખાય કોઇથી. જે 'રિટર્ન ટિકિટ' લઇને આવ્યો હોય તે જ ધર્મમાં હાથ નાખે. કોઇ ધર્મ તરફ નફરત રાખવી તે બધા ધર્મના ઝઘડા કહેવાય. સાચી, સીધી લાઇનવાળા આવું ના કરે. એવા માણસાઇવાળા બહુ ઓછા હોય છે.

## 'આત્મા', 'જ્ઞાની' જ ઓળખાવે !

વીતરાગોની વાત આવી જૂઠ્ઠી નીકળે કાંઇ ? સાસુ-વહુના જેવી કંઇ લાગે ? નહાવાની કટેવ પડી છે તેથી કાદવ ચોપડે છે. હવે આ કટેવ જાય નહીં ત્યાં સુધી કાદવ ચોપડ્યા વગર રહેવાનો નથી. એના કરતાં ભગવાનને ઓળખો, આત્માને જાણો. આત્મા જાણ્યો તેણે બધું જાણ્યું અને આત્મા નથી જાણ્યો તો જંગલમાં જઇને પોક મૂક કે જેથી નિરાંતે ધરાઇને રડવાનુંય મળે ! અહીં તો ધરાઇને રડવાનુંય ના મળે. વીતરાગના માર્ગમાં તો એક શબ્દમાં નર્યું સુખ વર્તાતું હોય. આ 'દાદા' એ કોને ત્યાગ આપ્યો છે? નથી પચ્ચખાણ આપ્યાં, નથી ત્યાગ આપ્યો. જો, એમ ને એમ કેવું સુખ વર્તે

છે બધાંને ! ને પાછું ખૂટે નહીં એવું સુખ !! આથમતો જ નથી એવો ઉજાસ આપ્યો છે, અનંત ઉજાસ !!!

## લૌકિક ધર્મો, દ્વન્દ્વમાં જ રાખે !

'રિલેટિવ' ધર્મો દ્વન્દ્વો ઊભા કરનારા છે, અને 'આ' તો 'રિયલ' માર્ગ છે. અહીં દ્વન્દ્વથી પર કરનારું છે. જો ધર્મની સાચી દુકાન હોત તોય ઠીક, પણ આ તો ભટકાવી મારે ત્યાં શો ફાયદો ? ત્યાં કહેશે કે, 'આત્માને ઓળખો'. એટલે આપણે કહીએ કે, 'એ તો મારા બાપા પણ કહેતા હતા, તેથી તો હું આપની પાસે આવ્યો છું કે જેથી આપ ઓળખાવડાવો.' પણ આ તો જ્યાં ને ત્યાં શિયાળામાં ટાઢા પાણીએ નવડાવે છે ! જ્યાં આત્મજ્ઞાનનો એક અક્ષર પણ ભાળ્યો નથી ને થઈ બેઠા છે જ્ઞાની. ક્રોધ-માન-માયા-લોભ જ્યાં સાબૂત હોય તેને જ્ઞાની કહેવાય જ કેમ ? જ્ઞાની કોને કહેવાય કે સંસારી પ્રવૃત્તિ એમનામાં ના હોય. ક્રોધ-માન-માયા-લોભ ના હોય. વીતરાગ થયા હોય તે 'જ્ઞાની' કહેવાય. આ તો ચામડાની આંખને લીધે ભેદબુદ્ધિ ઊભી થઈ ! બે ભાઈઓ હોય તોય તું-હુંના ભેદ પાડે. ધણી-ધણિયાણી હોય તોય ભેદબુદ્ધિ, ઝઘડે ત્યારે તું ને હું ! આ 'રિલેટિવ' આવું છે, તે ઠેઠ સુધી કચડી કચડીને 'ઝીરો' સુધી ના લાવે ત્યાં સુધી આરો ના આવે. 'રિલેટિવ' ધર્મ ભેદ પાડે અને 'રિયલ' ધર્મ ઠેઠ સુધી જુદાઈ ના લાવે, ભેદ ના પાડે, અભેદ રાખે !

'રિલેટિવ' ધર્મો બધા લૌકિક ધર્મો કહેવાય, તે મોક્ષે તો ના લઈ જાય. એટલે કશુંક કરવાનું કહે કે 'આમ કરો, તેમ કરો.' એમ કરાવે. તેમાં તમે કર્તા નથી. છતાં તમને કર્તાભાવમાં જ રાખે અને અમે તમને કંઈ જ કરવાનું ના કહીએ એટલે આ અલૌકિક કહેવાય. અહીં જે આવ્યો એટલે એનો મોક્ષ થવો જ જોઈએ. એટલે અમે એને પહેલાં પૂછીએ કે, 'તારે મોક્ષે જવું છે ? તારો રોગ કાઢવો છે ?' ને પછી એની ઈચ્છા હોય તો 'ઓપરેશન' કરી આપીએ. અને જો એની મોક્ષની ઈચ્છા ના હોય ને સંસારનાં સુખો જોઈતાં હોય તો તેય 'એડજસ્ટમેન્ટ' કરાવી આપીએ. ઘરના જોડે રોગ હોય તો તે કાઢી આપીએ ને ઘરમાં 'એડજસ્ટમેન્ટ' કરાવી આપીએ. 'એડજસ્ટમેન્ટ' એ જ મુખ્ય ધર્મ છે. કોઈ આપણી પાસેથી પૈસા

લઈ ગયો હોય ને આપણું એની જોડે 'એડજસ્ટમેન્ટ' તૂટે તો મુખ્ય ધર્મ ચૂક્યા કહેવાય !

## તુર્ત ફળે તે ધર્મ !

ધર્મ તો કોને કહેવાય ? જે તરત ફળ આપે. તરત ફળ આપનારો હોય તો જ ધર્મ, નહીં તો અધર્મ. આ ક્રોધ, તરત જ ફળ આપે છે ને? જેમ અધર્મ તરત ફળ આપે છે, તેમ ધર્મનું ફળ પણ તરત જ મળવું જોઈએ. સ્વરૂપનું અજ્ઞાન ગયું નથી ત્યાં સુધી જો સાચો ધર્મ કરે તોય એના ઘરમાં ક્લેશ ના થાય. જ્યાં કષાય છે ત્યાં ધર્મ જ નથી. કષાય છે ત્યાં લોકો ધર્મ ખોળે છે, તે જ અજાયબી છે ! લોકોને પરીક્ષા કરવાનું ગજું જ નથી. સમ્યક્ દર્શન પ્રાપ્ત થયા પછી એને સંસાર ગમે જ નહીં. તેથી જ સમ્યક્ દર્શન શું કહે છે કે, 'મને પ્રાપ્ત કર્યા પછી તારે મોક્ષે જવું જ પડશે ! માટે મને સેવતા પહેલાં વિચાર કરજે.' તેથી તો કવિએ ગાયું છે ને કે,

'જેની રે સંતો, કોટિ જન્મોની પુણ્યૈ જાગે,
તેને રે સંતો, દાદાનાં દર્શન થાયે રે,
ઘટમાં એને ખટકારો ખટ ખટ વાગે રે.' -નવનીત

ખટકારો એટલે શું કે એક વખત 'દાદા'ને ભેગો થયો તો પછી ફરી અહીં દર્શન કરવાનું મન થયા કરે. એથી અમે કહીએ છીએ કે, 'જો તારે પાછા જવું હોય મને ભેગો થઈશ નહીં અને ભેગો થયો એટલે તારે મોક્ષે જવું પડશે ! જો તારે ચાર ગતિમાં જવું હોય તો તેય આપું. અહીં તો મોક્ષનો સિક્કો વાગી જાય એટલે મોક્ષે જવું જ પડે.' અમે તો તમને કહીએ છીએ કે અહીં ફસાશો નહીં અને ફસાયા પછી નીકળી શકશો નહીં.

❖ ❖ ❖ ❖ ❖

## (૨૩)
# મોક્ષ પામવો, ધ્યેય !

### મોક્ષ, એ શું છે ?

**પ્રશ્નકર્તા :** મોક્ષ કે મુક્તિ કોને કહેવાય ?

**દાદાશ્રી :** મોક્ષ અને મુક્તિ એ નજીકના જ શબ્દો છે. એક જ માના બે છોકરા છે.

જો સર્વ કર્મોથી મુક્તિ જોઈતી હોય, આખો મોક્ષ જોઈતો હોય તો પહેલી મુક્તિ અજ્ઞાનથી થવી જોઈએ. એટલે તમે અજ્ઞાનથી જ બંધાયેલા છો. જો અજ્ઞાન જાય તો બધું સરળ થઈ જાય; શાંતિ થાય, દિવસે દિવસે આનંદ વધતો જાય અને કર્મથી મુક્તિ થાય.

મોક્ષ એટલે આપણને મુક્તપણાનું ભાન થવું જોઈએ. 'હું મુક્ત છું' એવું ભાન જીવતાં જ રહેવું જોઈએ. મરી ગયા પછી મોક્ષ કામનો નહીં, એ તો છેતરવાની વાત છે. મોક્ષ તો રોકડો હોવો જોઈએ, ઉધાર ના ચાલે. શાક લેવા કોઈને મોકલીએ તોય મહીં કમિશન કાઢી લે એવો આ જમાનો છે, તેમાં તે વળી મોક્ષ ઉધાર લેવાય ? એવો ઉધાર મોક્ષ કોઈ આપે તો આપણે કહી દેવું કે 'આવતે ભવ મોક્ષ' એવો ઉધાર મોક્ષ મારે નથી જોઈતો. આ વખતમાં ઉધારી ધંધો કરશો જ નહીં. આજે તો ધર્મમાંય ભેળસેળ થઈ ગયું છે. સાચા ઘીમાં વેજીટેબલ ઘીની ભેળસેળનો જમાનો ગયો, હવે તો વેજીટેબલ ઘીની અંદરેય ભેળસેળ આવે છે ! કોઈ કહે કે, 'તમારા ક્રોધ-માન-માયા-લોભ કાઢી નાખો.' ત્યારે આપણે કહીએ, 'સાહેબ, એ તો હુંય જાણું છું. પણ એવું કંઈક કહો કે જેથી મારા ક્રોધ-માન-માયા-લોભ જાય.' આમ ને આમ ચલાવ્યા કરીએ તેનો શો અર્થ ?

વચનબળવાળા પુરુષની પાસે જઈએ, ચારિત્ર્યબળવાળા પુરુષની પાસે જઈએ એટલે ક્રોધ-માન-માયા-લોભને જવું પડે. નબળા માણસથી તેની નબળાઈઓ જાતે જતી હોય તો પછી જબરા માણસનું શું કામ છે ?

લોકો ધર્મનું સાંભળવા જાય છે એને શ્રુતજ્ઞાન કહે છે. પણ શ્રુતજ્ઞાન તો એનું નામ કહેવાય કે એ સાંભળ્યા પછી આપણો રોગ એની મેળે નીકળે.

## મોક્ષપ્રાપ્તિનો માર્ગ !

**પ્રશ્નકર્તા :** મોક્ષ કેવી રીતે મળે ?

**દાદાશ્રી :** એની રીત ના હોય. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન જતાં રહે એટલે મોક્ષ મળે.

**પ્રશ્નકર્તા :** તો પણ મોક્ષ મેળવવાનો રસ્તો કયો હશે ? કોની પાસેથી મોક્ષ મળી શકે ?

**દાદાશ્રી :** મોક્ષ તો એકલા 'જ્ઞાની પુરુષ' પાસેથી જ મળે. જે મુક્ત થયા હોય તે જ આપણને મુક્ત કરી શકે. પોતે બંધાયેલો બીજાને કઈ રીતે છોડી શકે ? એટલે આપણે જે દુકાને જવું હોય તે દુકાને જવાની છૂટ છે. પણ ત્યાં પૂછવું કે, 'સાહેબ, મને મોક્ષ આપશો ?' ત્યારે કહે કે, 'ના, મોક્ષ આપવાની અમારી તૈયારી નથી.' તો આપણે બીજી દુકાન; ત્રીજી દુકાને જવું. કોઈ જગ્યાએ આપણને જોઈતો માલ મળી આવે. પણ એક જ દુકાને બેસી રહીએ તો ? તો પછી અથડાઈ મરવાનું. અનંત અવતારથી આવું ભટક ભટક કરવાનું કારણ જ આ છે કે આપણે એક જ દુકાને બેસી રહ્યા છીએ, તપાસેય ના કરી. 'અહીં બેસવાથી આપણને મુક્તિનો અનુભવ થાય છે કે નહીં ? આપણાં ક્રોધ-માન-માયા-લોભ ઘટ્યાં ?' એય ના જોયું.

પૈણવું હોય તો તપાસ કરે કે કયું કુળ છે, મોસાળ ક્યાં છે ? બધું 'રિયલાઈઝ' કરે. પણ આમાં 'રિયલાઈઝ' નથી કરતા. કેવડી મોટી 'બ્લંડર' કહેવાય આ ?

**પ્રશ્નકર્તા :** વીતરાગ દશા પામવા માટે સહુથી પ્રથમ પગથિયું ક્યું?

**દાદાશ્રી :** સાચું તો મોક્ષે જવાનું છે.

**પ્રશ્નકર્તા :** મોક્ષ તો પછી મળે ને ?

**દાદાશ્રી :** અત્યારે દેહનો મોક્ષ નથી, પણ આત્માનો મોક્ષ તો છે ને ? આ કાળને લઈને આ ક્ષેત્રેથી દેહનો મોક્ષ અટક્યો છે, પણ આત્માનો મોક્ષ તો થાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, થાય.

**દાદાશ્રી :** ત્યારે એટલું થઈ જાય તોય બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** મોક્ષ મેળવવા શું કરવું ? આપ ઉપાય બતાવો.

**દાદાશ્રી :** ઉપાય હું તમને બતાવું, પણ તે તમારાથી થશે નહીં. ઘેર જઈને ભૂલી જશો. આ કાળમાં લોકોની એટલી સ્થિરતા ના હોય. એનાં કરતાં અમારી પાસે આવજો, એક કલાકમાં જ તમને રોકડો મોક્ષ આપી દઈશું. પછી તમારે કંઈ જ કરવાનું નહીં. ફક્ત અમારી આજ્ઞામાં રહેવાનું.

## મોક્ષ એટલે સનાતન સુખ ....

**પ્રશ્નકર્તા :** માણસે મોક્ષને વિશે કંઈ આમ તો અનુભવ્યું નથી હોતું, છતાં મોક્ષને માટે પ્રયત્ન કરે છે.

**દાદાશ્રી :** આ જગતમાં જે સુખ-દુઃખનો અનુભવ થાય છે એ તો સંપૂર્ણ દુઃખ જ છે. સુખ જે લાગે છે એ તો કલ્પનાથી જ છે. જે વસ્તુ તમને પસંદ હોય તે વસ્તુ બીજાને આપીએ ત્યારે એને દુઃખદાયી થઈ પડે. એવું બને કે ના બને ? સુખ તો કોનું નામ કહેવાય કે જે બધાનેય સુખ જ લાગે. દરેકનો અભિપ્રાય સાચા સુખને માટે એક જ હોય.

હવે જીવમાત્ર સુખને ખોળે છે, દુઃખથી દૂર ભાગે છે. દુઃખ પસંદ નથી કોઈને. હવે આ સુખો તો પાછા 'ટેમ્પરરી' છે, તે એમને પસંદ નથી, સુખ આવ્યા પછી દુઃખ આવે છે. લોકોને ક્યું સુખ ગમે ? સનાતન સુખ, કે જે આવ્યા પછી ક્યારેય પણ દુઃખ ના આવે. સનાતન સુખ કોને કહેવાય ? મોક્ષને, મુક્તિને ! મોક્ષ હોય તો જ સનાતન સુખ ઉત્પન્ન થાય.

બંધનથી દુઃખ છે.

સંસારી દુઃખનો અભાવ એ પહેલો મુક્તિનો અનુભવ કહેવાય. એ અમે 'જ્ઞાન' આપીએ એટલે તમને બીજે જ દહાડે થઈ જાય. પછી આ શરીરનો બોજો, કર્મોનો બોજો એ બધા તૂટી જાય એ બીજો અનુભવ. પછી આનંદ જ એટલો બધો હોય છે કે જેનું વર્ણન જ ના થઈ શકે !!!

## સિદ્ધ ગતિ, સ્થિતિ કેવી !

**પ્રશ્નકર્તા :** મોક્ષ મળ્યા પછી આપણી સ્થિતિ શું રહેતી હશે ?

**દાદાશ્રી :** પરમાત્મ સ્વરૂપ.

**પ્રશ્નકર્તા :** પછી એને કંઈ કાર્ય કરવાનું ખરું ?

**દાદાશ્રી :** કંઈ કાર્ય હોય જ નહીં ત્યાં આગળ. અત્યારેય તમારો આત્મા કંઈ જ કાર્ય કરતો નથી. આ જે કાર્ય કરે છે તે અજ્ઞાનભાવ છે, 'મિકેનિકલ' ભાવ છે. આત્મા ક્રિયાકારી છે જ નહીં, પોતે જ્ઞાયક સ્વભાવનો છે. ત્યાં સિદ્ધ ગતિમાં ફક્ત જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદ હોય. ત્યાં સિદ્ધગતિનું એટલું બધું સુખ છે કે ત્યાંના નિરંતર સુખમાંથી એક મિનિટનું સુખ જો અહીં પૃથ્વી પર પડે તો આ દુનિયામાં એક વરસ દહાડા સુધી તો આનંદ, આનંદનો પાર ના રહે !

## મોક્ષનું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** મોક્ષ પામ્યા પછી ફરી કોઈ દિવસ જન્મ ના લે ?

**દાદાશ્રી :** આ બખેડામાં કોણ પેસે ? આ તો મહાત્રાસદાયી વસ્તુ છે. આ સંસારમાં તો કેટલી બધી પરવશતા છે ? દારૂ પીને પોતાની જાતને સુખી માનવું એના જેવું છે. આ સંસાર તો ભૂત વળગ્યા જેવું છે. આ મન-વચન-કાયાનાં ત્રણ ભૂતો વળગ્યાં છે ! એ તો દાઢ દુઃખે ત્યારે ખબર પડે. રાજાનેય દાઢ દુઃખે ત્યારે રાજ વહાલું લાગે કે રાણી વહાલી લાગે?

**પ્રશ્નકર્તા :** કોઈ વહાલું ના લાગે.

**દાદાશ્રી :** આ તો ભયંકર આફત છે ! અને મોક્ષમાં તો સ્વાભાવિક સુખ છે.

**પ્રશ્નકર્તા :** સંસારનાં વ્યવહારમાં રહેવા છતાં માણસને મોક્ષનો અનુભવ થાય ?

**દાદાશ્રી :** આંધળા માણસને એક થાંભલા જોડે કસીને ખૂબ આંટા મારીને બાંધી દીધો હોય, પછી એને આપણે અડ્યા વગર પાછળથી 'બ્લેડ' મારીને ધીમે રહીને એક આંટો તોડીએ તો પેલાને ખબર પડે કે ના પડે?

**પ્રશ્નકર્તા :** પડે.

**દાદાશ્રી :** આ ભાગમાંથી બંધન તૂટયું એવી ખબર પડી જાય. એવી રીતે મોક્ષનો અનુભવ થાય !

મોક્ષ એટલે મુક્તભાવ, બંધન ના લાગે. પોલીસવાળો પકડે તોય બંધન ના લાગે.

## સ્વર્ગ, છતાંય બંધન !

**પ્રશ્નકર્તા :** એવું કહે છે ને, મોક્ષ એટલે સ્વર્ગ મળે, વૈકુંઠ મળે કે ભગવાનમાં ભળી જવું, તે શું ?

**દાદાશ્રી :** સ્વર્ગ-બર્ગ કશું ના હોય ત્યાં તો. સ્વર્ગ એટલે તો ભૌતિક સુખો ભોગવવાનું સ્થાન, અને નર્કમાં ભૌતિક દુઃખો ભોગવવાનાં હોય. અને આ મધ્યલોકમાં ભૌતિક સુખો અને દુઃખો બંનેનું 'મીક્ષ્ચર' હોય. સ્વર્ગમાંય બંધન છે, ત્યાંય ના ગમે તોય રહેવું પડે. ત્યાંય બાઈસાહેબ જોડે ના ફાવતું હોય તોય જીવવું પડે. કારણ કે આયુષ્ય એમનું ઓછું થાય નહીં.

લાખો અવતારથી આમાંથી છૂટવાની કામના દરેકને બુદ્ધિનાં આશયમાં હોય જ પણ છૂટાતું નથી, બાથોડિયાં બહુ મારે છે. તરફડિયાં મારે છે તોય મળે નહીં એવું છે. બૈરી છોકરાં વગર રહી જુએ છે, ત્યાંય કશું વળતું નથી, એટલે પાછો બીજા અવતારે સંસારી થાય છે. બધી જાતના વિકલ્પો કરી જોયા. નિર્વિકલ્પ પ્રાપ્ત કરવા માટે જે કરે તે બધા જ વિકલ્પના

વિકલ્પ છે. આ જંજાળ છૂટે એવી નથી. ગૃહસ્થીની જંજાળ છૂટે, તો ત્યાગીની જંજાળ વળગે, ત્યાંય સંસાર ખરો જ ને !

## વિનાશી ચીજ ના ખપે !

મુક્તિ માટે શું કરવું જોઇએ ?

'જ્ઞાની' સિવાય આપણને બીજું કંઇ જ જોઇએ નહીં, એ ભાવ રાખવાનો. 'આ જગતમાં કોઇ પણ વિનાશી ચીજ મને ખપતી નથી.' એવું પાંચ વખત સવારમાં બોલીને ઊઠવું અને એને 'સીન્સિયર' રહે તેને કોઇ કર્મ બંધાતું નથી. પણ 'મને' એટલે કોણ ? એ નક્કી કરીને બોલવું જોઇએ. 'હું શુદ્ધાત્મા છું' અને જે ખપે છે એ આ દેહને ખપે છે, 'ચંદુલાલ'ને ખપે છે. અને એ તો વધારે હોય જ નહીં ને ? 'વ્યવસ્થિત'માં જે હોય તે ખરું ને ના હોય તો તે નહીં, પણ 'કંઇ જ મને ખપતું નથી.' એ ભાવ નક્કી હોવો ઘટે. અને એને 'સીન્સિયર' રહે તો કશો જ ડખો થાય તેમ નથી. 'વ્યવસ્થિત'માં જે મળવાનું છે એટલું જ મળવાનું છે, એમાં કશો ફેરફાર નથી પડતો. ઊલટી ચિંતા, અકળામણ ઓછી થાય એ લાભમાં છે. આ બે દ્રવ્ય જુદાં છે. એનો જુદો અનુભવ જ કરવાનો છે. બીજું કશું જ કરવાનું નથી. મહીં બુદ્ધિ ડખો કરે કે વિચારમાં ભળીને ગૂંચાય તોય તે 'આપણે' નથી કરતાં. 'તમે' 'તમારો' જુદો ભાગ રાખો. 'તમે' ને 'ચંદુલાલ' પાડોશીની પેઠ રહો તો કશું અડતું નથી ! એટલે 'તમે' જો તમારી 'જાત'ને 'સીન્સિયર' રહો તો આ એવું વિજ્ઞાન છે કે 'તમને' નિર્લેપ જ રાખે !

તમે કારખાનામાં નોકરી કરો છો ત્યાં 'સીન્સિયર' રહો છો કે નથી રહેતા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમાં 'સીન્સિયર' રહેવાનું તો માથાકૂટવાળું છે, અને આમાં એટલી બધી માથાકૂટ નથી. અને કોઇને એમ રહેતું હોય કે કોઇ રસનો સ્વાદ એને રહી જતો હોય અને 'સીન્સિયારિટી' ના રહેતી હોય તો તે પ્રમાણે મને કહી દેવું, તો અમે એનો રસ્તો કાઢી આપીએ. પણ

મહીં લોચા વળે ને મનમાં ગૂંચાયા કરે કે 'કર્મ બંધાશે કે કેમ', તો એમ ઉકેલ ના આવે. કર્મ બંધાવાની થીયરી જુદી જ છે. તે અમારી પાસે સમજી જવાનું છે.

## જગતની સત્તા ક્યાં ઝૂકે ?

જેની આ જગતમાં સર્વસ્વ પ્રકારની ભીખ ગઇ હોય તેને આ જગતમાં તમામ સૂત્રો હાથમાં આપવામાં આવે છે.

ભીખ કેટલા પ્રકારની હશે ? માનની ભીખ, લક્ષ્મીની ભીખ, વિષયોની ભીખ, શિષ્યોની ભીખ, દેરાં બાંધવાની ભીખ, અપમાનની ભીખ. બધી જાતની ભીખ, ભીખ ને ભીખ ! ત્યાં આપણું દળદર શું ફીટે?

તમામ પ્રકારની ભીખ છૂટે તેને આ જગતની સત્તા હાથમાં આવી જાય. અત્યારે મારા હાથમાં આવી ગઇ છે. કારણ કે મારી સર્વસ્વ ભીખ છૂટી ગઇ છે. જ્યાં સુધી નિર્વાસનિક પુરુષ ના મળે ત્યાં સુધી સાચો ધર્મ પ્રાપ્ત થાય નહીં. નિર્વાસનિક પુરુષ તો જગતમાં કોઇક ફેરો મળે. ત્યારે આપણું મોક્ષનું કામ થાય. એ ના મળે તો ક્યાં સુધી ચલાવાય ? માન ભૂખ્યા હોય તો ચલાવી લેવાય. પણ લક્ષ્મીની ભીખવાળા, કીર્તિની, વિષયની ભીખવાળા ના ચલાવી લેવાય.

## ભૂલ વગરનો થા !

આત્મામાં આત્મબુદ્ધિ એનું નામ મોક્ષ અને દેહમાં આત્મબુદ્ધિ એ સંસાર.

આ દૃષ્ટિ દૃશ્યમાં પડ્યા કરે છે, પણ કોઇ દહાડો દ્રષ્ટામાં પડતી નથી.

**પ્રશ્નકર્તા :** પણ ચર્મચક્ષુથી જેટલું દેખાય એટલું જ દેખાય ને ?

**દાદાશ્રી :** ચર્મચક્ષુથી દૃષ્ટિ દ્રષ્ટામાં પડે જ નહિ. એ તો દિવ્યચક્ષુ ઉત્પન્ન થાય ત્યારે દૃષ્ટિ દ્રષ્ટામાં પડે.

આત્મા જાણવા તો ખાલી વાતને સમજવાની છે. કરવાનું કંઇ જ

નથી. એક જણ ભગવાનને પૂછે કે, 'મારો મોક્ષ ક્યારે થશે ?' ત્યારે ભગવાને કહ્યું કે, તમારી સમજણ ભૂલ વગરની થશે ત્યારે તમારો મોક્ષ થશે. બોલો, હવે ભગવાને આમાં ખોટું શું કહ્યું?

**પ્રશ્નકર્તા :** બરાબર કહ્યું છે.

**દાદાશ્રી :** પછી પાછું એણે ભગવાનને પૂછયું કે, 'જપ-તપ કરવાનાં તેનું શું ?' ત્યારે ભગવાને કહ્યું કે, 'એ તો તારે જે દહાડે અજીર્ણ થયું હોય તે દહાડે ઉપવાસ કરજે. જપ-તપની અમારે શરત નથી. તારું જ્ઞાન અને સમજણ કોઈ પણ રસ્તે ભૂલ વગરનું કર એટલું જ અમારે જોઈએ.' અત્યારે તમારે કેટલી બધી ભૂલો છે ? 'હું ચંદુલાલ છું, આ બાઈનો ધણી છું, આ બાબાનો બાપો છું.' કેટલી બધી ભૂલો...ભૂલોની પરંપરા જ છે ! મૂળમાં જ ભૂલ છે ત્યાં શું થાય? એક રકમ વિનાશી છે ને એક રકમ અવિનાશી છે. હવે આ બેને ગુણવા જાય ત્યાર હોરી તો પેલી વિનાશી રકમ ઊડી જાય. એટલે ગુણાકાર કોઈ દિવસ થાય નહીં ને જવાબ આવે નહીં. શક્કરવાર વળે નહીં ને શનિવાર થાય નહીં. 'એવરી ડે ફ્રાયડે' ને 'ફ્રાયડે' જ હોય ! લોક આડગલીમાં પેસી ગયું છે! ભૂલથી તો સંસારેય સારો ના થાય તો મોક્ષ તો શી રીતે થાય ? ખરી રીતે તો તું પોતે મોક્ષસ્વરૂપ જ છો. તું જ પરમાત્મા છે, માત્ર ભૂલ વગરનું જ્ઞાન ને ભૂલ વગરની સમજણનું જ ભાન થવું જોઈએ. તમે શુદ્ધાત્મા તો છો જ, પણ તેનું ભાન થવું જોઈએ.

## માત્ર મોક્ષનું જ નિયાણું !

**પ્રશ્નકર્તા :** એ સમજણ તમે આપો. એ ભાન કરવાની ઈચ્છા જાગૃત થઈ છે, એ માટે અહીં આવ્યા છીએ.

**દાદાશ્રી :** એ જ્ઞાન મેળવવા ભવોભવ ઈચ્છા હોય છે, પણ એ માટે સાચું નિયાણું કર્યું નથી. જો સાચું નિયાણું કર્યું હોય ને તો બધી પુણ્યૈ આમાં જ વપરાઈ જાય ને એ વસ્તુ મળે જ. નિયાણાનો સ્વભાવ શું છે કે તમારી જેટલી પુણ્યૈ હોય તે નિયાણા ખાતે જ વપરાય. તો તમારી કેટલીક પુણ્યૈ ઘરમાં વપરાઈ, દેહમાં વપરાઈ, મોટર-બંગલા, બૈરી-છોકરાનાં સુખમાં

વપરાઈ ગઈ છે. અમે માત્ર મોક્ષનું જ નિયાણું લઈને આવેલા તેથી બધું પાંસરું ચાલે છે. અમારે કંઈ અડચણ ના આવે. નિયાણાનો અર્થ શું કે એક જ ધ્યેય હોય કે આમ જ જોઈએ, બીજું કાંઈ નહીં ! નિયાણું તો મોક્ષે જવા માટે જ કરવા જેવું છે. ધ્યેય તો શુદ્ધાત્માનો ને નિયાણું એકલું મોક્ષનું. બસ, બીજું કંઈ ન હોવું ઘટે. હવે તો ભેટ માંડવાની છે, દૃઢ નિશ્ચય રાખવાનો કે મોક્ષે જ જવું છે. એ એક જ નિયાણું કરવાનું એટલે લાંબા અવતાર ના થાય. એક બે અવતારમાં છૂટી જવાય. આ સંસાર તો જંજાળ છે બધી !

## મોક્ષ, સ્થાન કે સ્થિતિ ?

**પ્રશ્નકર્તા :** પણ મારે એ જાણવું હતું કે મોક્ષ એ જવાની વસ્તુ છે, મેળવવાની વસ્તુ છે કે મોક્ષ એ સ્થિતિ છે ?

**દાદાશ્રી :** મોક્ષ તો સ્વભાવ જ છે પોતાનો. તમારો સ્વભાવ જ મોક્ષ છે, પણ સ્વભાવ પ્રાપ્ત કરવા માટે કંઈક ઉપાય કરવો પડે ને ? તમે છો મોક્ષ સ્વરૂપ, પણ અત્યારે તમે મોક્ષ સુખ ભોગવતા નથી, કારણ કે તેનું તમને ભાન નથી. મોક્ષ માટે તમારે કંઈ કોઈ જગ્યાએ જવાનું નથી. સર્વ દુઃખથી મુક્તિ એ પહેલો મોક્ષ અને પછી સંસારથી મુક્તિ એ બીજો મોક્ષ ! પહેલો મોક્ષ થાય એટલે બીજો મોક્ષ સામે આવે. પહેલી મુક્તિ 'કોઝિઝ' રૂપે છે ને બીજી 'ઈફેક્ટ' રૂપે છે. 'કોઝિઝ'થી મુક્તિ થયા પછી છોકરાં પૈણાવાય, બધુંય થાય, એમાંય મુક્તભાવ હોય અને 'ઈફેક્ટ'- મોક્ષ અત્યારે થાય તેમ નથી. 'કોઝિઝ' મોક્ષમાં હું પોતે રહું છું ને બધાં જ કાર્યો થાય છે.

જે દેહે મુક્તપણાનું ભાન થાય ત્યાર પછી એકાદ દેહ બાકી રહે.

## અઘરો, મોક્ષમાર્ગ કે સંસારમાર્ગ ?

મોક્ષમાર્ગ અઘરો ના હોય, સંસારમાર્ગ અઘરો હોય. એક મોટી ટાંકી ભરીને પાણી ઉકાળવું હોય તો તેમાં કેટલી કેટલી વસ્તુઓની જરૂર પડે? એને ઉકાળતાં કેટલી બધી મહેનત લાગે ? અને એને પછી ઠંડું

કરવું હોય તો શું કરવું ? હવે ત્યાં વિકલ્પ કરે કે, 'કેમ કરીને ઠંડું થશે', તો ? આપણે જ્ઞાની હોઈએ એટલે પેલાને કહીએ કે, 'દેવતા હોલવીને નિરાંતે સૂઈ જા.' પેલો વિચાર કરે કે પાણીને ગરમ કરતાં આટલી બધી વાર લાગી તે જલદી ઠંડું શી રીતે થશે ? પણ પાણીનો સ્વભાવ જ ઠંડો છે, એટલે એની મેળે ઠંડું થઈ જશે. પાણીને ગરમ કરવું એટલે એને સંસાર સ્વભાવમાં લાવવું. 'પોતે' પોતાના સ્વભાવમાં આવવું એનું નામ મોક્ષ ને વિભાવમાં જવું એનું નામ સંસાર. આ ભેદજ્ઞાન કરાવવા 'જ્ઞાની' મળવા જોઈએ તો જ કામ થાય, નહીં તો કરોડ અવતારેય ઠેકાણું પડે તેમ નથી.

## સાચો મુમુક્ષુ કેવો હોય ?

શાસ્ત્રકારોએ ચોખ્ખે ચોખ્ખું કહ્યું છે કે મુમુક્ષુ મહાત્મા તરત 'જ્ઞાની પુરુષ'ને ઓળખી લે તો જ એ સાચો મુમુક્ષુ. જેને કેવળ મોક્ષની જ ઈચ્છા છે, એને મોક્ષદાતા 'જ્ઞાની પુરુષ'ની તો ઓળખાણ તરત પડી જાય. પણ જેને બીજી-ત્રીજી ઈચ્છાઓ છે; માનની, કીર્તિની, શિષ્યોની તેને 'જ્ઞાની પુરુષ' ઓળખાય નહીં. કારણ કે મહીં વચ્ચે પડળ હોય તેમને ! 'જ્ઞાની પુરુષ' તો બહુ સરળ હોય. સહેજે ઓળખાઈ જાય. જુએ કે 'કપડાં આમ કેમ પહેરતા હશે ?' ત્યાંથી પછી અવળું હેંડ્યું !

## આત્મા અબંધ, કઈ અપેક્ષાએ ?

**પ્રશ્નકર્તા :** આત્મા અબંધ કહે છે, તો મોક્ષ કોનો ?

**દાદાશ્રી :** આત્મા વિશે તો 'જ્ઞાની'ઓની ભાષા સમજી જાય તો ઉકેલ આવે. લોકોની ભાષામાં અબંધ જુદું છે ને 'જ્ઞાની'ઓની ભાષામાં એ જુદું છે. જો સર્વજ્ઞની ભાષામાં અબંધ સમજી જાય તો તે પદ પ્રાપ્ત થાય એવું છે. સર્વજ્ઞની ભાષામાં તો આત્મા અબંધ જ છે, નિરંતર મોક્ષ સ્વરૂપ જ છે. ક્યારેય એ બંધાયો જ નથી. આ સર્વજ્ઞની ભાષા છે. 'જેમ છે તેમ' 'ફેક્ટ' છે. જો જરા પણ શંકા રહે કે પોતે હજી બંધાયેલો છે તો તેને તરત જ ચોંટે. પોતે નિર્બંધ જ છે એ નિઃશંક છે.

## મોક્ષ કોનો ?

**પ્રશ્નકર્તા :** મૃત્યુ, મુક્તિ અને મોક્ષ, આ ત્રણેયમાં કેવી રીતે ભેદ પડાય ?

**દાદાશ્રી :** 'તમે' જો ખરેખર ચંદુભાઇ છો તો મૃત્યુ પામવાના છો અને 'તમે' જો શિવ છો તો મુક્તિ થયેલી છે અને મુક્તિ થઇ તો તેનું ફળ મોક્ષ આવે. અહીં મુક્તિ થઇ જવી જોઇએ. મારી મુક્તિ થયેલી છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૨૪)
# મોક્ષમાર્ગની પ્રતીતિ !

### મોક્ષપ્રાપ્તિ-માર્ગદર્શન !

**પ્રશ્નકર્તા :** મુમુક્ષુ આત્માને મોક્ષ મેળવવા કયા ધર્મની જરૂર પડે?

**દાદાશ્રી :** આત્મધર્મની જરૂર પડે.

**પ્રશ્નકર્તા :** કયા વેશમાં મોક્ષ મળે ?

**દાદાશ્રી :** વેશને ને મોક્ષને કંઈ લેવાદેવા નથી. નાગો ફરતો હોય કે કપડાં પહેરેલો ફરતો હોય, તેનો કશો વાંધો નથી. ગમે તે વેશમાં મોક્ષ મળે.

**પ્રશ્નકર્તા :** કયા સ્થાનકમાં મોક્ષ મળે ?

**દાદાશ્રી :** વીતરાગ ધર્મથી મોક્ષ મળે. વીતરાગ સ્થાનકમાં મોક્ષ મળે.

**પ્રશ્નકર્તા :** કઈ દશામાં મોક્ષ મળે ?

**દાદાશ્રી :** વીતરાગ દશામાં મોક્ષ મળે.

**પ્રશ્નકર્તા :** કયા વાડા, સંઘાડા, ફિરકામાં સાચો ધર્મ છે ? વાડા છે તે શું છે ? તેની જરૂર છે ?

**દાદાશ્રી :** વાડા એ બધા અંશધર્મ છે, 'રિલેટિવ' ધર્મ છે. જ્યાં પક્ષ છે ત્યાં મોક્ષ નથી, ત્યાં 'રિયલ' ધર્મ નથી. ગચ્છમાં સાચો ધર્મ નથી. કારણ કે એ એકાંતિક છે.

**પ્રશ્નકર્તા :** સદ્ગુરુની પિછાણ કઈ ?

**દાદાશ્રી :** સદ્ગુરુ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ હોય. શાસ્ત્રમાં વાંચી ના હોય, ક્યાંય સાંભળી ના હોય, છતાં અનુભવમાં આવે એવી જેની અપૂર્વ વાણી હોય !

**પ્રશ્નકર્તા :** આ જ સદ્ગુરુ છે તે કેમ કહેવાય ?

**દાદાશ્રી :** અહીં ઠંડક વળે તો જાણવું કે આ સદ્ગુરુ છે.

**પ્રશ્નકર્તા :** સદ્ગુરુનાં લક્ષણ શું ?

**દાદાશ્રી :** કષાય - ક્રોધ-માન-માયા-લોભ રહિત પરિણામ !

**પ્રશ્નકર્તા :** આ કાળમાં સદ્ગુરુ ક્યાં ક્યાં બિરાજે છે ?

**દાદાશ્રી :** આ આપની સમક્ષ બિરાજે છે.

**પ્રશ્નકર્તા :** સદ્ગુરુ પામવા શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** પરમ વિનય.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ત્વ, બીજજ્ઞાન અથવા બોધબીજ એ ધર્મનાં મૂળ ગણાય તો તેની પ્રાપ્તિ શા થકી થાય ?

**દાદાશ્રી :** કષાયરહિત સદ્ગુરુથી !

**પ્રશ્નકર્તા :** ધર્મની ઉત્પત્તિ એટલે કે ધર્મ શાથી થાય ?

**દાદાશ્રી :** કષાયરહિત સદ્ગુરુથી.

**પ્રશ્નકર્તા :** કઈ ક્રિયાથી અથવા શું કરવાથી ધર્મ થાય ?

**દાદાશ્રી :** જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયાથી ધર્મ થાય.

**પ્રશ્નકર્તા :** ધર્મનું સાધન શું ? ધર્મ કોને કહેવાય ?

**દાદાશ્રી :** ધર્મનું સાધન ઉપાદાન જાગૃત જોઈએ અને ધર્મ કોને કહેવાય ? પોતાના કષાય ઘટી જાય તો જાણવું કે ધર્મ ઉત્પન્ન થયો. કષાય

ઘટે તો જાણવું કે ધર્મ થયો.

**પ્રશ્નકર્તા :** કઇ રીતે ધર્મમાં સ્થિર થવાય ?

**દાદાશ્રી :** ઉપાદાન જાગૃત કરવાથી સ્થિર થવાય.

**પ્રશ્નકર્તા :** મોક્ષનો સરળ ઉપાય શો ?

**દાદાશ્રી :** કષાય રહિત 'જ્ઞાની પુરુષ'ની સેવાથી મોક્ષમાર્ગ સરળ થાય.

**પ્રશ્નકર્તા :** કયા કયા સાધનથી મોક્ષ થાય ?

**દાદાશ્રી :** જ્ઞાનથી મોક્ષ થાય. સદ્જ્ઞાનથી, આત્મજ્ઞાનથી મોક્ષ થાય.

## મોક્ષ - પોતે પોતાનું ભાન થયે !

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી અંતરથી, મહીંથી આત્માની પ્રતીતિ ના થાય ત્યાં સુધી આત્માને ઉપકારક શું ? આત્માને સમજણ થઇ કે આ મન-વચન-કાયા અને સર્વ પદાર્થોથી આત્મા ભિન્ન છે, તેમ જ સંસારી કાર્યોનું કર્તા-ભોક્તાપણું છૂટે નહીં, ત્યાં સુધી ધર્મમાં પ્રવૃતિ અર્થેનું શું કાર્ય કરવુ ંયોગ્ય છે ?

**દાદાશ્રી :** 'જ્ઞાની'ની જો પ્રતીતિ થઇ તો આત્માની પ્રતીતિ થયા વગર રહે જ નહીં. આત્માની પ્રતીતિ થયા પછી, તેનું લક્ષ બેઠા પછી સંસારીકાર્યોનું કર્તા-ભોક્તાપણું છૂટી જ જાય છે. સંસારી કાર્યો તો એની મેળે થયા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં રહેવું ને મોક્ષમાર્ગે જવું એ બંને વાત વર્તમાન પરિસ્થિતિમાં સાથે બને એ સંભવ લાગતું નથી.

**દાદાશ્રી :** સંભવ નહીં, પણ અનુભવમાં આવે એવી વાત છે. જ્યારે તમને અનુભવમાં આવશે ત્યારે સમજાશે. આમ સંભવ ના લાગે, પણ અનુભવમાં આવે એવી વાત છે. કારણ કે બે વસ્તુ જુદી હોય ને જુદી વસ્તુ હોય તેનું જુદાપણું વર્તાય. લોકોને તો એમ જ લાગે છે કે આત્મા તે જ

'હું છું.' આને આત્મા કહે તે ખોટું છે. અત્યારે 'હું છું' કહે છે તે 'મીકેનિકલ' આત્મા છે. જે દરઅસલ આત્મા છે એ તો આનાથી જુદો છે. એ તો અમે જ્યારે 'દરઅસલ આત્મા'નું ભાન કરાવીએ ત્યારે એનું 'તમને' ભાન થાય. ત્યારે 'હું' દરઅસલ આત્મામાં 'ફીટ' થાય. વસ્તુત્વનું ભાન થયા પછી 'હું' મૂળ અસ્તિત્વમાં 'ફીટ' થઈ જાય. આત્માનું અસ્તિત્વ, વસ્તુત્વ અને પૂર્ણત્વ છે. અસ્તિત્વનું ભાન તો બધાને છે, પણ વસ્તુત્વનું ભાન નથી, તે અમે વસ્તુત્વનું ભાન કરાવીએ એટલે 'પોતે' 'પોતાના'માં 'ફીટ' થઈ જાય પછી પૂર્ણત્વ થયા કરે. એટલે 'પોતે' 'પોતાના' સ્વભાવમાં અને પુદ્ગલ એનાં સ્વભાવમાં રહે, પ્રકૃતિ પ્રકૃતિના સ્વભાવમાં ને પુરુષ પુરુષના સ્વભાવમાં રહે ! બેઉ જુદી વાત છે, એટલે પછી જુદેજુદું વર્તે !

'જ્ઞાની પુરુષ'માં અનંત પ્રકારની સિદ્ધિઓ હોય છે તેથી આમ બની શકે છે. એમનામાં તો બહુ પ્રકારની સિદ્ધિઓ હોય, ગજબની સિદ્ધિઓ હોય. કારણ કે જેને કોઈ અપેક્ષા ના હોય, તેને બહુ પ્રકારની સિદ્ધિઓ હોય.

**પ્રશ્નકર્તા :** મોક્ષમાર્ગમાં વ્યવહાર નડે તો ખરોને ?

**દાદાશ્રી :** હકીકત સ્વરૂપમાં એવું કહેવા માગીએ છીએ કે જો વ્યવહાર નડતો હોય તો આ સાધુઓ, સંન્યાસીઓ, આચાર્યોએ વ્યવહાર છોડ્યો છે માટે હવે એમનો ઉકેલ થઈ જવો જોઈએ એવો અર્થ થયો. પણ એમ બનતું નથી. હકીકતમાં મોક્ષ માટે વ્યવહારનો વાંધો નથી. મોક્ષ માટે વ્યવહાર નડતો નથી, અજ્ઞાન એકલું જ નડે છે. 'જ્ઞાની પુરુષ' એવું સચોટ જ્ઞાન આપે છે કે તુર્ત જ વર્તનમાં આવે. જે જ્ઞાન ક્રિયાકારી હોય તે જ્ઞાન કહેવાય, બીજાં બધાં નહોય જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** મોક્ષમાર્ગ એ મુક્તિનો માર્ગ છે, એમાં કશી અપેક્ષા ના હોઈ શકે. તો પછી આમાં શાસન દેવદેવીઓને રાજી રાખવાની શી જરૂર છે ?

**દાદાશ્રી :** આ શાસન દેવદેવીઓને રાજી એટલા માટે રાખવાનું કે આ કાળના મનુષ્યો પૂર્વવિરાધક છે. પૂર્વ વિરાધક એટલે કોઈને સળી કરીને

આવેલા. તેથી તો અત્યાર સુધી રખડી મરેલા. આપણે દેવ-દેવીઓનું આરાધન એટલા માટે કરવાનું કે એમના તરફનો કોઇ 'ક્લેઈમ' ના રહે, આપણા માર્ગમાં વચ્ચે તેઓ અંતરાય ના નાખે અને આપણને પસાર થવા દે અને 'હેલ્પ' કરે. આપણને આ ગામ જોડે પહેલાંનો ઝઘડો થયેલો હોય ને આ ગામના લોકો જોડે આરાધનાના ભાવ રાખીએ તો ઝઘડો મટી જાય ને ઊલટું સારું કામ થાય. એમ આખા જગત જોડે આરાધનાથી શાસન દેવદેવીઓ જ નહીં, પણ જીવમાત્ર જોડે આરાધનાથી સારું થાય. શાસન દેવદેવીઓ નિરંતર શાસન ઉપર, ધર્મ ઉપર કંઇ પણ અડચણ આવે તો તે 'હેલ્પ' કરે ! અને આ મોક્ષમાર્ગ એવો છે કે અહીંથી 'ડીરેક્ટ' મોક્ષે ના જવાય, એક બે અવતાર બાકી રહે એવો આ માર્ગ છે. આ કાળમાં અહીંથી 'ડીરેક્ટ' મોક્ષ થતો નથી. આ કાળની વિચિત્રતા એટલી બધી છે કે કર્મો બધાં 'કોમ્પ્રેસ' કરીને લાવ્યો છે, તે આખો દહાડો પ્લેનમાં ફરે તોય કામ પૂરાં થાય નહીં. સાયકલ લઈને ફરે, આખો દહાડો રખડ રખડ કરે પણ કામ પૂરાં થાય નહીં. એટલે એક-બે અવતાર જેટલાં કર્મ બાકી રહે છે. એટલે આ મોક્ષ જ કહેવાય ને ? પણ મોક્ષનો અહીં જ અનુભવ થઇ જાય ને છૂટાપણાનું ભાન થાય, 'હું છૂટો પડી ગયો છું' એવું ભાન થાય.

**પ્રશ્નકર્તા :** તમારી માન્યતામાં આ જૈનોની ચોથ-પાંચમ માટે કઇ તિથિ સાચી છે ? ચોથ કે પાંચમ ?

**દાદાશ્રી :** જે તને અનુકૂળ આવે તે સાચી, જેનાથી તને ધર્મ થાય તે સાચી ને અધર્મ થાય તે ખોટી.

**પ્રશ્નકર્તા :** જૈન કોને કહેવાય ?

**દાદાશ્રી :** જીન એટલે આત્મજ્ઞાની ને જીનેશ્વર એટલે તીર્થંકર જેણે જીન કે જીનેશ્વરનું સાંભળ્યું હોય તે જૈન. જેણે સાંભળ્યું, શ્રધ્યું અને જેટલા અંશે પાલન થયું તેટલું પાલન કર્યું એ શ્રાવકો અને જેણે સંપૂર્ણ પાલન કર્યું તે સાધુ.

❖ ❖ ❖ ❖ ❖

## (૨૫)
# I & My

### ‘હું‘ કેવી રીતે છૂટું પડે ?

અમે લોનાવલા ગયા ત્યારે એક જર્મન ‘કપલ’ ભેગું થયું હતું. શું નામ હતું એમનું ?

**પ્રશ્નકર્તા :** સુસાન અને લોઈડ.

**દાદાશ્રી :** તેમને મેં પૂછયું કે, ‘તમારે’ ‘I’ માં ડૂબવું છે કે ‘My’ માં ડૂબવું છે ? આ ‘I’ અને ‘My’ નાં તલાવડાં છે. તેમાંથી ‘I’ માં ડૂબેલો કોઈ દહાડો મરેલો નહીં અને ‘My’ માં ડૂબેલો કોઈ દહાડો જીવેલો નહીં.’ ત્યારે એમણે કહેલું કે, ‘અમારે તો ફરી કોઈ દહાડો ના મરાય એવું થવું છે.’ ત્યારે એમને અમે સમજાવ્યું કે, ધેર ઈઝ નો વરી ઈન ‘‘આઈ.’’ ડોન્ટ વરી ફોર ‘‘માય’’. ‘આઈ’ ઈઝ ઈમ્મોર્ટલ, ‘‘માય’’ ઈઝ મોર્ટલ. માટે સેપરેટ ‘‘આઈ’’ એન્ડ ‘‘માય ’’! (There is no worry in ‘I’. Don’t worry for ‘My’. ‘I’ is immortal, ‘My’ is mortal.’ માટે Seperate ‘I’ and ‘My’ !)

અડધા કલાકમાં તો એ સમજી ગયાં ને ખુશ થઈ ગયાં.

**પ્રશ્નકર્તા :** પણ ‘હું’ કેવી રીતે જુદો સમજાય ?

**દાદાશ્રી :** તમારું નામ શું ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ.

**દાદાશ્રી :** તમે કોણ છો ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ.

**દાદાશ્રી :** 'આઈ એમ ચંદુભાઈ' અને 'માય નેમ ઈઝ ચંદુભાઈ', એટલે આ બેમાં વિરોધાભાસ નથી લાગતો ? 'આ ચંદુભાઈ તો હું જ છું' એમ બોલો, ત્યારે આ હાથ હઉ તમે છો ?

**પ્રશ્નકર્તા :** ના, હાથ તો મારા છે.

**દાદાશ્રી :** જુઓ, આ તમે જેને 'I' માની બેઠા છો, એમાંથી પહેલું નામ બાદ કરો. પછી બહારની જે જે વસ્તુઓ ખુલ્લી જુદી જ દેખાય છે તે બાદ કરો. આ નામ આપણાથી જુદું છે એ અનુભવમાં આવે છે? જ્યાં જ્યાં 'My' આવે તે બધી બાદ કરવા જેવી ચીજ. 'I' અને 'My' બે જુદા જ હોય ; એ કોઈ એકાકાર થાય નહીં. 'નામ' બાદ કર્યા પછી This is my hand, This is my body, My eyes, My ears, આ બધા અવયવો બાદ કરતા જાઓ. સ્થૂળ બધું બાદ કર્યા પછી My mind, My intellect, My ચિત્ત, My egoism બધું બાદ કરી નાખો. My-My બધું બાદ કરી નાખો એટલે બાકી જે રહે છે એ જ ચેતન છે. એ ચેતન સિવાય કંઈ જ રહેવું ના જોઈએ. 'My' એ પણ બધું જ પુદગલ છે, પરભાર્યું છે. 'I' & 'My' complete જુદાં જ છે. 'My is temporary adjustment and 'I' is permenant adjustment.

**પ્રશ્નકર્તા :** 'My' ને કાઢવા શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** તમને હું કરવાનો રસ્તો બતાડું, પણ તમારાથી થશે નહીં. આ complex છે ને કાળ વિચિત્ર છે. એટલે તમારે મારી હેલ્પ લેવી પડશે. 'I' અને 'My' માં તમે બધું જ બાદ નહીં કરી શકો. દૃષ્ટિગમ્ય બાદ કરી શકશો. પછી બુદ્ધિગમ્ય બાદ કરી શકશો. પણ બુદ્ધિગમ્યથી આગળ જે છે, તે બાદ નહીં કરી શકો. ત્યાં જ્ઞાની નું જ કામ. છેલ્લો સૂક્ષ્મતમ અહંકાર તમારાથી ના નીકળે. ત્યાં અમારી જરૂર પડે. હું એ બધું જ તમને છુટું પાડી આપું. પછી તમને હું શુદ્ધાત્મા છું એવો Experience થયા કરે. અનુભવ થવો જોઈએ. અને જોડે જોડે દિવ્યચક્ષુ પણ આપું છું એટલે આત્મવત્ સર્વ ભૂતેષુ દેખાય.

## 'જ્ઞાની' જ મૌલિક ફોડ આપે !

'I' અને 'My' ની વચ્ચે Demarcation line તો નાખવી પડે ને ? એક Spiritual adjustment અને બીજું Mechanical Adjustment એમ બેઉ જુદું જુદું કરવું પડે. નહીં તો હિન્દુસ્તાન કયું ને પાકિસ્તાન કયું એની શી રીતે ખબર પડે ? આ Line of demarcation નથી નાખી તેથી તો રોજના ઝઘડા થયા કરે છે.

'My' is Complete Mechanical. 'I' is not mechanical. 'I' is Absolute.

'My'ને કુદરત બધી જ હેલ્પ આપે છે. માટે 'My' માં 'તમે' હાથ ઘાલશો નહીં. ખાલી જોયા જ કરો. મશીનને તેલ, પાણી, વાયુ મળ્યા જ કરશે. અને પાછાં 'ટેસ્ટફૂલ' મળશે, 'ફ્રી ઓફ કોસ્ટ' મળશે.

સંસારમાં આપણા 'I' નું 'વેઈટ' 'My' ખાઈ જાય છે, 'I' નું પાંચ પાઉન્ડ ને 'My' નું લાખ પાઉન્ડ થયું છે. 'My' નું 'વેઈટ' જો ઘટે તો 'I' નું 'વેઈટ' વધે.

'I' એ ભગવાન અને 'My' એ માયા. 'My' એ માયા. 'My' is Relative to 'I'. 'I' is Real. આત્માનાં ગુણોનું આ 'I' માં આરોપણ કરો તોય 'તમારી' શક્તિઓ બહુ વધી જાય. મૂળ આત્મા એકદમ 'જ્ઞાની' સિવાય ના જડે, પણ આ 'I' and 'My' are Complete seperate. એવું બધાંને, ફોરેનના લોકોને પણ જો સમજાય તો તેમની ઉપાધિઓ ઘણી ઓછી થઈ જાય. આ વાત ફોરેનના સાયન્ટિસ્ટોને જલદી સમજાઈ જાય. આ સાયન્સ છે. અક્રમ વિજ્ઞાનની આ આધ્યાત્મિક Research ની તદ્દન નવી જ રીત છે. 'I' and 'My' તદ્દન જુદા જ છે. 'I' એ સ્વાયત્ત ભાવ છે અને 'My' એ માલિકી ભાવ છે.

ફોરેનના લોકો પુનર્જન્મ ખોળખોળ કરે છે. તેમને હું કહું છું કે એના કરતાં 'I' અને 'My' Seperate છે એમ ખોળી કાઢને ! My birth ને My death કહે છે ને ? અને ટ્રેનમાંય My berth કહે છે ને ?(!)

વ્યવહારમાં 'My' બોલાય, પણ તે ડ્રામેટિક હોવું જોઈએ. 'I' ને બાદ કરીને બોલાય. 'My' ભોગવવા માટે છે, પણ Reinvite કરવા માટે નથી. Complete Happiness belongs to 'I' without 'My'.

❖ ❖ ❖ ❖ ❖

## (૨૬)
# યાદગીરી - રાગદ્વેષાધીન

### તીવ્ર સ્મૃતિ, ત્યાં તીવ્ર રાગદ્વેષ !

અમને કાલે કયો વાર છે તેય યાદ નથી હોતું, છતાં જગત ચાલે છે. કોઈને પૂછીએ ત્યાર હોરા તો ત્રણ જણા બોલી ઉઠે કે રવિવાર છે. યાદ રાખનારા ઘણા બધા લોક છે.

વીતરાગ થયો કોને કહેવાય ? આત્મા સિવાય બીજું કશું યાદ જ ના આવે, આત્મા અને આત્માનાં સાધનો સિવાય બીજું કશું યાદ જ ના રહે.

જેટલી સ્મૃતિ ગઈ એટલા વીતરાગ થયા. વીતરાગને કોઈ પણ જાતની સ્મૃતિ ના હોય. જગતની વિસ્મૃતિ એને જ મોક્ષ કહ્યો.

સ્મરણશક્તિ માટે જગત આખું માથાકૂટ કરે છે. પણ સ્મરણશક્તિ નામની કોઈ શક્તિ નથી. સ્મરણશક્તિ એ રાગદ્વેષને કારણે છે. મને રાગદ્વેષ નથી તેથી મને સ્મરણશક્તિ ના હોય. અત્યારે આપણને આપણી યાદગીરી ઉપરથી ખબર પડે કે આ જગ્યાએ રાગ છે ને આ જગ્યાએ દ્વેષ છે. તેથી તો લોકોએ જગત વિસ્મૃત કરવા માટે શોધખોળ કરેલી.

**પ્રશ્નકર્તા :** પહેલે નંબરે પાસ થાય તેને રાગદ્વેષ બહુ કહેવાય ?

**દાદાશ્રી :** એને જેમાં 'ઈન્ટરેસ્ટ' વધારે હોય તેમાં વધારે માર્ક આવે. ઈતિહાસમાં રાગ હોય તો તેમાં વધારે માર્ક આવે. કેટલાક છોકરાઓને વળી ભણવામાં કશું યાદ નથી રહેતું. તે આપણે જાણીએ કે એને ભણવામાં 'ઈન્ટરેસ્ટ' નથી, અને બીજામાં બધું બહુ યાદ રહેતું હોય કે જેમાં 'ઈન્ટરેસ્ટ'

હોય એને. જેને જેમાં રાગ વધારે તેનો તે 'એક્સ્પર્ટ' થાય. મને અધ્યાત્મનો રાગ હતો, તેથી હું અધ્યાત્મમાં 'એક્સ્પર્ટ' થઇ ગયો !

કેટલાકને શાસ્ત્રો પર ખૂબ જ રાગ હોય તેથી તેની સ્મૃતિ તેમને જબરજસ્ત હોય. આમાં આત્મા પર રાગ થાય એટલે બીજે બધે, સંસારમાં વિસ્મૃતિ કહેવાય.

## સ્મૃતિ-વિસ્મૃતિ, કરવી મુશ્કેલ !

**પ્રશ્નકર્તા :** પંદર વર્ષ સુધી કશું યાદ મને ના આવ્યું ને આજે આવ્યું, તે શું કહેવાય ? એ કયો રાગ-દ્વેષ કહેવાય ?

**દાદાશ્રી :** એ રાગ-દ્વેષ પર આધાર રાખે છે. કેટલીક બાબતોનું એવું હોય કે જે સતત યાદ આવ્યા જ કરે ને કેટલીકનું એવું હોય કે એનો કાળ પાકે ત્યારે ફળ આપ્યા કરે.

**પ્રશ્નકર્તા :** કંઇ પણ યાદ રાખવું સહેલું છે પણ વિસ્મૃત કરવું બહુ મુશ્કેલ છે, એનું શું કારણ ?

**દાદાશ્રી :** યાદ રાખવુંય સહેલું નથી ને વિસ્મૃત કરવુંય સહેલું નથી, બેઉ અઘરું છે. જેને યાદ ન રહેતું હોય તેને યાદ કરવું બહુ અઘરું પડે છે. ત્યારે તેને તે વિસ્મૃત કરવું બહુ સહેલું જ હોય ને ? અને જેને યાદગીરી બહુ આવતી હોય તેની વિસ્મૃતિ લાવવીય બહુ વસમી પડી જાય.

**પ્રશ્નકર્તા :** જગત વિસ્મૃત કરવું કેમ ? ભૂલવું કેમ ? એ એક સવાલ છે.

**દાદાશ્રી :** જગત એક કલાક પણ વિસ્મૃત થાય તેમ નથી. હજારો રૂપિયા એક કલાક જગત વિસ્મૃત કરવા ખર્ચે તોય તે વિસ્મૃત થાય તેવું નથી. જાતજાતનું યાદ આવે. જમતી વખતે સગાં-વહાલાં માંદા હોય તે જ યાદ આવે ! અલ્યા, તું શું કરવા યાદ આવ્યો ? એટલે સ્મૃતિ જ કૈડે છે.

**પ્રશ્નકર્તા :** પણ પાછું એવી શંકા થાય છે કે જગત વિસ્મૃત રહે તો સેલ્સટેક્ષ, ઈન્કમટેક્ષના કેસોના નિકાલ કેવી રીતે કરવાનો ? એમાં

મુસીબત પડેને ?

**દાદાશ્રી :** એવું નથી. જગત વિસ્મૃત રહે ને સંસારનાં કામો થાય એવું છે. ઊલટી બહુ સરસ, સહજ રીતે થાય તેમ છે.

## જ્ઞાનીને સ્મૃતિ !

આ સ્મૃતિ જ પીડા ઊભી કરે છે. આ જ્ઞાન થતાં પહેલાં મને બહુ જ સ્મૃતિ હતી, જબરજસ્ત સ્મૃતિ હતી, તે મને ખૂબ પીડા કરે, રાત્રે ઊંઘવા પણ ના દે. તેમાં હિસાબ કાઢયો કે કઇ જગ્યાએ દુઃખ છે ? પણ આમ જુઓ તો બધી રીતે અમે સુખી હતા, પણ આ સ્મૃતિનું પાર વગરનું દુઃખ હતું. અમને યાદ બહુ રહે, એટ એ ટાઇમ બધું જ યાદ રહે. પણ યાદગીરી એ પૌદ્ગલિક વસ્તુ છે, ચેતન નથી. પછી જ્ઞાન થયા પછી 'દેખાતું' થયું, યાદગીરીનું દર્શન નહીં, પણ યથાર્થ દર્શન થયું.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે અમને સ્મૃતિ ના હોય, પણ આજથી દસ વર્ષ પહેલાં આપે કોઇ પ્રસંગ કે દાખલો કહ્યો હોય તે આજે ફરી આપના મુખે સાંભળીએ છીએ ત્યારે એકઝેક્ટ એવી જ રીતે, એ જ લિંકમાં શબ્દેશબ્દ ક્રમબદ્ધ ટેપની જેમ નીકળે છે. એ શું હશે ? એ કઇ શક્તિ ?

**દાદાશ્રી :** રાગદ્વેષને આધીન 'મેમરી' છે. તેથી તેમાં 'એક્ઝેક્ટ' ના હોય. અમારે જે નીકળે છે તે દર્શનનાં આધારે નીકળે છે, એટલે 'એક્ઝેક્ટ' હોય. અમને બધું દેખાય. નાનપણમાં ચાર વર્ષનો હતો ત્યારથી અત્યાર સુધીનું બધું હું જોઇ શકું ખરો અમારે યાદ કરવું ના પડે. આમ, ચૌદ વરસ ભણી જોઉં તો તે દેખાય, વીસ વરસ ભણી જોઉં તો તે દેખાય.

અમારી પાસે પૂછવા આવનારની ફાઇલ તપાસીને જવાબ અમારે આપવા પડે. આગળ શું વાત કરી હતી, અત્યારે શું છે, એ બધા 'કનેક્શન'માં જવાબ હોય. દરેકની ફાઇલ જુદી જુદી. તેથી જવાબ જુદો જુદો હોય. જવાબ એની ફાઇલને આધીન હોય. હવે કોઇ કહેશે કે, 'દાદા, તમે એક જ જાતનો જવાબ બધાને કેમ નથી આપતા ?' અલ્યા, એવું ના હોય. દરેકની ફાઇલ જુદી જુદી, દરેકના રોગ જુદા જુદા, તેથી શીશીઓ

જુદી ને દવાય જુદી જુદી અમારી પાસે હોય. દરેકના ક્ષયોપશમ જુદા જુદા હોય. અમારે સૈદ્ધાંતિક વાતમાં ક્યાંય ફેરફાર ના હોય. એને તો ત્રણે કાળમાં કોઈ ચેકો મારી ના શકે તેમ હોય. આ વ્યવહારિક પ્રશ્નોનો ઉકેલ દરેક નિમિત્તને આધીન હોય.

તમે મને જે યાદ કરાવડાવોને તે બધું મને દેખાય. ધંધાનુંય અમને અમારા કનુભાઈ કંઈક પૂછે ત્યારે બધું જ દેખાય. પૂલ દેખાય, તેનાં થાંભલા બધાય દેખાય, ક્યાં શું છે ને ક્યાં શું નથી તે બધુંય દેખાય. યાદ કરાવો એટલે ઉપયોગ મૂકીએ,ને એટલે બધું જ ક્રમવાર દેખાય.

**પ્રશ્નકર્તા :** એટલે ઉપયોગથી દેખાય ને ?

**દાદાશ્રી :** યાદ કરાવે એટલે ઉપયોગ ત્યાં જ જાય. કારણ કે એ ઉપયોગ ત્યાં ના જાય તો વ્યવહાર બધો તૂટી જાય.

## પ્રશસ્ત રાગ, મોક્ષનું કારણ !

ટાઈમ આવે તે ઘડીએ બધું જ યાદ આવી જાય. હજુ અમને સત્સંગ ઉપર રાગ ખરો. તેથી ટાઈમ થાય એટલે જવાનું યાદ આવે. મહાત્માઓ ઉપર પણ રાગ રહે. આ બધા રાગને પ્રશસ્ત રાગ કહેવાય. એ બંધન કરાવે નહીં, પણ મહાવિદેહ ક્ષેત્રને માટે બંધન કરાવે. મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી સીમંધર સ્વામી પાસે જવાનું છે બધાને. એટલે અત્યારથી એમને ઓળખી લેવા હોય તો ઓળખી લેજો. તેથી તો અમે એમનું ગવડાય ગવડાય કરીએ છીએ.

**પ્રશ્નકર્તા :** અમને આ 'દાદા' છે, એ યાદ આવે તે ?

**દાદાશ્રી :** એ પ્રશસ્ત રાગ છે. પ્રશસ્ત રાગ વીતરાગ બનાવનારો છે. આમાં જ રાગ કરવા જેવો છે ! બધેથી રાગ ઉઠાવી ઉઠાવીને આમાં જ રાગ કરવાનો છે. આત્મહેતુ માટે રાગ અને દેહાધ્યાસ માટે રાગ એ બેમાં બહુ ફેર છે. આત્મહેતુ માટેની મમતા એ આત્માની મમતા છે. છેવટે એ મુક્ત કરાવે.

કેટલાક જડ જેવા હોય, તેનેય યાદશક્તિ ના હોય. સમકિત વગરની

વિસ્મૃતિ એ જડતા કહેવાય. ખોરાક વધારે હોય, સૂઈ રહે, પ્રમાદી રહે, એનાથી મગજ ડલ રહયા કરે. એ અધોગતિમાં લઈ જાય.

## યાદ ? કેટલો મોટો પરિગ્રહ !

પરિગ્રહ કોને કહેવાય ? જે યાદ આવ્યા કરે તેને. વીંટી આંગળીએ છે કે નહીં, પડી ગઈ છે કે નહીં, તેય યાદ ના આવે એનું નામ અપરિગ્રહી. અપરિગ્રહી ત્યાગ કરવાથી ના થાય. ત્યાગ કરવા જાય તે વધારે યાદ આવ્યા કરે.

❖ ❖ ❖ ❖ ❖

## (૨૭)

# નિખાલસ !

### નિખાલસતા નિર્ભય બનાવે !

તું પુસ્તકો વાંચીશ નહીં અને કશું જાણીશ નહીં તોય મને વાંધો નથી, પણ તું નિખાલસ થા, સાચો નિખાલસ થા. પછી નિખાલસને શોભે એ જ્ઞાન બધું એમ ને એમ ઉદ્ભવશે.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં નિખાલસ હોઈએ એ તો બહુ તકલીફ થાય.

**દાદાશ્રી :** નિખાલસ કોઈ હોઈ શકે જ નહીં ને ! આત્મજ્ઞાન થાય પછી જ નિખાલસ થાય.

**પ્રશ્નકર્તા :** નિખાલસ હોઈએ તો વ્યવહારમાં બાઘામાં ખપી જઈએ.

**દાદાશ્રી :** બાઘા એ નિખાલસ હોય જ નહીં. લોકો બાઘાને નિખાલસ કહે છે. નિખાલસ તો જુદો જ હોય. દરેક વિષયમાં એ નિખાલસ હોય, એક બેમાં નહીં.

**પ્રશ્નકર્તા :** નિખાલસ વિશે જરા સ્પષ્ટ સમજાવો.

**દાદાશ્રી :** નિખાલસ એટલે એકદમ 'પ્યૉર' માણસ હોય. એ માણસ માણસ ના હોય, સુપર હ્યુમન હોય ત્યારે જ નિખાલસ થાય. નિખાલસ તો એકદમ 'પ્યૉર', 'ટ્રાન્સપરન્ટ' જેવો હોય. એને એક વિચાર પણ 'ઈમ્પ્યૉર' ના આવે. એવું તો હોય જ નહીં ને ક્યાંય ? સ્વરૂપ જ્ઞાન મળ્યા પછી ધીમે ધીમે એવા થવાય.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં નિખાલસ માણસનો લોકો ગેરલાભ ઉઠાવે

ને ?

**દાદાશ્રી :** ના. જે ગેરલાભ લેવા આવ્યો હોય તે સોએક ફૂટ છેટેથી જ અંદર ના આવી શકે. એની શક્તિ જ તૂટી જાય, ફ્રેકચર થઇ જાય.

**પ્રશ્નકર્તા :** નિખાલસ એટલે સ્વ-સ્વરૂપમાં રહે તે ?

**દાદાશ્રી :** સ્વ-સ્વરૂપમાં તો અમે જ્ઞાન આપીએ એટલે તમેય રહો. પણ એ નિખાલસતા ના કહેવાય. નિખાલસને સંસારનો એક પણ વિચાર ના આવે, હૃદય એકદમ પ્યોર હોય. તમને હજી વિચારો આવે, તેમાં તન્મયાકાર થઇ જાવ. ઘરના વિચારો આવે, વેપારના આવે, વિષયોના આવે, બીજી બધી જાતના વિચારો આવે ત્યાં સુધી ટ્રાન્સ્પરન્ટ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** નિખાલસ માણસને શેનો વિચાર આવે ?

**દાદાશ્રી :** એમને વિચાર જ ના હોય. એમનું મન ફર્યા કરતું હોય. સમયે સમયે એટલે સમયવર્તી થયેલું હોય.

નિખાલસ પુરુષની પાર વગરની સિદ્ધિઓ હોય છે. પણ એ વાપરે નહીં. છેવટે તમારેય આવા નિખાલસ થવું પડશેને ?

એક 'એસે' (નિબંધ) લખી લાવજો કે શેના માટે જીવન જીવવાનું છે ! એની પોઝિટિવ, નેગેટિવ બધી જ સાઇડ લખી લાવવાની. આપણે પ્રગતિ તો કરવી પડશેને ? આમ સામાન્ય માણસની જેમ ક્યાં સુધી બેસી રહેવું ? મને તેરમાં વર્ષે અસામાન્ય થવાનો વિચાર આવેલો. સામાન્ય એટલે શાકભાજી એવું મને લાગેલું. સામાન્ય માણસને જે તકલીફ પડે છે તે કોઇ તકલીફ, અસામાન્ય માણસને ના પડે. સામાન્ય માણસ કોઇને હેલ્પ ના કરી શકે. જ્યારે અસામાન્ય માણસ હેલ્પને માટે જ હોય. તેથી જ તેને જગત એક્સેપ્ટ કરે.

**પ્રશ્નકર્તા :** અસામાન્ય માણસની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** અસામાન્ય એટલે પોતે જગતના બધા લોકોને, દરેક જીવમાત્રને હેલ્પફૂલ થઇ પડે. પોતે સ્વતંત્ર થાય, પ્રકૃતિથી પર થાય ત્યારે

અસામાન્ય થાય. સામાન્ય માણસ લાચારી હઉ અનુભવે, ત્રણ દહાડા ભૂખ્યો રાખે તો લાચારી અનુભવે. માટે અસામાન્ય થવું. પછી તો પોતાનાં સુખનો પાર ના રહે.

અત્યારે કોઈ મોટો માણસ તમને દેખાય એટલે તમને લઘુતાગ્રંથિ ઉત્પન્ન થાય, તમે અંજાઈ જાવ. અલ્યા, એ જ સામાન્ય માણસ છે તો તેનાથી શું અંજાવાનું ?

નિખાલસ થઈ ગયા એટલે જગતનો કંઈ ડર રાખવાની જરૂર જ ના હોય. એનું તો 'ઓટોમેટિકલી' રક્ષણ થયા કરે, એનું કોઈ ભક્ષણ કરી શકતો જ નથી. સ્વરૂપ જ્ઞાન મળ્યા પછી એની પૂર્ણ દશા ઉત્પન્ન થશે ત્યારે કોઈ ભક્ષણ નહીં કરી શકે, કોઈ નામ પણ ના દે.

❖ ❖ ❖ ❖ ❖

# (૨૮)
# મુક્ત હાસ્ય !

## સરળતા તેટલું મુક્ત હાસ્ય !

**દાદાશ્રી :** આપની ઉંમર કેટલી થઈ ?

**પ્રશ્નકર્તા :** સિત્તેર.

**દાદાશ્રી :** જુઓને, આ ઉંમરે મારી સામું જોઈને હસે છે તે જાણે બાળક હસતું હોય ! એનું નામ સરળતા કહેવાય. શું હાસ્ય બધાની પાસેથી ખૂંચવી લીધું છે ? હસાતું કેમ નથી ? ત્યારે કહે, અસરળતા છે. એટલે આપણે એને શું કહીએ છીએ, કે ભાઈ, અહીં સત્સંગમાં રોજ બેસી રહેજે. એમ કરતાં કરતાં અસરળતા જતી રહેશે, એમ કરતાં કરતાં હાસ્ય ખૂલી જશે. આ આરતીમાં હાસ્ય ખૂલે એટલા માટે હું રસ્તો કરાવડાવું છું. હાસ્ય તો ડૂંટીએથી ફૂટવું જોઈએ. આ તો અહીં ગળામાંથી જ હસે છે, તેનું શુ કારણ ? મહીં મળ ભરાઈ રહેલાં છે તેથી. તે આરતીમાં બધા મળ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** મુક્ત હાસ્ય કોને કહેવું ?

**દાદાશ્રી :** તમે મુક્ત હાસ્ય જોયેલું ?

**પ્રશ્નકર્તા :** આપનું હાસ્ય જોયું છે ને ?

**દાદાશ્રી :** એ તમને મુક્ત લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, બિલકુલ વીતરાગ હાસ્ય લાગે છે.

**દાદાશ્રી :** એ જ મુક્ત હાસ્ય કહેવાય.

**પ્રશ્નકર્તા :** અમને મુક્તહાસ્ય થાય એવા સંજોગ છે તો એ શાથી અટક્યું છે ?

**દાદાશ્રી :** તમારી મહીં બધાં ભૂતો ભરાઈ રહ્યાં છે તેનાથી તે અટક્યું છે. મુક્ત પુરુષ સિવાય કોઈ એ કઢાવે નહીં. મુક્ત પુરુષ મુક્ત હાસ્યથી તમને મુક્ત હાસ્યમાં લાવે. મહીં જાતજાતની ખેંચો રહેલી છે, તેથી રડવાને ટાઈમે રડતો નથી ને હસવાને ટાઈમ હસતો નથી.

હાસ્ય શાથી આવે છે ? આ ઘરડા કાકા વધારે શાથી હસે છે ? નિર્દોષતા છે એટલે, સરળ છે તેથી. સરળ એટલે જેમ વાળો તેમ વળી જાય, સોનાની પેઠ. તેમને એક કલાકમાં જેવો ઘાટ કરવો હોય એવો થાય.

**પ્રશ્નકર્તા :** એટલે નિર્દોષતા વધે એમ હાસ્ય વધે ?

**દાદાશ્રી :** હા, એ નિર્દોષતાનો જ ગુણ છે. આજના એટીકેટવાળા લોકો જે ટેબલ પર હસીને જમે છે એ બધું પોલીશ્ડ કહેવાય. એ પાછું નવી જ જાતનું, તૃતીયમ્ કહેવાય. આવું બનાવટી હસે તેનાં કરતાં મૂંજીપણું સારું બનાવટી બોલે તેનાં કરતાં ઓછું બોલે તે સારું.

આ કાકા જ્યારથી આવ્યા ત્યારથી જ એમને મહીં નવી જ જાતનો અનેરો આનંદ થાય છે. તે હું એકલો જ જાણું ને એ જાણે છે. કારણ કે સરળ છે, તેથી અમારાં દર્શનથી જ એમને આનંદ થઈ ગયો !

## મુક્ત હાસ્ય, મુક્ત પુરુષનું !

'જ્ઞાની પુરુષ' નિરંતર મુક્ત અવસ્થામાં હોય, તેથી સામાનું પણ મહીં ખૂલી જાય ! અમારું મુક્ત મન રહે, કોઈ અવસ્થામાં એક ક્ષણ પણ એ બંધાય નહીં. 'જ્ઞાની પુરુષ'નાં દર્શનથી જ બધા ઉલ્લાસમાં આવી જાય, ને એનાથી તો કેટલાંય કર્મો ઊડી જાય.

એક સંપૂર્ણ વીતરાગ ભગવાન સિવાય કર્મરહિત હાસ્ય ના હોય. તે આ કાળમાં ઊભું થયું છે, અક્રમ વિજ્ઞાનના 'જ્ઞાની પુરુષ' પાસે પ્રગટ થયું છે-કામ કાઢી નાખે એવું છે, સર્વસ્વ કર્મો ભસ્મીભૂત કરે એવું છે! 'જ્ઞાની પુરુષ'ને જ્યારે જુઓ, રાતે બે વાગે જુઓ તોય એક જ પ્રકારનું

મુક્ત હાસ્ય હોય ! જ્યારે બીજાનાં હાસ્ય કષાયોથી સ્થંભિત થઇ ગયેલાં હોય.

**પ્રશ્નકર્તા :** વૈરાગ આવે તેમાં મુકત હાસ્ય અટકી જાય કે ?

**દાદાશ્રી :** વૈરાગમાં તો ઉદાસીનતા આવે. ઉદાસીનતા અધૂરું કહેવાય; મુકત હાસ્ય પૂર્ણ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપની જોડે વાત કરતાં કરતાં અમને કોઇ વખત મુક્તપણે હસવું આવે છે, તે મુક્ત હાસ્ય કહેવાય ?

**દાદાશ્રી :** હા, તે વખતે મુક્ત થાય છે. એમ કરીને પ્રેક્ટિસ પડે છે, નહીં તો આ 'દાદા ભગવાનનાં અસીમ જય જયકાર હો' એવું અમારે શું કામ કરવાની જરૂર ? એ વખતે મહીંનો કચરો નીકળે છે ને મુક્ત થાવ છો.

❖ ❖ ❖ ❖ ❖

# (૨૯)

# ચિંતા : સમતા

## ભૂતકાળ, 'અત્યારે' કોણ સંભારે ?

**પ્રશ્નકર્તા :** આવતી કાલની ચિંતા ન કરે તો ચાલે શી રીતે ?

**દાદાશ્રી :** આવતી કાલ હોતી જ નથી. આવતી કાલ તો કોઈએ જોયેલી જ નહીં જગતમાં. જ્યારે જુઓ ત્યારે 'ટુ ડે' જ હોય. આવતી કાલ તો મુશ્કેલીના સાધન તરીકે છે. ગઈ કાલનો અર્થ જે કાળ ગયો તે. ભૂતકાળ એનું નામ ગઈ કાલ. એટલે આવતી કાલની ચિંતા કરવાની જરૂર જ નથી.

**પ્રશ્નકર્તા :** તો અગાઉથી ટિકિટ શી રીતે કઢાવો છો ?

**દાદાશ્રી :** એ તો 'એવિડન્સ' છે. એ સાચું નાય પડે કોઈ દિવસ. આ તમે પ્રોગ્રામ નથી કરતા કે ૨૫મી તારીખે મુંબઈ જવું છે, ૨૮મી તારીખે વડોદરા જવું છે ? એ બધું તમને 'વિઝન' છે જ. એ 'વિઝન'થી તમે યથાર્થ રીતે જોતા નથી. તમે આમ બગવાયા બગવાયા 'વિઝન'થી જુઓ છો. યથાર્થ 'વિઝન'માં તમે સ્થિરતામાં રહીને જોઈ શકો. નિયમ એવો છે કે અમુક બાઉન્ડ્રી સુધી તમે જુઓ તો તમને યથાર્થ 'વિઝન' મળશે ને એ 'બાઉન્ડ્રી'ની આગળ આજે જોશો તો અત્યારે ઠોકર ખાશો. જેની જરૂર નથી એને જોશો નહીં. આપણે ઘડિયાળ આગળ જો જો કરીએ તો ઊલટું અહીં આગળ ઠોકર વાગે. એટલે આ 'વિઝન'માં અમુક હદ સુધીનું જ જોઈ જોઈને ચાલવું.

જ્યાં આવતી કાલ નામની વસ્તુ જ નથી એનો અર્થ શો ? જે કાળ ચાલી રહ્યો છે તે આજ છે અને ગયા કાળને ગઈકાલ કહે છે, એ ભૂતકાળ

છે. ભૂતકાળને તો કોઈ મૂર્ખોય ના સંભારે, ને આવતી કાલ 'વ્યવસ્થિત'ના હાથમાં છે. માટે વર્તમાનમાં રહો, એક વર્તમાનકાળમાં જ રહો.

## પરસત્તા અધિકાર, ચિંતા જન્માવે !

જે ઘેર ચિંતા થાય ત્યાં બધી જ મુશ્કેલીઓ આવ્યા કરે. ચિંતા એ અહંકાર છે. આ બધું ચલાવવાની તમારા હાથમાં સત્તા છે કંઈ ? જેની સત્તા છે તેની સત્તા જો આપણે લઈ લઈએ તો એ પછી હાથ ના ઘાલે. તમે એ સત્તા પર છોડી દો.

**પ્રશ્નકર્તા :** ચિંતા ના થાય એના માટે શું કરવું ?

**દાદાશ્રી :** પાછું ફરવું. અગર તો 'ઈગોઈઝમ' ખલાસ કરવો જોઈએ. એ તો 'જ્ઞાની પુરુષ' હોય ને જ્ઞાન આપે તો ચિંતા રહે જ નહીં. આ ચિંતા કર્યાનું ફળ શું છે ?

**પ્રશ્નકર્તા :** એ ખબર નથી.

**દાદાશ્રી :** ચિંતાનું ફળ જાનવર ગતિ છે. ચિંતા એ 'એબોવ નોર્મલ' 'ઈગોઈઝમ' છે.

**પ્રશ્નકર્તા :** મને ચિંતા તો બહુ રહે છે.

**દાદાશ્રી :** તમારી થોડી ચિંતા છે, તેથી તમને તો અહીં આવવાનોય વખત મળ્યો. આ શેઠિયાઓને તો સંડાસ જવાનો પણ વખત નથી મળતો, એટલી બધી ચિંતાઓ થઈ ગઈ છે. બે મિલો થઈ, હવે ત્રીજી કરવી છે ! લોભ, લોભ ને લોભ. તમે ક્યાં સુધી મેળવવાનું નક્કી કર્યું છે ? દસ લાખ રૂપિયા ?

**પ્રશ્નકર્તા :** જેટલું વધારે મળે એટલું સારું.

**દાદાશ્રી :** અત્યાર સુધી તમારું પૂરું જ નથી થયું ? આ કાળા વાળ બદલાઈ ને ધોળા થયા તોય પૂરું નથી થતું ? માટે એ દગો છે. હવે છાનામાના એની પૈડ છોડી દો ને નિરાંતે ચા-નાસ્તા કરો, જમો ને પછી કામધંધો કરો !

## ચિંતા, સફળતાને અવરોધક !

આ ચિંતા કરવાથી દરેક કામ મોડું થાય. અહીં બહાર નીકળીને સવાર ક્યારે થશે, ક્યારે થશે એમ ચિંતા કરતા આખી રાત બેસી રહો તો સવાર વહેલી થાય ? ઊલટું મોડું થાય. એના કરતાં ઓઢીને સૂઇ જા ને. ચિંતાથી કામ આગળ ધકેલાય. શાક મળશે કે નહીં મળે એની ચિંતા કરે તો તેય ના મળે.

જેનો ઉપાય નથી તેની ચિંતા શી ? મરણનો ઉપાય નથી તેથી તેની કોઇ ચિંતા કરે છે ?

ચિંતા થાય ત્યારે તમે શું કરો છો ?

**પ્રશ્નકર્તા :** ઈશ્વર સ્મરણ.

**દાદાશ્રી :** તમારો કોઇ મિત્ર તમારી ઓળખાણ વગરનો છે ?

**પ્રશ્નકર્તા :** ના, પણ ઓળખાણ વગર તો શી રીતે ભાઈબંધી થાય?

**દાદાશ્રી :** તેમ ઓળખાણ વગર ભગવાનનું સ્મરણ શી રીતે થાય?

ચિંતા થવા માંડે તો સમજો કે કાર્ય બગડવાનું છે, ને ચિંતા ના થાય તો સમજજો કે કાર્ય બગડવાનું નથી. ચિંતા એ કાર્યને અવરોધક છે. ચિંતાથી ધંધો બેસે.

**પ્રશ્નકર્તા :** આ ચિંતા શાથી થાય છે ?

**દાદાશ્રી :** આરોપિત ભાવ છે કે, 'હું ચંદુભાઇ છું' તેથી. 'રિયલ' સ્વરૂપને જાણતા નથી એટલે. ચિંતા ક્યારે થાય ? મનમાં વિચાર આવે ને તેમાં તન્મયાકાર થાય ત્યારે. વિચારો જડ છે ને પોતે ચેતન છે. જડ-ચેતનનું મિક્ષ્ચર થઇ જાય એટલે ચિંતા થાય. ચિંતા એ મનનો પરિષહ છે. પરિષહ એટલે વેદના ઊભી થાય. ચિંતા ના થાય એ માટે નક્કી કર કે મનના વિચારો એ સૂક્ષ્મ સંયોગો છે, તે 'જ્ઞેય છે' ને 'હું જ્ઞાતા છું'. વિચાર તો આવે પણ તેનું પ્રતિક્રમણ કરવું પડે. અગર તો એને નિર્માલ્ય કરી નાખવા પડે. વિચાર આવે છે, એ નિર્જીવ ભાગ છે. વિચાર કર્યા કે

અંતરાય પડ્યા. જે શક્તિ આપણી નથી ત્યાં હાથ શું ઘાલવો ?

આ 'અક્રમ જ્ઞાન' અમે આપીએ પછી ચિંતા થાય તો અમારી ઉપર કોર્ટમાં વકીલ લગાડીને દાવો કરજો, એવી ગેરેન્ટી આપીએ છીએ. સંસારની ચિંતા ગઈ એટલે પહેલો મોક્ષ થયો. પછી પહેલાંનો જે હિસાબ છે તે ચૂકવાઈ જાય તે બીજો મોક્ષ. બીજો મોક્ષ એટલે પૂર્ણાહુતિ.

## ભ્રાંતિમાં શાંતિ રહે ?

આ જગતમાં શાંતિ કેવી રીતે રહે ? કરોડ રૂપિયા હોય તોય ના રહે. જ્યાં ભ્રાંતિ છે ત્યાં શાંતિ કેવી ?

**પ્રશ્નકર્તા :** આ શાંતિ કાયમ કેમ નથી રહેતી, આટલો આટલો ધર્મ કરવા છતાંય ?

**દાદાશ્રી :** કારણ કે તમે નિરંતર અચેતનમાં વર્તો છો. ચેતનમાં વર્તો તો જ નિરંતર સુખ રહે.

**પ્રશ્નકર્તા :** શાંતિ મેળવવા શા પ્રયત્નો કરવા જોઈએ ?

**દાદાશ્રી :** જેમાં પ્રયત્ન કરવો પડે તેમાં શાંતિ હોય જ નહીં, એ તો ઘડભાંજ છે.

જગતમાં અનેક પ્રકારની શાંતિ હોય, પણ એ બધી મૂર્ચ્છિત શાંતિ અને આત્મશાંતિ એ તો કોઈ પણ પ્રકારની મૂર્ચ્છા વગરની શાંતિ હોય. આત્મશાંતિમાં તૃપ્તિ થાય અને પેલામાં તૃપ્તિ ના થાય.

અશાંતિ ગઈ ને શાંતિ આવી ત્યારથી જાણવું કે કર્મ બંધાતાં અટકી ગયાં, ત્યાર પછી જ ઉકેલ આવે.

## 'જ્ઞાની'ના સાંનિધ્યે, કેવી નિરાકુળતા !

એક વખત અમે 'વિહાર લેક' ફરવા ગયા હતા. ત્યાં શયદા સાહેબ, એમના એક મુસલમાન મિત્રને કે જે કોર્પોરેટર હતા તેમને દર્શન કરાવવા લઈ આવ્યા. તેમનાં બીબી, છોકરાં બધાં આવ્યાં, એ માણસ બહુ વિચારશીલ

ને ઓલિયા જેવા હતા. તે નીચે માટીમાં બેસતા હતા. તે કો'કે કહ્યું, 'નીચે કીડીઓ કૈડશે. માટે 'દાદા'ની બાજુમાં બેસો.' ત્યારે તેમણે કહ્યું, 'દાદા'ની હાજરીમાં કીડીઓ કેમ કરીને કૈડે ?' પછી તેમને અમે અમારી પાસે બેસાડ્યા. દસ મિનિટ પછી બોલ્યા, 'હું આટલી બધી જગ્યાએ ધર્મોમાં બધે ફર્યો, પણ મને આ દસ મિનિટમાં જે શાંતિ થઈ ગઈ તેવી ક્યાંય થઈ નથી. તો આનું કારણ શું ? ત્યારે મે તેમને કહ્યું, 'આ બીજું કોઈ કારણ નથી. તમે અત્યારે અલ્લાની ખૂબ નજીક બેઠા છો. અલ્લાની નજીક જઈએ તો સુખ, શાંતિ ના હોય ? અલ્લા 'મારી' એકદમ નજીક અડીને જ બેઠા છે ને તમે મારી જોડે બેઠા છો. એટલે બિલકુલ નજીકમાં આવ્યાને ? પછી શાંતિ કેવી વર્તે !'

'જ્ઞાની પુરુષ' પાસે તો 'કેશ ડિપાર્ટમેન્ટ' છે. 'ધીસ ઈઝ ધી કેશ બેન્ક ઓફ ડિવાઈન સોલ્યુશન.' જેની પુણ્યૈ જાગે તે મને ભેગો થાય ને તેનું કામ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** આનંદ, શાંતિ કોને કહેવાય ?

**દાદાશ્રી :** શાંતિ 'રિલેટિવ'માં હોય અને પરમાનંદ પૂર્ણત્વમાં હોય. પરમાનંદ એટલે પરમ તૃપ્તિ. આ દેહના હિસાબ પણ ચૂકવાઈ જાય એટલે તૃપ્તિ, પરમાનંદ રહે. દેહનો બોજો છે ત્યાં સુધી તૃપ્તિ ના રહે.

## સમતા, ત્યાં રાગદ્વેષ નહીં !

સમતા બહુ મોટી વસ્તુ છે. લોકો ઘેર વહુ બોલી હોય ને સાંભળી લે તેને સમતા કહે છે. પણ એ સમતા ના કહેવાય. મહીં અજંપો થયા કરે છે એને સમતા કેમ કહેવાય ?

સમતા કોનું નામ કે ફૂલ ચઢાવે તો તેની પર રાગ નથી કે ગાળો દે તેની પર દ્વેષ નથી, એનું નામ સમતા. શુભ હોય કે અશુભ હોય બન્નેને સમાન ગણે. શુભાશુભમાં રાગદ્વેષ નહીં તેનું નામ સમતા. આવું તો વીતરાગો જ સમાન ગણી શકે.

## સમભાવ - સમતા, ફેર શો ?

**પ્રશ્નકર્તા :** સમતા અને સમભાવમાં ફેર શો ?

**દાદાશ્રી :** ઘણો ફેર. સમભાવ એટલે શું ? આ ત્રાજવું આ બાજુ નમ્યું એટલે બીજી બાજુ થોડું કશુંક નાખીને સરખું કરે તે આ દેડકાંની પાંચશેરી કેટલો વખત ટકે ? છતાંય સમભાવને ઉત્તમ ભાવ ગણ્યો છે. બેલેન્સ રાખવા પ્રયત્ન કરે છે ને ? અને સમતા એટલે તો ફૂલ ચઢાવે તેની પર રાગ નહીં ને પથ્થર મારે તો તેના પર દ્વેષ નહીં, ઉપરથી એને આશીર્વાદ આપે !

## 'સમભાવે નિકાલ' નક્કી થયે ઉકેલ !

આ 'અક્રમ'નું 'સમભાવે ફાઈલોનો નિકાલ' - એ તો એક અજાયબ વસ્તુ છે ! આ અમારી આજ્ઞા પાળવાનું તમે નક્કી કરો કે 'ફાઈલોનો સમભાવે નિકાલ' કરવો જ છે, તો એ તમને હાજર થઈ  જશે. આપણો નિશ્ચય જોઈએ કે નિકાલ કરવો છે, આ શબ્દો જ જ્ઞાન રૂપે છે. પછી બહારનુ બધું 'વ્યવસ્થિત'ને આધીન છે. તમારી ભાવના દૃઢ જોઈએ કે આ આજ્ઞા પાળવી જ છે.

'સમભાવે નિકાલ' કરવો એટલે સંજોગોને અનુસરીને કામ લેવું. સમતામાં એવું નથી હોતું.

ના ફાવતો માણસ આવે એટલે મહીં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધું જ કૂદાકૂદ કરે. તે ઘડીએ આપણે કહીએ કે સમભાવે નિકાલ કરવાનો છે. એટલે બધું ચૂપ થઈ જાય. સમભાવે નિકાલ કરવાનું નક્કી કર્યું ત્યાંથી જ સામા માણસ પર એની અસર પડે ને સામો પણ ઠંડો થઈ જાય. કોઈ વખત બહુ ચીકણો હિસાબ હોય તો ઠંડો ના પણ થાય ! તે આપણે જોવાનું નહીં, આપણે તો દૃઢ નિશ્ચય કરવાનો કે સમભાવે નિકાલ કરવો જ છે. મોડો વહેલોય એ નરમ પડ્યા વગર રહે જ નહીં. બધું 'વ્યવસ્થિત' પ્રમાણે થાય જ.

## સમતા ભાવ : જ્ઞાતા-દ્રષ્ટાભાવ !

**પ્રશ્નકર્તા :** સમતા અને જ્ઞાતાદ્રષ્ટાભાવ એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** સમતાના 'સ્ટેજ'માં તો ઝોકું આવી જાય એટલે આમ ટપલી

મારીને જાગૃત કરવું પડે. જ્યારે જ્ઞાતાદ્રષ્ટા તો કાયમ જાગૃત જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** સમતા એ મનની સ્થિતિ છે ?

**દાદાશ્રી :** મનની સ્થિતિ ખરી, પણ મનની આવી સ્થિતિ ક્યારે રહે? મહીં જાગૃતિ હોય, જ્ઞાન હોય, તો જ તે રહે. નહીં તો મન હંમેશાં આ બાજુ કે પેલી બાજુ નમેલું જ હોય. સમતા ક્યારે રહે ? આત્મા પ્રાપ્ત થાય ત્યારે.

જ્યાં સુધી 'હું ચંદુલાલ છું' ત્યાં સુધી વિષમતા થયા વગર રહે જ નહીં, અને 'હું શુદ્ધાત્મા છું' એનું ભાન થયું એટલે કામ થઇ ગયું.

## તૃષ્ણા, તૃપ્તિ ને સંતોષ !

સંસારનું ખાઇએ, પીએ, ભોગવીએ તેનાથી સંતોષ થાય. પણ તૃપ્તિ ના થાય. સંતોષમાંથી નવાં બીજ નખાય. પણ તૃપ્તિ થઇ તો તૃષ્ણા ઊભી ના રહે, તૃષ્ણા તૂટી જાય. તૃપ્તિ અને સંતોષમાં ઘણો ફેર છે. સંતોષ તો બધાંને થાય, પણ તૃપ્તિ તો કો'કને જ હોય. સંતોષમાં ફરી વિચાર આવે. દૂધપાક પીધા પછી તેનો સંતોષ થાય પણ તેની ઇચ્છા ફરી રહે. આને સંતોષ કહેવાય. જ્યારે તૃપ્તિમાં તો ફરી ઇચ્છા જ ના થાય, એનો વિચારેય ના આવે. તૃપ્તિવાળાને તો વિષયનો એકુય વિચાર જ ના આવે. આ તો ગમે તેવા સમજદાર હોય પણ તૃપ્તિ ન હોવાથી વિષયોમાં ફસાઇ પડ્યા છે ! વીતરાગ ભગવાનનું વિજ્ઞાન એ તૃપ્તિ જ લાવનાર છે.

લોકો કહે છે, 'હું ખાઉં છું.' અલ્યા, ભૂખ લાગી છે તેને હોલવે છે ને ? આ પાણીની તરસ સારી, પણ લક્ષ્મીની તરસ ભયંકર કહેવાય! એની તૃષ્ણા ગમે તેવા પાણીથી ના છીપે.

આ ઇચ્છા પૂરી થાય જ નહીં. સંતોષ થાય પણ તૃપ્તિ ના થાય. સંતોષ એ 'સાયકોલોજીકલ' પરિણામ છે, એ ટકે નહીં.

સાધનોમાં તૃપ્તિ માનવી એ મનોવિજ્ઞાન છે ને સાધ્યમાં તૃપ્તિ માનવી એ આત્મવિજ્ઞાન છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૩૦)
# સંયમ પરિણામ

### યથાર્થ સંયમ કોને કહેવાય ?

બાહ્ય સંયમને ભગવાને સંયમ કહ્યો નથી. એ તો ઉદયાધીન છે. ઉદયાધીન સંયમને 'મેં સંયમ કર્યો.' કહે એ ભ્રાંતિ છે.

**પ્રશ્નકર્તા :** સાચા અર્થમાં સંયમ પરિણામ કોને કહેવાય ?

**દાદાશ્રી :** પરપરિણતિ જ ઉત્પન્ન ના થાય એ સંપૂર્ણ સંયમ કહેવાય. અને વૃત્તિઓ પોતાના ગામ ભણી પાછી ફરવા માંડી. અંશરૂપે શરૂઆત થઇ તેને સંયમ કહેવાય. સંયમ પરિણામ સમકિત પછી થાય.

વિષયોના સંયમને સંયમ ના કહેવાય. ક્રોધ-માન-માયા-લોભના સંયમને સંયમ પરિણામ કહેવાય. બાકી આ ત્યાગ છે એ તો વસ્તુઓનો ત્યાગ છે, લક્ષ્મીનો ત્યાગ છે, વિષયોનો ત્યાગ છે, એમાં તો ના કહેવાય નહીં. પણ એને ત્યાગ કહેવાય, ભગવાનની ભાષાનો સંયમ ના કહેવાય. દેહના સંયમને સંયમ ના કહેવાય, એ ઉદયાધીન છે. પૂર્વ પ્રારબ્ધાધીન છે. જ્યારે સંયમિત મન એ પુરુષાર્થ આધીન છે.

ભયંકર વિષમ પરિસ્થિતિમાં સંયમ રહેવો જોઇએ.

એક બહેન આવ્યાં હતાં. તે મને કહે, 'દાદા, રાત્રે મને મારા ધણીએ એક ધોલ મારી. ત્યારે મેં તેને પૂછ્યું, 'તે પછી શું કહ્યું ?' ત્યારે એ બોલી, 'મેં બીજો ગાલ ધર્યો.' મેં પૂછ્યું, 'તે વખતે તારા મહીં પરિણામ કેવાં હતાં?' ત્યારે એ બોલી, 'બિલકુલ શાંત. કોઇ ખરાબ વિચાર નહોતો આવ્યો. આપનું જ્ઞાન હાજર થઇ ગયું.'

આનું નામ સંયમ કહેવાય. જગત રડીને માર ખાય અને જ્ઞાની હસીને માર ખાય. ભોગવવું તો પડે જ ને ?

## સંયમથી જ આત્મશક્તિ પ્રગટે !

આવો એક વખત સંયમ પાળે તો તેને બે વખત સંયમ પાળવાની શક્તિ ઉત્પન્ન થાય. પછી બેની ચાર ને ચારની સોળ ગણી શક્તિ ઉત્પન્ન થાય, 'મલ્ટીપ્લીકેશન'નો નિયમ છે. આમાં આત્મા અનંત શક્તિવાળો છે. સંયમમાં આવ્યા કે શક્તિઓ પ્રગટ થતી જાય.

સ્વાનુભવ પદ એટલે શું ? આત્મા પ્રાપ્ત કર્યા પછી જેટલો સંયમમાં રહ્યો તેટલું સ્વાનુભવ પદ કહેવાય. જેને એક અંશ થયો તે પછી સર્વાંશ થઈ જાય.

સંયમધારીને તો ભગવાને પણ વખાણ્યા છે. સંયમધારીના તો દર્શન કરવાં જોઈએ, જેણે યમરાજને વશ કર્યા છે !

**પ્રશ્નકર્તા :** યમરાજને વશ કર્યા એ કેવી રીતે ?

**દાદાશ્રી :** યમરાજ વશ થયા ક્યારે કહેવાય કે જેને મરણનો ભય નથી.

## સંયમના સ્કોપનો લાભ ઉઠાવો !

કોઈએ કહ્યું કે, 'ચંદુભાઈએ આ બધું બગાડ્યું.' તે ઘડીએ મહીં પરિણામ આપણાં બદલાઈ જાય. પણ 'આ ખોટું થઈ રહ્યું છે.' એમ 'જાણવું' તેને અર્ધસંયમ કહ્યો, અને એવાં પરિણામ મહીં ઊભાં થાય જ નહીં તેને પૂરો સંયમ કહ્યો.

**પ્રશ્નકર્તા :** મને કોઈ ઠપકો આપે, વઢે કે ગાળ દે ત્યારે હું એ બાજુની બારી જ બંધ કરી દઉં છું, આપણે સાંભળીએ જ નહીં. ભલેને એ બોલ્યા કરે.

**દાદાશ્રી :** આ તો સંયમનો 'સ્કોપ' મળ્યો તેનો તમે લાભ ઉઠાવ્યો ના કહેવાય. તમે કોઈને કહો કે, 'તમે મને વઢો ને હું સંયમ કેળવું.' એવું

બને જ નહીં ને ! આ તો કુદરતી કોઈક ફેરો પ્રાપ્ત થાય ત્યારે આપણે કાન બહેરા કરીને 'હટ, એ તો બોલે, એને કુટેવ પડી છે, જો એમ કરીએ તો શું લાભ ? દુર્ગંધ આવતી હોય ને નાક દબાવી રાખીએ એમાં તમે શો સંયમ કર્યો ?

અમે તો પહેલાં ઈનામ કાઢેલું કે જેને કોઈને રૂપિયાની જરૂર હોય તે અમને એક ધોલ મારીને પાંચસો રૂપિયા લઈ જાય. આપણને મફતમાં મારવા તૈયાર છે ? અરે, ઈનામ કાઢ્યું તોય મને કોઈ મારવા ના આવ્યું. લોકો કહે કે, 'તમને મારીને અમે ક્યાં જઈશું ?' એવું છે. માટે કુદરતી 'સ્કોપ' મળે એ તો ચૂકશો નહીં.

અમારી શક્તિ સંયમના ગુણાકારથી વધેલી. જ્ઞાન થયા પછી તો અમને અનંતા સંયમ પરિણામ રહે. એટલે જે મળ્યું તે બધું ફાયદાકારક, બહારના ઉપસર્ગમાં તો આત્માનો સંયમ જબરજસ્ત રહે.

## સંયમ એ જ પુરુષાર્થ !

સાચો સંયમ આત્માની હાજરીમાં ઉત્પન્ન થાય. પોતાના સ્વરૂપની પ્રતીતિ બેસે ત્યારથી સાચા સંયમમાં આવે. ત્યાર પછી જ પોતાના દોષો દેખાય, અને તેનાં પ્રતિક્રમણ કરે, એ સાચો સંયમ. સંયમને જ પુરુષાર્થ કહ્યો છે. પુરુષ થયા પછી, આત્મા જાણ્યા પછી પુરુષાર્થ થાય. સંયમ પુરુષને લાગુ થાય છે. બાકી પ્રકૃતિને લાગુ થતો નથી. પ્રકૃતિ ઉદયકર્મને આધીન છે, ત્યાં સંયમ કેવો ? આત્મા પ્રગટ થયો ત્યારથી જ ખરા સંયમ સ્વરૂપમાં આવ્યો કહેવાય. બાકી આ લૌકિક સંયમમાં તો વ્યવહારની 'પ્રેક્ટિસ' કર્યા જેવું છે !

સંયમી એકલા જ જાગૃત હોય. સંયમી પુરુષ તો એક ખોટમાંથી બીજી ખોટ ઉત્પન્ન ના થવા દે. કોઈ જતો હોય ને તેનાથી આપણી પર દેવતા પડ્યો ને મહીં કઢાપો-અજંપો થયો, તે એક ખોટ તો ગઈ ને બીજી ભયંકર ખોટ ઊભી થઈ. આમ નાદારી જ કાઢે. એક ખોટમાંથી અનંત ખોટો ઊભી કરે. જ્યારે જ્ઞાન એને ખંખેરી નાખે અને એનાથી જે સંયમ સુખ ઉત્પન્ન થાય એનું તો વર્ણન ના થઈ શકે એવું હોય.

વ્યવહાર સારો ક્યાંથી ગણાય ? જ્યારથી સંયમિત થાય ત્યારથી, અસંયમીનો વ્યવહાર પૂરેપૂરો ના ગણાય. 'જ્ઞાની પુરુષ'નાં તો વાણી, વર્તન, બધું સંયમિત હોય, મનોહર હોય.

## લોભ સામે સંયમ, કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** માનનો સંયમ, લોભનો સંયમ એ જરા સમજાવો.

**દાદાશ્રી :** એવું છે, કેટલાક માણસને માનનો સંયમ અમુક અંશે આવી ગયો હોય છે. કોઈ ગાળ ભાંડે, અપમાન કરે તો તે અર્ધ સંયમ પાળી શકે. ત્યારે લોભના વિષયમાં બેભાન થઈ જાય. ત્યાં આગળ અસંયમ વધારે ઉત્પન્ન થાય. પછી મોડેથી જાગૃતિ આવે તે વનફોર્થ (૧/૪) સંયમ થાય. વણિકને લોભની ગ્રંથિ મોટી હોય. ને ક્ષત્રિયને માનની ગ્રંથિ મોટી હોય. જેને જે ગ્રંથિ મોટી હોય તેમાં સંયમ ના સચવાય. ત્યાં પુરુષાર્થ ધર્મમાં ને પરાક્રમમાં આવવું પડે.

પરિષહ કે ઉપસર્ગ આવે છતાંય મહીં અસર ના થવા દે અને અસર થાય તો તેને 'જાણે' તે સંયમ. વેદનને 'જાણે' તે સંયમ. ભગવાન મહાવીર જાણતા જ હતા, વેદતા નહોતા 'ડ્રામેટિકલી' જ વેદતા હતા.

❖ ❖ ❖ ❖ ❖

## (૩૧)
# ઈચ્છાપૂર્તિનો કાયદો !

### કુદરત, કેવી કાયદેસર !

જગતમાં વસ્તુઓ સંખ્યાત છે અને મનુષ્યોની ઈચ્છાઓ અસંખ્યાત છે, અનંત છે. દુનિયાના લોકોની ઈચ્છાઓની નોંધ કરીએ અને જગતની તમામ લક્ષ્મીની નોંધ કરીએ તો મેળ ખાય ?

**પ્રશ્નકર્તા :** ઈચ્છાઓ પૂરી થાય તે માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** મનનો સ્વભાવ કેવો છે કે નવું ખોળે. ઘરમાં નવો સોફો ખોળે, નવો ફ્લેટ ખોળે. તબિયત સારી હોય તો ફ્લેટની વાત કરે ને તબિયત બગડી એટલે કહેશે, 'ફ્લેટ હવે નથી જોઈતો.' તબિયત સુધરે એવી બાધાઓ રાખે ! મન તો વાંદરાની પેઠે કૂદકા મારે, ને પાછું વગર પૂછડીએ ! કુદરત શું કહે છે કે ''હું તને જે આપું તેને કરેક્ટ માન, 'વ્યવસ્થિત' છે એમ માન.'' તારી બધી જ ઈચ્છાઓ હું ધીમે ધીમે, મારી જોગવાઈ એ પૂરી કરીશ. તારા મરતાં પહેલાં તારી ઈચ્છાઓ પૂરી કરીશ.'

ઈચ્છા મરી જાય ત્યારે વસ્તુ ભેગી થાય. એક જણ પંચાવન વર્ષનો હતો ત્યાં સુધી પૈણવાના વિચાર કરે ને લોકોને કહે કહે કરે કે કોઈ કન્યા શોધી આપો. અને પછી જ્યારે ૫૮ વર્ષનો થયો ત્યારે કોઈ કહેવા આવ્યું કે, 'અમારી એક છોડી છે જો તારે પૈણવું હોય તો.' ત્યારે પેલો કહે, ના, હવે મારી ઈચ્છા મરી ગઈ છે.'

માજી ૭૦ વર્ષનાં થાય ત્યારે હીરાના કાંપ લઈ આપે, તેનો શો અર્થ ?

પણ આ કુદરતના કાયદા જુદી જાતના છે. ઊર્ધ્વગતિમાં લઈ જવાના હોય તેના કાયદા જુદા અને અધોગતિમાં ઘસડી જવાના કાયદા જુદા. ઈચ્છા તો બધાયની પૂરી થવાની જ.

કુદરતનો કાયદો એવો છે કે ઈચ્છા થાય ને વસ્તુ મળે તો એ લપસી રહ્યા છે, અધોગતિમાં જઈ રહ્યા છે. અને ઈચ્છા હોય તો વસ્તુનું ઠેકાણું ના પડે અને ઠેકાણું પડે ત્યારે ઈચ્છા ના હોય, તે ઊર્ધ્વગતિમાં લઈ જનારું કહેવાય. સારું કહેવાય એ.

**પ્રશ્નકર્તા :** ઘણાંને તો ઈચ્છા થતાંની સાથે જ વસ્તુ હાજર થઈ જાય, એ શું કહેવાય ?

**દાદાશ્રી :** ઈચ્છા તરત પૂરી થાય એટલે પછી એ એવો રંગે ચઢે, એવો રંગે ચઢે કે પછી માર ખાઈ ખાઈને મરી જાય, ને અધોગતિમાં જાય. કારણ કે મનનો સ્વભાવ કેવો છે કે એક ફેર કૂદવાની જગ્યા મળી એટલે એ કૂદમકૂદી કરી મેલે !

આ કળિયુગ છે તેથી ઈચ્છા થાય ને તેની પ્રાપ્તિ થાય એટલે પછી અહંકાર વધી જાય ને ગાડું ચાલે ઊંધું ! એટલે આ કાળમાં તો ઠોકરો વાગે તો જ સારું કહેવાય. પુણ્યૈના આધારે ઈચ્છા પૂરી થઈ તે લોકોએ જે તોફાન માંડ્યા, ઈચ્છા પ્રમાણે થયું ત્યારે તો આ દશા થઈ ! પુણ્યૈ હતી તે વપરાઈ ગઈ ને આ ફસામણ ઊભી થઈ. ગાંડો અહંકાર તેથી જ ને ? માટે ઠોકરો ખાઈ ખાઈને પ્રાપ્તિ થાય તેમાં જ ફાયદો છે આ કાળમાં તો.

કુદરતે કેવી સુંદર ગોઠવણી કરી છે ! જેને ઊર્ધ્વગતિમાં જવાનું છે તેની બધી જ ઈચ્છા પ્રમાણે પૂરું પાડવાનું, પણ તે ઈચ્છા પૂરી થઈ ગયા પછી. અને અધોગતિમાં જવાનું છે તેને તરત જ વસ્તુ પૂરી પાડવાની. માટે કુદરતની આ વાતને સમજો.

## ઈચ્છા, ત્યાં અંતરાય !

**પ્રશ્નકર્તા :** ઈચ્છાનું ઉદ્‌ભવસ્થાન શું ?

**દાદાશ્રી :** ઈચ્છા સંજોગોના દબાણથી ઉત્પન્ન થાય છે. અત્યારે આ

બધાને ઓઢવાની ઈચ્છા થતી નથી, પણ ઠંડી એકદમ પડે તો બધાને એની ઈચ્છા થાય. એ સંજોગોના દબાણને લીધે છે.

**પ્રશ્નકર્તા :** ઈચ્છા એ પરતંત્રપણું છે. માટે ઈચ્છા શું રાખવી કશાની ?

**દાદાશ્રી :** ઈચ્છા ના રાખવી હોય તોય છૂટે તેમ નથી ને !

**પ્રશ્નકર્તા :** પરબ્રહ્મમાં તો ઈચ્છા અને મન કંઈ રહેતું નથી.

**દાદાશ્રી :** પરબ્રહ્મમાં ઈચ્છા હોય જ નહીં. ઈચ્છા એ પરવશપણું છે. જગતમાં નિર્ઈચ્છક પુરુષ હોય તો તે એક 'જ્ઞાની પુરુષ' જ હોય. નિર્ઈચ્છક એટલે જેને કોઈ પણ પ્રકારની ઈચ્છા ના હોય. આખા જગતનું સોનું આપે તો તેમને તે કામનું ના હોય. વિષયોનો જેને વિચાર જ ના આવે. માન, અપમાનની જેને કંઈ જ પડી ના હોય, કીર્તિના, શિષ્યોના, દેરાં બાંધવાના ભિખારી ના હોય; આ દેહનાય ભિખારી ના હોય. દેહનું સ્વામિત્વપણું છૂટી ગયું હોય. આવા 'જ્ઞાની પુરુષ' આપણને નિર્ઈચ્છક બનાવે.

પોતાના ઉપયોગમાં ક્યારે રહેવાય ? જ્યારે બધી ઈચ્છાઓ મંદ થઈ જાય ત્યારે. જ્યારે ત્યારે તો મંદ કરવી જ પડશે ને ? કિંચિત્ માત્ર ઈચ્છા એ ભીખ છે. અમે સંપૂર્ણ નિર્ઈચ્છક થયા છીએ ત્યારે જ આ જ્ઞાનીપદ પ્રાપ્ત થયું છે !

ઈચ્છાઓ પૂરી થાય ત્યારે અંતરાય ના રહે. ઈચ્છા કરે તો તેનો અંતરાય થાય.

જેને જે ઈચ્છા હોય તેને દેખાય નહીં. કારણ કે ઈચ્છાનું આવરણ ફરી વળે ને ?

**પ્રશ્નકર્તા :** તીવ્ર ઈચ્છા પૂરી કરવાનો ઉપાય શો ?

**દાદાશ્રી :** જેની તીવ્ર ઈચ્છા થઈ તે વસ્તુ ભેગી થયા વગર રહે જ નહીં. બે વર્ષે, પાંચ વર્ષેય ભેગી થાય. તીવ્ર ઈચ્છા સ્વયં કહે છે કે તે

પૂરી થવાની જ. મોક્ષે જનારની બધી જ ઇચ્છાઓ પૂરી થાય ત્યારે જ મોક્ષે જવાય.

## ઈચ્છા, તેનાં પ્રત્યાખ્યાન !

તમારે બધાએ મહીં તપાસ કરવી કે કઇ કઇ ઇચ્છાઓ રહી ગઇ છે. પહેલું પૂછવું કે 'સિનેમા જોવાની ઇચ્છા છે ?' તો 'નથી' કહેશે. પછી બીજું પૂછવું, ત્રીજું પૂછવું, મહીંથી જવાબ મળશે. સવારે ઊઠતાંની સાથે પાંચ વખત સાચા દિલથી બોલવું, 'આ જગતની કોઇ પણ વિનાશી ચીજ મને ખપતી નથી.' આટલું બોલીને ચાલવું તેમ છતાં ઇચ્છા થાય તો તરત પ્રત્યાખ્યાન કરી નાખવું. ઇચ્છા નથી, છતાં ઇચ્છા થઇ જાય, પ્લસ થઇ જાય તો આ રીતે માઇનસ કરી નાખવાનું. પછી જોખમદારી ના રહે.

**પ્રશ્નકર્તા :** મહીં આશા-નિરાશા કેમ આવે છે ?

**દાદાશ્રી :** આશા-નિરાશા, ઇચ્છાઓ દેહનો ધર્મ છે. એ એનો ધર્મ બજાવ્યા જ કરે. આત્માને કશી ઇચ્છા છે ? આત્માને ઇચ્છા થાય તો તો આત્મા ભિખારી થયો કહેવાય. આત્મા પ્રાપ્ત થયા પછી જે જે ઇચ્છાઓ થતી લાગે છે, તે બધી 'ડિસ્ચાર્જ' ઇચ્છાઓ છે, એ નિકાલી ઇચ્છાઓ છે. 'ચાર્જ' ઇચ્છા એ બંધન છે.

**પ્રશ્નકર્તા :** ઇચ્છા ચાર્જ થઇ ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** 'હું ચંદુલાલ છું' એ નક્કી છે તમારે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી કર્તા વગર શી રીતે કર્મ બંધાય ? 'હું ચંદુલાલ છું' એ અજ્ઞાન છે અને અજ્ઞાનથી કર્તાપદ છે. અજ્ઞાન ગયું કે કર્તાપદ ઊડ્યું. પછી 'ચાર્જ' ના થાય. 'ડિસ્ચાર્જ' એકલું જ રહે.

❖ ❖ ❖ ❖ ❖

## (૩૨)

# ટી.વી.ની ટેવો !

### ...ત્યારે અગત્યતા શેની ?

**દાદાશ્રી :** રવિવારે તમારા નજીકમાં જ સત્સંગ હોય છે તો કેમ આવતા નથી ?

**પ્રશ્નકર્તા :** રવિવારે ટી.વી. જોવાનું હોયને, દાદા !

**દાદાશ્રી :** ટી.વી.ને ને તમારે શું સંબંધ ? આ ચશ્મા આવ્યા છે તોય ટી.વી. જુઓ છો ? આપણો દેશ એવો છે કે ટી.વી. ના જોવું પડે, નાટક ના જોવું પડે, બધું આ અહીં ને અહીં રસ્તા પર થયા કરે છે ને ?

**પ્રશ્નકર્તા :** એ રસ્તે પહોંચીશું ત્યારે એ બંધ થશેને ?

**દાદાશ્રી :** કૃષ્ણ ભગવાન ગીતામાં એ જ કહી ગયા કે મનુષ્યો અનર્થ ટાઈમ વેડફી રહ્યા છે. ખાવા માટે, નોકરીએ જાય એ તો કંઈ અનર્થપૂર્વકનું ના કહેવાય. જ્યાં સુધી પેલી દૃષ્ટિ મળે નહીં ત્યાં સુધી આ દૃષ્ટિ છૂટે નહીંને ?

લોક શરીરે ગંધાતો કાદવ ક્યારે ચોપડે ? એને લહાય બળે ત્યારે. એવું આ ટી.વી., સિનેમા, બધું ગંધાતા કાદવ કહેવાય. એમાંથી કશો સાર ના નીકળે. અમને ટી.વી. જોડે ભાંજગડ નથી. દરેક વસ્તુ જોવાની છૂટ હોય છે. પણ એક બાજુ પાંચ ને દસ મિનિટે ટી.વી. હોય ને એક બાજુ પાંચ ને દસ મિનિટે સત્સંગ હોય, તો શું ગમે ? અગિયાર વાગે પરીક્ષા હોય ને અગિયાર વાગે જમવાનું હોય તો શું કરો ? એવી સમજણ હોવી જોઈએ !

## ટાઈમ પાસ કે જીવતર વેડફ્યાં ?

આ હિન્દુસ્તાન દેશમાં તો આઠ આના ખોવાઈ ગયા હોય તેના માટે આઠ કલાક જો જો કરતો હોય એવાય માણસો છે ! એટલે સહુ સહુની સમજણ પ્રમાણે સમય વાપરે. આ મનુષ્યદેહ મહાપરાણે મળ્યો છે. બહુ કિંમતી છે આ દેહ, પણ જેવી સમજણ હોય એવું એ વાપરી ખાય. સમજણ પ્રમાણે વાપરેને ? આ કરો છો તેને અમે 'ખોટું છે' એમ નથી કહેતા. ખોટું તો આ દુનિયામાં કશું હોતું જ નથી. પણ એમાં ટાઈમ બગડેને ? 'વેસ્ટ ઓફ ટાઈમ' છે. સમજણના અભાવને લઈને કોઈક ફેરો મનુષ્યપણું પ્રાપ્ત થયેલું હોય તેય ખૂંચવાઈ જાય. ને ચાર પગો, છ પગો, આઠ પગો થાય. ભટક ભટક કરે ને બધો ટાઈમ ધૂળધાણીમાં જાય, વેડફાઈ જાય.

❖ ❖ ❖ ❖ ❖

## (૩૩)
# લોભની અટકણ

### પરસત્તા, ત્યાં લોભ શો ?

**પ્રશ્નકર્તા :** મને લોભની ગાંઠ છે તો શું કરવું ?

**દાદાશ્રી :** તમારે બોલવું કે 'વ્યવસ્થિત'માં જે હો તે ભલે હો ને ના હો તો ભલે હો.

### લોભથી પ્રાપ્તિ કે ખોટ ?

**પ્રશ્નકર્તા :** લોભની ગાંઠ ક્યારે ફૂટે ?

**દાદાશ્રી :** ૯૯ ભેગા થાય ત્યારે. કરોડાધિપતિ શેઠિયાઓ હોય છતાંય તેમને લોભ ના હોય એવું બને ખરું ! લોભિયો એકાંગી હોય. એને માનની બહુ ભાંજગડ ના પડી હોય. માનીને તો અપમાન કરે તો ભાંજગડ પડી જાય. અને લોભિયો તો કહે, 'આજે આપણને તો બસો મલ્યા, છોને એ ગાળો દઈ ગયો !' માન અને ક્રોધ હોય ત્યાં સુધી લોભિયો ના કહેવાય. આ લોભની તો કટેવ પડી ગયેલી હોય છે. લોભીને શરૂઆતમાં પાંચ-દસ વર્ષ વધેલું લાગે પણ પછી ખોટ જ આવે. અને જેનું બંધારણ પ્રામાણિક છે તેનું તો કંઈ ખૂટે નહીં. પણ જ્યારે કુદરત ફરે ત્યારે તો બધાયનું તૂટી જાય. પણ એટલું ખરું કે પ્રામાણિક હોય તેને જરા ભય ઓછો લાગે.

### તૃપ્તિ, આત્મજ્ઞાન વિના નથી !

લોભનો પ્રતિપક્ષી શબ્દ સંતોષ. પૂર્વભવમાં કંઈક કરેલું હોય એથી એને સંતોષ મળે. આ જગતનું જ્ઞાન પણ થોડું ઘણું સમજ્યો હોય તેને

સંતોષ રહે, અને આત્મજ્ઞાન હોય ત્યાં તો તૃપ્તિ જ હોય. અનંત અવતારથી જેણે ભોગવેલું હોય તેને સંતોષ રહે, તેને કોઇ ચીજ જોઇએ નહીં, અને જેણે ના ભોગવેલું હોય તેને કંઇ કંઇ જાતનું પેસી જાય, 'આ ભોગવું તે ભોગવું' એમ રહે. રાજસુખ પૂર્વભવમાં ભોગવેલું હોય તો અત્યારે તમને રાજ આપીએ તોય ના ગમે, કંટાળો આવે !

**પ્રશ્નકર્તા :** કેટલાક લોકોને તો લોકસંજ્ઞાએ બધું જોઈએ છે. કોઈની ગાડી જુએ એટલે એને પોતાનેય જોઈએ.

**દાદાશ્રી :** એ લોકસંજ્ઞા ક્યારે ઉત્પન્ન થાય ? પોતે મહીં ધરાયેલો ના હોય ત્યારે. મને અત્યાર સુધી કોઇ સુખ લગાડનાર મળ્યો નથી ! નાનપણથી જ મને રેડિયો સરખો લાવવાની જરૂર પડી નહીં. આ બધા જીવતા જાગતા રેડિયો જ ફર્યા કરે છે ને !

## લોભી - બધી બાબતનો લોભ !

**પ્રશ્નકર્તા :** લોભિયો થોડો કંજૂસ હોયને ?

**દાદાશ્રી :** ના, કંજૂસ પાછા જુદા. એ તો પૈસા ના હોય એટલે કંજૂસ થાય અને લોભીને તો ઘેર પચીસ હજાર રૂપિયા પડ્યા હોય પણ કેમ કરીને ઘી સસ્તું પડશે એમ ચિત્તમાં ભમ્યા કરે, જ્યાં ને ત્યાં લોભમાં જ ચિત્ત હોય. માર્કેટમાં જાય તોય કઇ જગ્યાએ સસ્તી ઢગલી મળે છે એ જ ખોળ્યા કરતો હોય !

લોભિયો કોને કહેવાય કે જે હરેક લોભની બાબતમાં જાગૃત હોય. પોતાની પાસે વસ્તુ ખૂટે છે ને બાજુમાંથી લઇ આવે તેને લોભિયો ના કહેવાય. પણ પોતાની પાસે બધું જ છે છતાં ખોળે તે લોભિયો.

❖ ❖ ❖ ❖ ❖

# (૩૪)
# લગામ છોડી દો

## તો કર્તાપદનો અધ્યાસ છૂટે !

આપણે અહીં અક્રમમાં સામાયિક, ધ્યાન કે કોઈ ક્રિયા હોતી નથી. એ તો બહાર વ્યવહારમાં હોય છે. વ્યવહારિક ધ્યાન કે સામાયિક એટલે શું કે બહારથી પોતાનું કુંડાળું નક્કી હોય ને તેની મહીં બહારથી પેસી ના જવા દેવું, જે આવે તેને હાંક હાંક કરવાનું અને કુંડાળામાં કોઈને પેસવા નહીં દેવાનું. એ હાંકે તોય પેસી જાય એમાં. અને આપણે તો જે પેસી જાય, જે મહીં થાય તેને જોયા જ કરવાનું. આપણું સામાયિક કેવું છે કે જે વિચાર આવે તે ખરાબ આવે કે સારા આવે, બધાને 'જોવાનું', ખાલી જો જો જ કર્યા કરવાનું. જેમ સિનેમામાં જોઈએ છીએ કે મહીં માણસ મારંમારી કરે છે, તોફાન કરે છે, પણ આપણે તેમાં 'ઈમોશનલ' થતા નથી ને ? જેવું સિનેમામાં છીએ તેવું. અંદરનો બધો સિનેમા જોવાનો, એ સામાયિક છે. અડતાલીસ મિનિટ કરવામાં આવે તો બહુ કામ થઈ ગયું.

આ લગામ છોડી દેવાનો પ્રયોગ અઠવાડિયામાં એક દહાડો તમે કરી તો જુઓ ! રવિવાર હોય તે દહાડે સવારના પહોરમાં લગામ છોડી દેવાની અને કહેવાનું કે 'દાદા, આ નાડ તમને સોંપી. આ પાંચેય ઈન્દ્રિયરૂપી ઘોડાઓની નાડ અમને સોંપી દેવાની અને તમારે તો ખાલી જોયા જ કરવાનું કે કેવી રીતે ચાલે છે તે. આ ગાડી ખાડામાંય નહીં પડવા દે ને કશુંય થવા દેશે નહીં. આ તો તમને લગામ પકડતાં આવડતું નથી ને ઢાળ આવે ત્યારે લગામ ઢીલી મૂકી દો છો ને ચઢાણ આવે ત્યારે લગામ ખેંચ ખેંચ કરો છો, તે ઘોડાય બિચારા હાંફી હાંફીને થાકી ગયા છે ! ને એમના મોઢાં લોહીલુહાણ થઈ ગયાં છે ! તેથી જ તો શ્રીકૃષ્ણ ભગવાને

અર્જુનને કહ્યું કે તું મહીં બેસ ને રથ હાંકવાનો મને સોંપી દે. કૃષ્ણે લગામ ઝાલી ત્યારે કંઇક અર્જુનનું ગાડું પાંસરું ચાલ્યું ! અમે તમને અઠવાડિયામાં એક દહાડો લગામ છોડી દેવાનું કહીએ છીએ. વખતે ભૂલચૂક થઇ જાય તો દાદા, આ ફરીથી લગામ પકડી લીધી તેની માફી માંગું છું ને હવે નહીં પકડું' એવું બોલીને પાછી લગામ ફરીથી છોડી દેવી. શરૂઆતમાં ભૂલ થાય, પ્રેક્ટિસ પડતાં જરા વાર લાગે. પછી બીજી, ત્રીજી વખતે 'કરેક્ટનેસ' આવી જાય. પછી એથી આગળ વધવા માટે, એથી આગળનો પ્રોગ્રામ જોવો હોય તો 'ચંદુભાઇ શું બોલે છે એને જો જો કરવાનું કે આ કરેક્ટ છે કે નહીં?'

## 'જ્ઞાની'નો કેવો પ્રયોગ !

અમારા 'જ્ઞાની'ના પ્રોગ્રામ કેવા હોય કે હરેક ક્રિયાને 'અમે' જોઇએ. તેથી હું આ વાણીને રેકર્ડ કહું છું ને ! આ રેકર્ડ બોલી રહી છે તેને જોયા કરું છું કે શું રેકર્ડ વાગી રહી છે ને શું નહીં ! અને જગત તન્મયાકાર થાય છે. સંપૂર્ણ નિર્તન્મયાકાર રહે તેને કેવળજ્ઞાન કહ્યું છે.

જગત જુએ છે તેવું આ અજ્ઞાની પણ જુએ છે, પણ તેમનું જોયેલું કામ નહીં લાગે. કારણ કે તેમનું 'બેઝમેન્ટ' અહંકાર છે. 'હું ચંદુલાલ છું' એ એનું 'બેઝમેન્ટ' છે, અને 'આપણું' 'બેઝમેન્ટ' 'હું શુદ્ધાત્મા છું' છે. એટલે આપણું જોયેલું કેવળજ્ઞાનના અંશમાં જાય. જેટલા અંશે આપણે જોયું, જેટલા અંશે આપણે આપણી જાતને છૂટી દેખી, વાણીને છૂટી જોઇ, આ 'ચંદુભાઇ' શું કરે છે તે જોયું, તેટલા અંશે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. અમારે કોઇ ગાળો આપે તો તે અમારા જ્ઞાનમાં જ હોય, આ રેકર્ડ શું બોલે છે તેય મારા જ્ઞાનમાં જ હોય. રેકર્ડ ખોટું બોલી હોય તે મારા જ્ઞાનમાં જ હોય. અમારે તદ્દન જાગૃતિ રહ્યા કરે. અને સંપૂર્ણ જાગૃતિ એ કેવળજ્ઞાન છે. વ્યવહારમાં લોકોને વ્યવહારિક જાગૃતિ રહે છે તે તો અહંકારના માર્યા રહે છે. પણ આ તો શુદ્ધાત્મા થયા પછીની જાગૃતિ કહેવાય. આ અંશ કેવળજ્ઞાનની જાગૃતિ છે, અને ત્યાંથી જ કલ્યાણકારી છે.

અંદર મશીનરીને ઢીલી નહીં મૂકવાની. આપણે એની ઉપર દેખરેખ રાખવાની કે ક્યાં ક્યાં ઘસારો થાય છે, શું થાય છે, કોની જોડે વાણી કડક

નીકળી. બોલ્યા તેનો વાંધો નથી, આપણે 'જોયા' કરવાનું કે, ઓહોહો ! ચંદુભાઇ કડક બોલ્યા.

**પ્રશ્નકર્તા :** પણ જ્યાં સુધી ના બોલાય ત્યાં સુધી સારું ને ?

**દાદાશ્રી :** 'બોલવું, ના બોલવું' એ આપણા હાથમાં રહ્યું નથી, હવે. તમે તો મોટા જનરલ મેનેજર છો એટલે તમને સમજાવું એટલે તમે તરત સમજી જાવ.

## 'ચાર્જ-ડિસ્ચાર્જ'નું સાયન્સ !

આ 'ડિસ્ચાર્જ' કોને કહેવાય ? એક મોટર છે, એ ચાવી આપવાથી ચાલતી હોય. તે ચાવી આપતી વખતે એને ચાર્જ કહેવાય છે. પછી એને 'ડિસ્ચાર્જ' તરીકે મૂકી ત્યાર પછી એ આપણી સત્તામાં ખરી?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** પછી એ આપણી સત્તામાં નહીં. જેટલી ચાવી આપી હશે તેટલી જ જશે. અડધી આપી હશે તો અડધે જશે ને પા ભાગની આપી હશે તો તેટલી જ જશે અને આખી ચાવી આપી હશે તો આખી જશે. તેને આપણે અટકાવી ના શકીએ. આને 'ડિસ્ચાર્જ' કહેવાય છે. એવું જ આ વાણી બધી 'ડિસ્ચાર્જ' થઇ રહી છે. ત્રણ બેટરીઓ 'ડિસ્ચાર્જ' થઇ રહી છે; વાણીની, વર્તનની અને મનની. વિચારો તમારી ઇચ્છા ના હોય તોય નિરંતર 'ડિસ્ચાર્જ' થયા જ કરે. ગમતા હોય કે ના ગમતા હોય કે ના ગમતા હોય, પણ વિચારો તો નિરંતર 'ડિસ્ચાર્જ' થયા જ કરવાના. એક બાજુ આ ત્રણ બેટરીઓ 'ડિસ્ચાર્જ' થાય છે ને નવી ત્રણ બેટરીઓ ચાર્જ થયા જ કરે છે, નવું મન બંધાયા કરે છે, નવી વાણી રેકોર્ડ થયા જ કરે છે. જ્યાં સુધી પોતાને સ્વરૂપનું જ્ઞાન નથી, કોઇ 'બેઝમેન્ટ' નથી, ત્યાં સુધી નવી બેટરીઓ પછી 'ચાર્જ' થયા કરે. અને એ પછી ડિસ્ચાર્જ થયા કરે. એટલે આ ખાલી બેટરીઓ જ છે. આ ત્રણેય બેટરીઓ ઊતરે છે ને નવી બેટરીઓ ચઢે છે. 'હું ચંદુલાલ છું' એ આરોપિત ભાવ છે, ત્યાં સુધી બેટરીઓ ચઢયા કરે અજ્ઞાનને લઇને. અને 'હું શુદ્ધાત્મા છું' એ ભાન છે

એટલે આપણને નવી બેટરીઓ 'ચાર્જ' ના થાય. જૂની તો 'ડિસ્ચાર્જ' થયા જ કરવાની દરેકને, અજ્ઞાનીને, જ્ઞાનીને, જાનવરોને- બધાને 'ડિસ્ચાર્જ' થયા જ કરવાની. એ 'ડિસ્ચાર્જ'માં કંઇ મહેનત કરવાની હોતી નથી. 'ડિસ્ચાર્જ' સ્વભાવ એટલે એની મેળે 'ડિસ્ચાર્જ' થયા જ કરે બધું. તમે કહો, નક્કી કરો કે હાથ હલાવવો નથી, પણ હાથ હાલી જાય. કારણ કે આ બધી મશીનરીઓ 'ડિસ્ચાર્જ' થઇ રહી છે. હવે આપણા લોકો ડિસ્ચાર્જને ફેરફાર કરવા જાય છે, તે શી રીતે થાય ? વખતે 'ચાર્જ' થતી વખતે 'ચાર્જ'ને ફેરફાર કરી શકાય. આ 'ડિસ્ચાર્જ' આપણી ઈચ્છા મુજબ થાય છે ત્યારે લોકોને અહંકાર ચઢી જાય છે કે મારા ધારવા પ્રમાણે જ બધું થાય છે. અને પછી પોતાની ઈચ્છા વિરુદ્ધ થાય છે ત્યારે કહે છે કે 'ભગવાને મને આમ કર્યું, મારા કર્મ રાંટા છે' બધું ઊંધુચત્તું બોલબોલ કરે છે. ઈચ્છા મુજબ થાય તેય પણ 'ડિસ્ચાર્જ' છે, ના ઈચ્છા થાય તે પણ 'ડિસ્ચાર્જ' છે. એનો સ્વભાવ, એ 'ડિસ્ચાર્જ'નો બતાવે છે. આમાં બે જાતનું થાય-એક ગમે તેવું ને એક ના ગમે તેવું થાય. આમાંથી રાગદ્વેષ જગતને ઊભો થાય. ગમે તેના પર રાગ અને ના ગમે એની ઉપર દ્વેષ ! એટલે રાગ, દ્વેષ અને 'હું ચંદુલાલ છું' એ અજ્ઞાન આટલાથી આ જગત ચાલી રહ્યું છે. જૈનો રાગ-દ્વેષ અને અજ્ઞાન કહે છે અને વેદાંતીઓ મળ, વિક્ષેપ અને અજ્ઞાન કહે છે.

## ડિસ્ચાર્જ સ્વરૂપો, નિર્દોષ દેખે !

બહારનું તો તમે જોશો એ જુદી વાત છે, પણ તમારા જ અંદરનું તમે બધું જોયા કરશો તે વખતે તમે કેવળજ્ઞાન સત્તામાં હશો. પણ અંશ કેવળજ્ઞાન થાય, સર્વાંશ નહીં. અંદર ખરાબ વિચારો આવે તેને જોવા, સારા વિચારો આવે તેને જોવા. સારા ઉપર રાગ નથી અને ખરાબ ઉપર દ્વેષ નથી. સારું-ખોટું જોવાની આપણે જરૂર નથી. કારણ કે સત્તા જ મૂળ આપણા કાબૂમાં નથી. એટલે જ્ઞાનીઓ શું જુએ ? આખા જગતને નિર્દોષ જુએ. કારણ કે આ બધું 'ડિસ્ચાર્જ' માં છે, એમાં એમનો બિચારાનો શો દોષ ? તમને કોઇ ગાળ ભાંડે તે 'ડિસ્ચાર્જ', 'બોસ' તમને ગૂંચવે તેય 'ડિસ્ચાર્જ' જ છે. બોસ તો નિમિત્ત છે. કોઇનો દોષ જગતમાં નથી. જે

દોષ દેખાય છે તે પોતાની જ ભૂલ છે, અને એ જ 'બ્લન્ડર્સ' છે, અને તેનાથી જ આ જગત ઊભું રહ્યુ છે. દોષ જોવાથી, ઊંધું જોવાથી જ વેર બંધાય છે.

## ડ્રામેટિકમાં કર્તાપદ નહીં !

યથાર્થ દર્શન ના થયું અને જેમ આ જગતના લોકો જુએ છે, લૌકિક દર્શનથી કે 'આ મારા સાળા થાય, આ મારા મામા થાય, આ મારા કાકા થાય' એમ મારા બોલવાથી રાગ થાય અને 'આ' સ્વરૂપજ્ઞાન મળ્યા પછી 'મારું' બોલવાનું, પણ એ 'ડ્રામેટિક' હોય. એમાં 'ડ્રામેટિક' ભાવ હોય. વાત ટૂંકી ને ટચ છે. ખાલી વાતને સમજવાની જ છે !

આ મન, વાણી ને વર્તન, જે 'ડિસ્ચાર્જ' થયા કરે છે તેને ખાલી હવે જોયા જ કરવાનું છે. 'ડિસ્ચાર્જ' આપણી સત્તામાં નથી. ત્યાં આ આપણે ડખો કરવા જઈએ તો તેમાં કશો ભલીવાર આવે નહીં. 'આપણે' તો 'ચંદુભાઈ' શું કરી રહ્યા છે તેને જોયા જ કરવાનું છે. ભગવાન મહાવીર આ એક જ કરતા હતા. જે પોતાનું પુદ્ગલ હતું, તેમાં શું ચાલી રહ્યું છે તેને જ જોતા હતા. એક પુદગલને જ જોતા હતા, બીજું કશું જ જોતા નહોતા. કેવા ડાહ્યા હતા એ ! જેની વાત કરતાં જ આનંદ થાય !!!

**પ્રશ્નકર્તા :** પણ સંસારમાં ડ્રામેટિકમાં પણ પોતાને કરવું તો પડે ને?

**દાદાશ્રી :** 'ડ્રામેટિક'માં તો કરવું પડે નહીં, બધું થયા જ કરે છે. અને કશું કરવા જેવુંય નથી, એની મેળે જ થયા જ કરે ! ઊંઘવાના ટાઈમે ઊંઘ આવી જાય, જાગવાનાં ટાઈમે જાગી જાય. બધું થયા જ કરે છે. આમાં 'કરવું પડે કે કરવા જેવું છે' એવુંય ના બોલાય ને 'નથી કરવું કે કરવા જેવું નથી' એવુંય ના બોલાય કારણ કે કર્તાપણું આપણામાં છે જ નહીં. આત્મા અકર્તા છે.

## સંયમ, અંતિમ દશાનો !

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહારનાં જે કર્મો કરવાનાં હોય એ કર્મો તો આવે ને ?

**દાદાશ્રી :** એ તો બધું ચાલ્યા જ કરે એની મેળે. 'આપણે' ચંદુભાઈ ને કહેવાનું કે, 'ચંદુભાઇ, ઑફિસનો ટાઇમ થઇ ગયો. કેમ જતા નથી ?' બસ, આટલી જ ચેતવણી આપવાની. એ થયા જ કરે. 'ડિસ્ચાર્જ' એટલે થયા જ કરે. કોઇની જોડે અવળું બોલાઇ જાય તો તમારે ચંદુભાઇ ને કહેવામાં વાંધો નહીં કે સામાને દુઃખ થાય એવું ના બોલો તો સારું. તેમ છતાં અવળું બોલાય તો આપણે ચંદુભાઇને કહેવું, 'તમે અતિક્રમણ કેમ કર્યું ? આ છોકરાને દુઃખ થાય એવું બોલ્યા માટે તમે પ્રતિક્રમણ કરો.' પછી છોકરાના નામનું પ્રતિક્રમણ કરવાનું. બસ, આટલું જ સમજવાનું છે.

'શું થાય છે' એ જોવાનું ચૂકે એને અસંયમ કહ્યો છે; અને સંયમ કોને કહેવાય કે 'શું થાય છે' એ જોયા જ કરે !

આ છેલ્લો સંયમ, આ જ્ઞાનીઓનો સંયમ કહેવાય. અને આ જગતના લોકો તો દેહના સંયમને સંયમ કહે છે. એ બધી સ્થૂળ વાતો છે અને 'આ' તો સંયમની છેલ્લી વાતો છે. 'આ' સંયમ આવ્યો તેને તો નિયમથી જ દેહ ધીમે ધીમે સંયમિત થતો જ જાય. માટે આ છેલ્લા સંયમમાં જ આવવા જેવું છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૩૫)
# કર્મની થીયરી

### વ્યવહારમાં, કર્મ શું ? ધર્મ શું ?

સામસામી સમાધાનપૂર્વક હિસાબ કરવો તેનું નામ ધર્મ.

સામસામી સમાધાનપૂર્વક હિસાબ નહીં કરવો તેનું નામ કર્મ.

શાકમાં મીઠું વધારે પડ્યું ત્યાં ખાઈ લેવું તે ધર્મ, અને 'ખારું બનાવ્યુ, આમ કેમ કર્યું' કહીએ તેનું નામ કર્મ.

### જગતે કર્તા થીયરી જ જાણી !

**પ્રશ્નકર્તા :** કર્મની 'થીયરી' જૈનીઝમમાં નથી ને ગીતામાં છે, તો એમ કેમ ?

**દાદાશ્રી :** કર્મની થીયરી જૈનીઝમે ને બીજા ધર્મોએ પણ 'એક્સેપ્ટ' કરી છે. જેટલા લોકો પુનર્જન્મને માને છે તે બધા કર્મની 'થીયરી'ને માને છે.

કર્મની 'થીયરી' સમજો. આત્માની કર્તા 'થીયરી' બધા જુએ છે. આમણે મારું અપમાન કર્યું, પેલો કર્તા છે એ 'થીયરી' જોઈ છે, પણ આ મારા કર્મના ઉદય કરી રહ્યા છે એ 'થીયરી' જોઈ નથી. ઘણાં લોકો બોલે છે કે, 'મારાં કર્મો નડે છે'. પણ એ 'થીયરી' એમણે જોઈ નથી. 'કર્મ શું છે' એ જો સમજ્યો હોત તો સામાને આરોપ કરવાનો રહેતો જ નથી કે, 'આણે મને આમ કેમ કર્યું !'

કર્મને લઈને જીવો તરફડાટ તરફડાટ અનુભવી રહ્યા છે. ઉપરથી

કહે છે કે, 'આ ભાઈએ મને આમ કર્યું, તેમ કર્યું.' એનાથી કર્મ ડબલ થતાં જાય છે. જો મૂળ વાત સમજે કે 'આ શાથી બન્યું, ઘરવાળા પજવે એ પોતાનો જ હિસાબ છે, ભોગવે તેની ભૂલ છે' તો તરફડાટ શમી જાય.

**પ્રશ્નકર્તા :** સંસારનું ચક્ર કર્મની 'થીયરી' પ્રમાણે ચાલે છે ને ?

**દાદાશ્રી :** ના, એમાં કર્મની 'થીયરી' નથી.

**પ્રશ્નકર્તા :** કર્મ શું છે ? કર્મની 'થીયરી' ઉપર બેસી રહીએ તોય સમાધાન થતું નથી. ભગવાનને કર્તા માનીએ તોય ફીટ થતું નથી. તો પછી બીજું જ કંઈક હોવું જોઈએ, જે આ બધાને 'રેગ્યુલર' રાખે છે. એ શું છે ?

**દાદાશ્રી :** એ તો 'સાયંટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ'ના આધારે ચાલે છે. આખા 'વર્લ્ડ'ને આ જ શક્તિ ચલાવે છે. આ શબ્દો એકદમ નહીં સમજાય. બહુ ઝીણવટથી વિચારશો તો સમજાશે.

## કર્મનો કર્તા કોણ ?

**પ્રશ્નકર્તા :** કર્મ એટલે શું ? એનું મૂળ શું ? શેનાથી કર્મ બંધાય છે ?

**દાદાશ્રી :** કર્તાભાવથી કર્મ બંધાય. 'હું કરું છું' એ કર્તાભાવ છે. કરે છે બીજો ને આરોપ કરે છે કે 'મેં કર્યું.' કોલેજમાં પાસ થાય તે બીજી શક્તિના આધારે થાય છે ને કહે છે કે હું પાસ થયો. એ આરોપિત ભાવ છે, તેનાથી કર્મ બંધાય છે. 'હું ચંદુલાલ છું' એ જ કર્મ છે.

**પ્રશ્નકર્તા :** તો કર્મ કોણ કરે છે ? આત્માને કર્મ લાગે કે પુદ્ગલને ?

**દાદાશ્રી :** જો તું જ્ઞાની છે તો તારાં કર્મ નથી ને અજ્ઞાની છે તો તારાં કર્મ છે.

એવું છે, 'આત્મા કર્મનો કર્તા છે' એવું જે માને છે તે ભૂલ છે. ખરેખર આત્મા, કર્મનો કર્તા નથી. આત્મા જો કર્મનો કર્તા હોયને તો છૂટે

જ નહીં કોઈ દહાડો. જો આત્મા કર્મનો કર્તા હોત તો મોક્ષમાં ગયેલા સિદ્ધો પણ ત્યાંય કર્મ બાંધ્યા જ કરે,. કોઈ બાપોય કર્મ બાંધનાર નથી કે કોઈ બાપોય છોડાવનાર નથી, જે છે તે તું જ છે.

**પ્રશ્નકર્તા :** આત્મા 'શુદ્ધાત્મા' છે તો પછી કર્મ કોને લેપાયમાન કરે છે ?

**દાદાશ્રી :** કરનારને.

**પ્રશ્નકર્તા :** જો પુદ્‌ગલ કરે તો એ તો અહીં જ રહે છે ને ?

**દાદાશ્રી :** કર્મ પુદ્‌ગલેય નથી કરતું ને આત્માય નથી કરતો. એ તો આત્માની હાજરીથી અહંકાર ઊભો થાય છે. એ અહંકાર જ કર્મ કરે છે. એ અહંકાર જ કહે છે, 'આ મેં કર્યું, મને સુખ પડ્યું, મને દુઃખ પડ્યું, મને જ્ઞાન થયું, મને અજ્ઞાન થયું.' એ બધું અહંકાર જ કર્યા કરે છે. અહંકાર ગયો એટલે 'પોતે' 'તે' રૂપ થઈ ગયા. લોકોને સમજાય તેથી વીતરાગોએ કહ્યું કે આત્મા વ્યવહારથી કર્તા છે, નિશ્ચયથી અકર્તા છે. 'બાય રિલેટિવ વ્યુ પોઈન્ટ' આત્મા કર્મનો કર્તા છે. તેય પાછો, આ દેખાતાં કર્મોનો કર્તા નથી, ભાવકર્મનો કર્તા છે. આ દેખાય છે તે કર્મને તો કુદરત, 'વ્યવસ્થિત' કરે છે.

'બાય રિયલ વ્યુ પોઈન્ટ' આત્મા સ્વભાવકર્મનો કર્તા છે.

પોતાની 'રોંગ બીલિફ' ઉત્પન્ન થાય છે કે 'હું ચંદુલાલ છું' ! એટલે આ 'રોંગ બીલિફ'થી કર્મ લાગે છે. પુદ્‌ગલ એકલું કર્મ ના કરી શકે. 'આત્મા'ની હાજરી જોઈએ. આત્માની હાજરીથી જે અહંકાર ઊભો થાય છે એ જ કામ કરે છે. જો 'ઈગોઈઝમ' 'ફ્રેક્ચર' થઈ ગયો તો ખલાસ થઈ ગયું. આ અહંકાર કર્મ બાંધે છે ને કુદરત છોડે છે. 'ટાઈમિંગ' મળે, બીજાં 'એવિડન્સીસ' મળે ત્યારે કુદરત એ કર્મ છોડાવડાવે છે. એ કર્મ જ્યારે છૂટે છે ત્યારે 'ઈગોઈઝમ' એને ભોગવે છે, ને પાછો એ નવું કર્મ બાંધે છે.

## એ અહંકાર કોણ કાઢે ?

**પ્રશ્નકર્તા :** એટલે આપ એમ કહેવા માંગો છો કે આત્મા પુદ્‌ગલ

થકી કર્મ બાંધે છે ને પુદ્‌ગલ થકી કર્મ છોડે છે ?

**દાદાશ્રી :** ના. એવું નથી. આત્મા તો આમાં હાથ ઘાલતો જ નથી. ખરી રીતે તો આત્મા છૂટ્ટો જ છે, સ્વતંત્ર છે. આત્માના ઉપાધિભાવથી જ આ અહંકાર ઊભો થાય છે ને તે કર્મ બાંધે છે, ને તે જ કર્મ ભોગવે છે. 'તમે છો શુદ્ધાત્મા', પણ બોલો છો કે 'હું ચંદુલાલ છું.' જ્યાં પોતે નથી ત્યાં આરોપ કરવો કે 'હું છું' તે અહંકાર કહેવાય છે. પારકાના સ્થાનને પોતાનું સ્થાન માને છે એ 'ઈગોઈઝમ' છે. આ અહંકાર છૂટે એટલે પોતાના સ્થાનમાં અવાય.

**પ્રશ્નકર્તા :** અહંકાર પોતાના પ્રયત્નથી છૂટે કે કુદરતી રીતે છૂટે ?

**દાદાશ્રી :** સંપૂર્ણ ના છૂટે. સ્વપ્રયત્નથી અમુક હદ સુધી છૂટે. જેમ કપડાંમાંથી મેલ કાઢવા માટે સાબુથી ધૂઓ ત્યારે એનો મેલ મૂકતો જાય. સાબુનો મેલ કાઢવા માટે ટિનોપોલ નાખો તો ટિનોપોલ એનો મેલ મૂકતો જાય. પણ છેલ્લો મેલ જાતે ના છૂટે. છેલ્લો મેલ કાઢવા 'જ્ઞાની પુરુષ' જોઈએ. ત્યાં સુધી કુદરતી રીતે અથડાઈ અથડાઈને અહંકાર તૂટતો જાય.

## અજ્ઞાન, ત્યાં અવિરત કર્મબંધન !

**પ્રશ્નકર્તા :** અમે તો અત્યારે ક્ષણે ક્ષણે કર્મ બાંધતા જઈએ છીએ ને ?

**દાદાશ્રી :** ક્ષણે ક્ષણે એકલું જ નહીં, રાત્રે ઊંઘમાં હઉ કર્મ બાંધો છો. દિવસે તો જાણે કે હું કર્મ બાંધું છું, પણ રાત્રેય બાંધો છો. કારણ કે ઊંઘમાં પણ 'હું ચંદુલાલ છું' એ ભૂલાતું નથી.

## જ્ઞાન ત્યાં કર્મબંધન જ નહીં !

**પ્રશ્નકર્તા :** કર્મ ના બંધાય તેનો રસ્તો શું ?

**દાદાશ્રી :** સ્વભાવ ભાવમાં આવવું તે. 'જ્ઞાની પુરુષ' પોતાના સ્વરૂપનું ભાન કરાવડાવે પછી કર્મ ના બંધાય. પછી નવાં કર્મો 'ચાર્જ' ના થાય, જૂનાં 'ડિસ્ચાર્જ' થયા કરે.

**પ્રશ્નકર્તા :** શરીરનો ખાવા-પીવાનો જે ધર્મ છે તેમાં જે કર્મો બંધાઈ રહ્યાં છે તે શી રીતે છૂટે ?

**દાદાશ્રી :** સ્વરૂપજ્ઞાન પછી કર્મ બંધાય જ નહીં. પછી ખાઓ-પીઓ, ફરો, ચશ્મા ઘાલો તોય ના બંધાય.

**પ્રશ્નકર્તા :** ખાવા-પીવામાં જીવોની હત્યા થાય છે ને ?

**દાદાશ્રી :** જ્યાં સુધી પોતે હિંસક છે ત્યાં સુધી દરેક ક્રિયામાં હિંસા રહેલી છે. 'હું ચંદુલાલ છું' એ આરોપિત ભાવ છે, એ જ હિંસક ભાવ છે. અને જ્યાં પોતે આત્મા થયો, એટલે અહિંસક થયો ત્યાર પછી એને હિંસાનો દોષ લાગતો નથી. આ તો સ્વરૂપનું ભાન જ નથી તેથી નરી હિંસા જ છે. માત્ર દૃષ્ટિ ફેર કરવાની છે.

## પ્રાયશ્ચિતે કર્મ હળવાં બંધાય !

**પ્રશ્નકર્તા :** આપણે હૃદયથી અહિંસક હોઈએ છતાં શરીરના ધર્મો, ફરજો બજાવતા જઈએ તો કર્મો ના બંધાય એમ આપનું કહેવું છે ?

**દાદાશ્રી :** ના, એ તો બંધાય. જ્યાં સુધી તમારામાં આરોપિત ભાવ છે કે 'હું ચંદુલાલ છું' અને તમારા મનમાં ભાવ છે કે 'મારે હિંસા કરવી નથી.' છતાં થઈ જાય છે તો તેનું ફળ મળે ખરું, પણ કેવું મળે ? તમને નાનો પથ્થર વાગીને કર્મ પૂરું થાય. ને બીજાને એવો ભાવ છે કે 'હિંસા કરવી છે' તો એને આવડો મોટો પથ્થર વાગે. હિંસા બંનેની સરખી હોય, પણ ભાવફેરને કારણે કર્મફળમાં ફેરફાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** શરીર ધર્મો આચરીએ છીએ તો એનાં પ્રાયશ્ચિત લેવાં પડે ?

**દાદાશ્રી :** હાસ્તો. ને જ્યાં સુધી 'હું આત્મા છું' એવું ભાન ના થાય ત્યાં સુધી પ્રાયશ્ચિત ના થાય તો કર્મ વધારે ચોંટે. પ્રાયશ્ચિત કરવાથી કર્મની ગાંઠો હલકી થઈ જાય. નહીં તો એ પાપનું ફળ બહુ ખરાબ આવે છે. મનુષ્યપણુંય જતું રહે, ને મનુષ્ય થાય તો તેને બધી જાતની અડચણો પડે. ખાવાની, પીવાની, માન-તાન તો કોઈ દહાડો દેખાય જ નહીં,

કાયમનું અપમાન. એટલા માટે આ પ્રાયશ્ચિત કે બીજી બધી ક્રિયાઓ કરવી પડે છે. આને પરોક્ષ ભક્તિ કહેવાય. જ્યાં સુધી આત્મજ્ઞાન ના થાય ત્યાં સુધી પરોક્ષ ભક્તિ કરવાની જરૂર છે.

## કર્મબંધન, મનુષ્યગતિમાં જ !

**પ્રશ્નકર્તા :** આ જે રોજની ક્રિયાનું પ્રાયશ્ચિત ના કરીએ તો લાંબા ગાળે એનો ઢગલો થાય ને ?

**દાદાશ્રી :** ના, ઢગલો ના થાય. કર્મ બંધાયાં એટલે એ ખપી જાય. દા.ત. પાશવતાનાં કર્મ બંધાયાં હોય તો તે પશુયોનિમાં જાય ને ત્યાં ખપાવી આવે. કર્મોનો ઢગલો થતો નથી. એક અવતારની કમાણી જાનવરના પાંચ-સાત અવતાર કરી પૂરી કરી આવે.

**પ્રશ્નકર્તા :** જાનવરના ભવમાં પાછાં કર્મો લાગે ને ?

**દાદાશ્રી :** ના, ત્યાં કર્મો ના બંધાય. મનુષ્ય એકલો જ કર્મ બાંધી શકે છે. દેવલોકોય કર્મ નથી બાંધતા. બીજા બધાને તો ખાલી છૂટવા માટેની જ ગતિ હોય છે.

**પ્રશ્નકર્તા :** આ તિર્યંચનાં જીવો છે તે હિંસક છે, તેમનામાં કષાય છે તોય એ કર્મ નથી બાંધતાં ?

**દાદાશ્રી :** ના, કોઈ જનાવર કર્મ નથી બાંધતું, સિવાય કે મનુષ્ય.

**પ્રશ્નકર્તા :** મનુષ્યમાં જે કર્મો બાંધ્યાં તે તિર્યંચગતિમાં ભોગવવાનાં ?

**દાદાશ્રી :** હા, અહીં કોઈનું અણહક્કનું લઈ લીધું હોય, અણહક્કનું ભોગવી લીધું હોય તે બધાં પાશવતાનાં કર્મો કહેવાય તે પશુયોનિમાં જઈને ભોગવવાં પડે.

**પ્રશ્નકર્તા :** પછી પાછો મનુષ્યમાં આવે, ભોગવ્યા પછી ?

**દાદાશ્રી :** હા, મનુષ્યમાં જ આવે. દેવગતિમાં જાય તોય ભોગવીને

પાછો મનુષ્યમાં આવે. આ મનુષ્યગતિ એકલામાંથી બધે જવાનો અધિકાર. મનુષ્યગતિમાં 'ચાર્જ' અને 'ડિસ્ચાર્જ' બંને થઇ રહ્યું છે, જ્યારે બીજી ગતિઓ ખાલી 'ડિસ્ચાર્જ' સ્વરૂપ છે. આ મનુષ્યગતિ જ 'ટેસ્ટ એક્ઝામિનેશન' છે. જો નાપાસ થયા તો તિર્યંચમાં જશો, નર્કગતિમાં જશો. ને પાસ થયા તો મનુષ્યમાં રહેશો ને બહુ સારા માર્ક મળ્યા હોય તો દેવગતિમાં જશો. અને પાંચમી ગતિ, મોક્ષ પણ મનુષ્યમાંથી થાય છે.

**પ્રશ્નકર્તા :** તિર્યંચમાંથી તિર્યંચગતિમાં કે બીજી ગતિમાં જતાં વચમાં મનુષ્યનું સ્ટેશન કરવું પડે ?

**દાદાશ્રી :** ના, તિર્યંચમાંથી તિર્યંચ એમ આઠ ભવથી વધારે ના થાય. પછી પાછું મનુષ્યનું સ્ટેશન આવે.

**પ્રશ્નકર્તા :** મનુષ્યમાં જે સમજ છે તે તિર્યંચમાંય છે, તોય એ કર્મ કેમ નથી બાંધતાં ?

**દાદાશ્રી :** તિર્યંચોની સમજ 'લિમિટેડ' છે અને આ મનુષ્યો 'અનલિમિટેડ' સમજવાળા છે. તિર્યંચોનું 'માઈન્ડ' પણ લિમિટેડ હોય છે. માટે તે કર્મ ના બાંધી શકે.

## કર્મ, કેટલાય અવતારની સિલક !

**પ્રશ્નકર્તા :** આ કર્મો અત્યારે છે તે અનંત અવતારનાં છે ?

**દાદાશ્રી :** દરેક અવતાર અનંત અવતારના સરવૈયારૂપે હોય છે. બધા અવતારનું ભેગું ના થાય. કારણકે નિયમ એવો છે કે પરિપાક કાળે ફળ પાકવું જ જોઈએ, નહીં તો કેટલાં બધાં કર્મો રહી જાય !!

## હિસાબ, કઈ રીતે ચૂકવાય ?

**પ્રશ્નકર્તા :** ગયા અવતારમાં કોઈની જોડે વેર બાંધ્યું હોય તો તે કોઈ ભવમાં તેને ભેગા થઈને ચૂકવવું પડે ને ?

**દાદાશ્રી :** ના, એવું નથી. એવી રીતે બદલો વળતો નથી. વેર બંધાય એટલે મહીં રાગદ્વેષ થાય. ગયા અવતારમાં છોકરા જોડે વેર બાંધ્યું

હોય તો આપણે વિચાર કરીએ કે એ કયા અવતારમાં વળશે ? આવી રીતે પાછા ક્યારે ભેગા થઈશું ? એ તો આ ભવમાં છોકરો બિલાડી થઈને આવે. તેને તમે દૂધ ધરો તો એ તમારા મોઢાં પર નખ મારી જાય ! આ એવું છે બધું ! આમ, તમારું વેર ચૂકવાઈ જાય. પરિપાક કાળને નિયમ છે એટલે ટૂંક સમયમાં હિસાબ પૂરો થાય.

આ અમે તમને કહીએ કે અનંત અવતારથી તમે મોક્ષ માટે કંઈ કર્યું ? એનો અર્થ એ કે અનંત અવતારનું સરવૈયું તમારું આ ભવમાં શું છે ? આર્તધ્યાન ને રૌદ્રધ્યાન થયા કરે છે એ જ ને ?

આ જે ભોગવવાં પડે છે એ જ કર્મફળ છે. બીજું કંઈ નથી. કર્મને દેખી ના શકાય. કર્મફળ દેખી શકાય. લોકો ધોલ મારે, માથું દુઃખે, પેટ દુઃખે, લકવા થાય તેને જ કર્મ કહે છે, એવું નથી. કેટલાક માને છે કે આ દેહનો સંગ કર્યો તેનો તરફડાટ છે. પણ હકીકતમાં તેવું નથી. દેહ કંઈ કુસંગી નથી. એની સમજ જો આમ સવળું વળે તો મોક્ષે જવામાં હેલ્પ કરે, આ તો સમજની જ આંટી પડી છે.

'હું ચંદુભાઈ છું' માનીને જે જે કરવામાં આવે છે તેનાથી સંસાર ઊભો રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** ઘણી વાર માણસ પડી જાય, દાઝી જાય એમાં સામું નિમિત્ત તો કોઈ હોતું નથી તો એની પાછળ કયું કર્મ હોય ?

**દાદાશ્રી :** સામાને નુકસાન કરવાનો પૂર્વભવમાં ભાવ કર્યો એટલું જ આપણું નુકસાન, અને એવો ભાવ ના કર્યો હોય તેને કોઈ નુકસાન કરે નહીં.

બધા માણસ લૂંટાતા હોય, પણ જો કોઈ એવો ચોખ્ખો માણસ હોય તેને કોઈ લૂંટી ના શકે. લૂંટનારાય લૂંટી ના શકે, એવું બધું 'સેફસાઈડ'વાળું જગત છે આ !

## આશ્રવ, નિર્જરા : સંવર, બંધ !

**પ્રશ્નકર્તા :** કર્મ ખપાવવું, એ શું સમજવું ?

**દાદાશ્રી :** કર્મનું મૂળ શું ? રાગદ્વેષ. જૈનીઝમે કહ્યું કે 'મોક્ષે જવું હોય તો રાગ, દ્વેષ અને અજ્ઞાન જાય તો મોક્ષ થાય.' ને વેદાંતીઓએ 'મળ, વિક્ષેપ ને અજ્ઞાન જાય તો મોક્ષ થાય.' એમ કહ્યું છે. અજ્ઞાનની બાબતમાં બંને 'કોમન' છે. રાગ-દ્વેષનો આધાર અજ્ઞાન છે. અજ્ઞાન જાય એટલે કર્મ બધાં જ ખપતાં જાય. અજ્ઞાન શાનાથી જાય ? જ્ઞાનથી. નિજ સ્વરૂપના અજ્ઞાનથી જ મોક્ષ અટક્યો છે.

કર્મ કરનાર કોણ હશે ? આપને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** આત્મા.

**દાદાશ્રી :** આત્મા ક્રિયાવાદી હોતો હશે ? આ બહુ સમજવા જેવું છે. એક કર્મ કોઇ ખપાવી શકે નહીં. સંવર થાય ત્યારે કર્મ ખપે. આ તો આશ્રવ ચાલુ હોય ત્યાં કર્મ શી રીતે ખપે ? કર્મ ખપાવવું અને આશ્રવનું ચાલુ રહેવું એ બે વિરોધાભાસ છે. કર્મ ખપાવવું હોય તો સંવર જોઇએ. પણ પહેલાં જીવાજીવનો ભેદ જાણ્યા સિવાય કશું વળે તેમ નથી. અશુભકર્મ ભોગવે ને શુભકર્મ બાંધે એટલું થઇ શકે. બાકી કર્મ બંધાતાં ના અટકે.

**પ્રશ્નકર્તા :** આશ્રવ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** મનમાં ખરાબ વિચાર આવે તે ઉદયભાવ કહેવાય. તે વિચારમાં આત્મા તન્મયાકાર થયો તો તેને આશ્રવ થયો કહેવાય. જો એ અતિક્રમણનું તરત જ પ્રતિક્રમણ થઇ જાય તો તે ભૂંસાઇ જાય ને પ્રતિક્રમણ ના થાય તો બંધ પડી જાય.

જિંદગી એક નકામી જાય તેનો વાંધો નથી, પણ આ તો બીજી સો જિંદગીના બંધ પાડી દે છે તેનો વાંધો છે.

**પ્રશ્નકર્તા :** સંવર એટલે શું ?

**દાદાશ્રી :** સંવર એટલે 'ચાર્જ' થતું બંધ થઇ જવું તે. 'હું ચંદુલાલ છું' એ ભાન છે ત્યાં સુધી આશ્રવ અને બંધ બંનેય ચાલુ રહે છે. અને 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાન રહ્યું કે સંવર રહે. તમને 'હું શુદ્ધાત્મા છું'નું

ધ્યાન કેટલો વખત રહે છે ?

**પ્રશ્નકર્તા :** આપે જ્ઞાન આપ્યા પછી નિરંતર રહે છે.

**દાદાશ્રી :** માટે હવે તમારે બંધ ના પડે. સંવર રહે અને પહેલાંના આશ્રવની નિર્જરા થયા કરે. હવે નવો બંધ પડતો નથી, કર્મનિર્જરા તો જીવમાત્રને થયા જ કરે છે. સ્વરૂપનું ભાન ના હોય તો નિર્જરા થાય ને જોડે જોડે બંધ પણ પડે અને 'સ્વરૂપજ્ઞાન' પછી ખાલી નિર્જરા જ થયા કરે. બીજા શબ્દોમાં 'ચાર્જ' થતું બંધ થઈ જાય, એટલે ખાલી 'ડિસ્ચાર્જ' જ બાકી રહે. જેવા ભાવે બંધ પડેલા તેવા ભાવે નિર્જરા થાય. ફક્ત તમારે નિર્જરતી વખતે સંવર રહે, અબંધ પરિણામ રહે અને બીજાને બંધ પડે.

શુદ્ધ ઉપયોગીને એક પણ કર્મ બંધાય નહીં.

**પ્રશ્નકર્તા :** એક જ સમયમાં બંધ છેદ થઈ શકે ?

**દાદાશ્રી :** હા, થઈ શકે. શુદ્ધ ઉપયોગના હિસાબે થઈ શકે. આ અક્રમ વિજ્ઞાને કરીને નિરંતર શુદ્ધ ઉપયોગમાં રહેવાય તેમ છે.

**પ્રશ્નકર્તા :** ખરી તપશ્ચર્યા કઈ ? કર્મની નિર્જરા ભગવાન મહાવીરે બતાવી છે તે શું છે ?

**દાદાશ્રી :** જ્યાં સુધી સંવર ના થાય ત્યાં સુધી સકામ (મોક્ષહેતુભૂત) નિર્જરા ના થાય. સંવર હોય તો સકામ નિર્જરા થયા કરે. એ તો ગાયો-ભેંસો બધાંને અકામ નિર્જરા થયા કરે છે. સંવર ઉત્પન્ન થાય તો જ સકામ નિર્જરા થાય.

**પ્રશ્નકર્તા :** બંધ અને અનુબંધ શું છે તે સમજાવો.

**દાદાશ્રી :** અનુબંધથી આપણને કર્મ ઉદયમાં આવે. કવિરાજને તમે ભેગા થાવ તે અનુબંધથી થયા. હવે તે ઘડીએ પાછો બંધ પડે. માટે જોખમ ક્યાં છે તે સમજી લેવાનું છે.

**પ્રશ્નકર્તા :** બંધ અને અનુબંધ કયા કારણથી પડે છે ?

**દાદાશ્રી :** 'હું ચંદુલાલ છું, આનો કર્તા છું' તે કારણથી.

**પ્રશ્નકર્તા :** એનાથી બંધ પડે કે અનુબંધ ?

**દાદાશ્રી :** અનુબંધ પડે.

**પ્રશ્નકર્તા :** તો બંધ કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** અનુબંધ પડે ત્યારે એની એ જ જૂની ઘરેડ ચાલુ રહે. કર્તાપદ રહે તો ફરી બંધ પડે. અને એમાં જો ફેરફાર થઈ ગયો ને 'હું શુદ્ધાત્મા છું' ને કર્તા 'વ્યવસ્થિત' એ સમજાયું તો બંધ ના પડે. અનુબંધ છે છતાં બંધ ના પડે.

## શુભાશુભનું થર્મોમીટર !

**પ્રશ્નકર્તા :** શુભ કર્મ ને અશુભ કર્મ ઓળખવાનું થર્મોમીટર કયું ?

**દાદાશ્રી :** શુભ કર્મ આવે ત્યારે આપણને મીઠાશ લાગે, શાંતિ લાગે, વાતાવરણ શાંત લાગે; અને અશુભ આવે ત્યારે કડવાશ ઉત્પન્ન થાય, મનને ચેન પડે નહીં. અશુભ કર્મ તપાવડાવે અને શુભ કર્મ હૃદયને આનંદ આપે.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત એમ થાય કે આપણે અશુભ કર્મ બાંધતા હોઈએ અને તે વખતે ઉદય છે તે બહાર શુભ કર્મનો હોય !

**દાદાશ્રી :** હા, એવું બને. અત્યારે તમારે શુભ કર્મનો ઉદય હોય, પણ મહીં અશુભ કર્મ બંધાતાં હોય !

## સ્થૂળ કર્મ - સૂક્ષ્મ કર્મ

**પ્રશ્નકર્તા :** આ કર્મ નવું છે કે જૂનું છે એ શી રીતે દેખાય ?

**દાદાશ્રી :** કર્મ કર્યું કે ના કર્યું એ તો કોઈનાથી ના દેખાય. એ તો ભગવાન કે જેમને કેવળજ્ઞાન છે તે જ જાણી શકે. આ જગતમાં તમને જે કર્મો દેખાય છે તેમાં એક રાઈ જેટલું પણ કર્મ નવું નથી. આ કર્મોના જ્ઞાતા-દ્રષ્ટા રહો તો નવું કર્મ ના થાય ને તન્મયાકાર રહો તો નવું કર્મ બંધાય, આત્મજ્ઞાની થાય ત્યાર પછી જ કર્મ ના બંધાય.

આ કળિયુગમાં જે ઉપચાર કરવામાં આવે છે તે ઉપચાર, દવાઓ ખોટી છે. એક માણસ દાન આપ્યા કરતો હોય, ધર્મની ભક્તિ કર્યા કરે, મંદિરોમાં પૈસા આપે, બીજું બધું આખોય દહાડો કર્યા કરતો હોય તેને, જગતના લોક શું કહે કે, 'આ ધર્મિષ્ઠ છે.' હવે એ માણસના અંદરખાને શું વિચાર હોય કે, 'કેમ કરીને ભેળું કરું ને કેમ કરીને ભોગવી લઉં !' અંદર તો એને અણહક્કનું પડાવી લેવાની ઈચ્છા હોય. આ કળિયુગમાં લોકોને અણહક્કનું પડાવી લેવાની ઈચ્છા બહુ હોય. અણહક્કનું ભોગવી લેવામાં જ લોકો તૈયાર ! હવે બહાર મોટાં મોટાં દાન કરતો હોય, ધર્મના જ આચાર કરતો હોય, પણ મહીં અણહક્કની લક્ષ્મી ને વિષયો ભોગવી લેવાના વિચારો કરતો હોય એટલે ભગવાન એનો એક પૈસોય જમે કરતા નથી. એનું શું કારણ ? કારણ એ કે એ બધાં સ્થૂળકર્મ છે. બહાર જે દેખાય છે, આચારમાં જે દેખાય છે, તે બધાં સ્થૂળકર્મ છે. અને એ સ્થૂળકર્મનું ફળ અહીંનું અહીં જ મળી જાય છે. લોકો આ સ્થૂળકર્મને જ આવતા ભવનાં કર્મ માને છે. પણ એનું ફળ તો અહીનું અહીં જ મળી જાય છે. અને સૂક્ષ્મકર્મ કે જે અંદર બંધાઈ રહ્યું છે, જેની લોકોને ખબર જ નથી, તેનું ફળ આવતા ભવે મળે છે.

આજે કોઈ માણસે ચોરી કરી, તે ચોરી એ સ્થૂળકર્મ છે. એને તેનું ફળ આ ભવમાં જ મળી જાય છે. જેમકે એને અપજશ મળે, પોલીસવાળો મારે-તે બધું ફળ એને અહીંનું અહીં મળી જ જવાનું. આ દાનેશ્વરી દાન આપે તે તેની લોક કીર્તિ ગાયા કરે કે 'હેય ! મોટા દાનેશ્વરી શેઠ છે !' અને શેઠ તો અંદર 'મરઘાં' માર્યા કરતો હોય ! અંદર એટલે સૂક્ષ્મ કર્મ કરે તે. એટલે આ જે સ્થૂળકર્મ દેખાય છે, સ્થૂળ આચાર દેખાય છે તે 'ત્યાં' કામ લાગે નહીં. 'ત્યાં' તો 'સૂક્ષ્મ' વિચાર શું છે ? સૂક્ષ્મકર્મ શું છે ? એટલું જ 'ત્યાં' કામ લાગે. હવે જગત આખું સ્થૂળકર્મ ઉપર જ 'એડજસ્ટ' થઈ ગયું છે. આ સાધુ, સન્યાસીઓ બધા ત્યાગ કરે, તપ કરે, જપ કરે, પણ એ તો બધું સ્થૂળકર્મ છે. એમાં સૂક્ષ્મકર્મ ક્યાં છે ? આવતા ભવ માટેનું સૂક્ષ્મકર્મ એમાં નથી. આ કરે છે એ સ્થૂળકર્મનો જશ એમને અહીં જ મળી જાય. આચાર્ય મહારાજ પ્રતિક્રમણ કરે, સામાયિક કરે, વ્યાખ્યાન આપે, પ્રવચન કરે, પણ એ તો એમનો આચાર છે, એ સ્થૂળકર્મ

છે. પણ મહીં શું છે એ જોવાનું છે. મહીં જે 'ચાર્જ' થાય છે તે ત્યાં કામ લાગશે. અત્યારે જે આચાર પાળે છે એ ડિસ્ચાર્જ છે. આખો બાહ્યાચાર જ ડિસ્ચાર્જ સ્વરૂપ છે. ત્યાં આ લોકો કહે છે, 'મેં સામાયિક કર્યું, ધ્યાન કર્યું, દાન કર્યું.' તે એનો તને જશ અહીં મળશે. તેમાં આવતા ભવને શું લેવા-દેવા ? ભગવાન એવી કંઇ કાચી માયા નથી કે તારા આવા પોલને ચાલવા દે. બહાર સામાયિક કરતો હોય ને મહીં શું કરતો હોય. એક શેઠ સામાયિક કરવા બેઠા હતા, તે બહાર કોઇએ બારણું ઠોક્યું. શેઠાણીએ જઇ ને બારણું ખોલ્યું. એક ભાઇ આવેલા, તેમણે પૂછયું, 'શેઠ ક્યાં ગયા છે ?' ત્યારે શેઠાણીએ જવાબ આપ્યો, 'ઉકરડે !' શેઠે મહીં રહ્યા રહ્યા આ સાંભળ્યું ને અંદર તપાસ કરી તો ખરેખર એ ઉકરડે જ ગયેલા હતા ! અંદર તો ખરાબ વિચારો જ ચાલતા હતા ને બહાર સામાયિક કરતા હતા. ભગવાન આવા પોલને ચાલવા ના દે. અંદર સામાયિક રહેતું હોય ને બહાર સામાયિક ના પણ હોય તો તેનું 'ત્યાં' ચાલે. આ બહારનાં ઠઠારા 'ત્યાં' ચાલે એવા નથી.

સ્થૂળકર્મ એટલે શું તે સમજાવું. તને એકદમ ગુસ્સો આવ્યો. તારે ગુસ્સો નથી લાવવો છતાં એ આવે, એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને.

**દાદાશ્રી :** એ ગુસ્સો આવ્યો તે એનું ફળ અહીંનું અહીં તરત મળી જાય. લોકો કહે કે, 'જવા દો ને એને, એ તો છે જ બહુ ક્રોધી.' કોઇ વળી એને સામી ધોલ પણ મારી દે. એટલે અપજશનું કે બીજી રીતે એને અહીંનું ફળ મળી જાય. એટલે ગુસ્સો થવો એ સ્થૂળકર્મ છે. અને ગુસ્સો આવ્યો તેની મહીં આજનો તારો ભાવ શું છે કે 'ગુસ્સો કરવો જ જોઇએ.' તો તે આવતા ભવનો ફરી ગુસ્સાનો હિસાબ છે. તારો આજનો ભાવ છે કે ગુસ્સો ના કરવો જોઇએ, તારા મનમાં નક્કી હોય કે ગુસ્સો નથી જ કરવો, છતાં પણ થઇ જાય છે તો તને આવતા ભવ માટે બંધન ના રહ્યું. આ સ્થૂળકર્મમાં તને ગુસ્સો થયો તો તેનો તારે આ ભવમાં માર ખાવો પડશે. તેમ છતાં પણ તને આવતા ભવનું બંધન નહીં થાય. કારણકે સૂક્ષ્મકર્મમાં તારો નિશ્ચય છે કે ગુસ્સો ના જ કરવો જોઇએ. અને હવે

કોઈ માણસ કોઈની ઉપર ગુસ્સે નથી થતો, છતાં મનમાં કહેશે કે, 'આ લોકોની ઉપર ગુસ્સો કરીએ તો જ એ સીધા થાય એવા છે' તે આનાથી આવતા ભવે એ પાછો ગુસ્સાવાળો થઈ જાય ! એટલે બહાર જે ગુસ્સો થાય છે તે સ્થૂળકર્મ છે ને તે વખતે મહીં જે ભાવ થાય છે તે સૂક્ષ્મકર્મ છે. સ્થૂળકર્મનું બિલકુલ બંધન નથી, જો આ સમજો તો. તેથી આ 'સાયન્સ' મેં નવી રીતે મૂક્યું છે. અત્યાર સુધી સ્થૂળકર્મથી બંધન છે એવું જગતને ઠસાવી દીધું છે, અને તેથી લોકો ભડક ભડક થાય છે.

હવે ઘરમાં સ્ત્રી હોય, પૈણ્યા હોય અને મોક્ષે જવું છે, તે મનમાં થયા કરે કે, 'હું પૈણ્યો છું તે હવે શી રીતે મોક્ષે જવાય ?' અલ્યા, સ્ત્રી નથી નડતી, તારાં સૂક્ષ્મકર્મ નડે છે. તારા સ્થૂળકર્મ કોઈ નડતાં નથી. એ મેં 'ઓપન' કર્યું છે, આ સાયન્સ 'ઓપન' ના કરું તો મહીં ભડકાટ, ભડકાટ, ભડકાટ રહે; મહીં અજંપો, અજંપો, અજંપો રહે ! પેલા સાધુઓ કહે કે અમે મોક્ષે જઈશું. અલ્યા, તમે શી રીતે મોક્ષે જવાના છો તે ? શું છોડવાનું છે તે તો જાણતા નથી. તમે તો સ્થૂળને છોડ્યું. આંખે દેખાય, કાને સંભળાય, એ છોડ્યું. એનું ફળ તો આ ભવમાં જ મળી જશે. આ સાયન્સ નવી જ જાતનું છે ! આ તો અક્રમવિજ્ઞાન છે, જેનાથી આ લોકોને બધી રીતે 'ફેસીલિટી' થઈ પડે. કંઈ બૈરી છોડીને નાસી જવાય ? અને બૈરી છોડીને નાસી જઈએ અને આપણો મોક્ષ થાય, એ બનેય ખરું ? કો'કને દુઃખ દઈ ને આપણો મોક્ષ થાય, એ બને ખરું ? એટલે બૈરી-છોકરાંની ફરજો બધી જ બજાવો. અને સ્ત્રી જે જમવાનું આપે તે નિરાંતે ખાવ, પણ એ બધું સ્થૂળ છે, એ સમજી જજો ! સ્થૂળની પાછળ તમારો અભિપ્રાય એવો ના રહેવો જોઈએ કે જેથી કરીને સૂક્ષ્મમાં ચાર્જ થાય. એટલા માટે મેં તમને 'પાંચ વાક્યો' આપ્યાં છે. મહીં અભિપ્રાય એવો ના રહેવો જોઈએ કે, 'આ 'કરેક્ટ' છે, હું જે કરું છું, જે ભોગવું છું, એ કરેક્ટ છે.' એવો અભિપ્રાય ના હોવો જોઈએ. બસ, આટલો તમારો અભિપ્રાય જ ફર્યો કે બધું થઈ ગયું.

છોકરામાં ખરાબ ગુણો હોય તો માબાપ તેને ટૈડકાવે છે, અને કહેતાં ફરે કે, 'મારો છોકરો તો આવો છે, નાલાયક છે, ચોર છે.' અલ્યા,

એ એવું કરે છે તે કરેલાને મેલને પૂળો. પણ અત્યારે એના ભાવ ફેરવને ! એના મહીંના અભિપ્રાય ફેરવને !! એના ભાવ કેમ ફેરવવા તે માબાપને આવડતું નથી. કારણકે 'સર્ટિફાઈડ' માબાપ નથી. 'સર્ટિફિકેટ' નથી અને માબાપ થઈ ગયાં છે ! છોકરાને જો ચોરીની કુટેવ પડી ગઈ હોય તો માબાપ તેને ટૈડકાવ ટૈડકાવ કરે, માર માર કરે, કે 'તને અક્કલ નથી, તું આમ કરે છે, તેમ કરે છે.' એમ ઝૂડ ઝૂડ કરે. આમ, માબાપ 'એક્સેસ' બોલે! હંમેશાય 'એક્સેસ' બોલેલું 'હેલ્પ' ના કરે. એટલે છોકરો શું કરે ? મનમાં નક્કી કરે કે 'છોને એ બોલ્યા કરે, આપણે તો એવું કરવાના જ' તે આ છોકરાને માબાપ વધારે ચોર બનાવે છે. દ્વાપર, ને ત્રેતા ને સતયુગમાં જે હથિયારો હતાં તે આજે કળિયુગમાં લોકોએ વાપરવા માંડ્યાં. છોકરાને ફેરવવાની રીત જુદી છે. એના ભાવ ફેરવવાના. એના પર પ્રેમથી હાથ ફેરવીને કહેવું કે, 'આવ બા ! છો ને તારી બા બૂમાબૂમ કરતી. બૂમાબૂમ કરે, પણ તું આવી રીતે કોઈની ચોરી કરી, એવું કોઈ તારા ગજવામાંથી ચોરી જાય તો તને સુખ લાગે ? તે વખતે તને મહીં કેવું દુઃખ થાય ? એમ સામાનેય દુઃખ ના થાય ?' તેવી આખી 'થીયરી' છોકરાને સમજાવવી પડે. એક વખત એને ઠસી જવું જોઈએ કે આ ખોટું છે. તમે એને માર માર કરો તો એનાથી તો છોકરાં હઠે ચઢે છે. ખાલી રીત જ ફેરવવાની છે.

આ તો બાપ ફોજદાર જેવો હોય. ઘરમાં બૈરીથી હસાય નહીં, છોકરાથી હસાય નહીં, મોઢું ખુલ્લું થાય નહીં. એટલો બધો તો એનો કડપ હોય. આવો કડપ હોતો હશે ? આપણે કંઈ વાઘ-સિંહ છીએ ? આપણો કડપ ના હોવો જાઈએ. એક આંખમાં દાબ હોવો જોઈએ ને બીજી આંખથી રમાડવા જોઈએ. દાબ એટલા માટે કે એ ઊંધે રસ્તે, ઊંધે પાટે ના ચઢી જાય. ગાડીમાંય સાંકળ ખેંચવાનું સાધન રાખે છે ને, કશું પડી જાય એટલા માટે ? પણ સિગારેટનું પેકેટ પડી જાય ને આપણે સાંકળ ખેંચીએ એ ગુનો કહેવાયને ?

જગત આખું સ્થૂળકર્મને જ સમજ્યું છે. સૂક્ષ્મકર્મને સમજ્યું જ નથી. સૂક્ષ્મને સમજ્યું હોત તો આ દશા ના હોત !

એક શેઠે પચાસ હજાર રૂપિયા દાનમાં આપ્યા. તે તેના મિત્રે તેને પૂછયું, 'આટલા બધા રૂપિયા આપી દીધા ? ત્યારે શેઠ બોલ્યા, 'હું તો એક પૈસોય આપું એવો નથી. આ તો આ મેયરના દબાણને લઈને આપવા પડ્યા.' હવે આનું ફળ ત્યાં શું મળે ? પચાસ હજારનું દાન કર્યું તે સ્થૂળકર્મ, તે તેનું ફળ અહીંનું અહીં શેઠને મળી જાય. લોકો વાહ વાહ બોલાવે, કીર્તિ ગાય અને શેઠે મહીં સૂક્ષ્મકર્મમાં શું 'ચાર્જ' કર્યું ? ત્યારે કહે' 'એક પૈસોય આપું તેવો નથી.' તેનું ફળ આવતા ભવમાં મળે. તે આવતા ભવે શેઠ એક પૈસોય દાનમાં આપી ના શકે. હવે આવી ઝીણી વાત કોને સમજાય ?

**પ્રશ્નકર્તા :** દાદા, સૂક્ષ્મકર્મ અને સ્થૂળકર્મના કર્તા જુદા જુદા છે ?

**દાદાશ્રી :** હા, બન્નેના કર્તા જુદા છે. આ જે સ્થૂળકર્મો છે તે 'ડિસ્ચાર્જ' કર્મો છે. આ 'બેટરી'ઓ હોયને તેને 'ચાર્જ' કર્યા પછી 'ડિસ્ચાર્જ' થયા કરે ને ? આપણે 'ડિસ્ચાર્જ' ના કરવી હોય તોય તે થયા જ કરે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એવું આ સ્થૂળકર્મો એ 'ડિસ્ચાર્જ' કર્મો છે અને બીજાં મહીં નવાં 'ચાર્જ' થઈ રહ્યાં છે તે સૂક્ષ્મકર્મો છે. આ ભવમાં જે 'ચાર્જ' થઈ રહ્યાં છે તે આવતા ભવમાં 'ડિસ્ચાર્જ' થયા કરશે. અને આ અવતારમાં ગયા અવતારની બેટરીઓ 'ડિસ્ચાર્જ' થયા કરે છે. એક મનની બેટરી, એક વાણીની બેટરી અને એક દેહની બેટરી; આ ત્રણેય બેટરીઓ અત્યારે 'ડિસ્ચાર્જ' થયા જ કરે છે અને મહીં નવી ત્રણ બેટરીઓ ભરાઈ રહી છે.

આ બોલું છું તે તને એમ થાય કે 'હું જ બોલું છું', પણ ના, આ તો 'રેકર્ડ' બોલી રહી છે ! આ તો વાણીની 'બેટરી' 'ડિસ્ચાર્જ' થઈ રહી છે. હું બોલતો જ નથી, અને આ બધા જગતના લોકો શું કહે કે 'મેં કેવી વાત કરી, કેવું હું બોલ્યો !' એ બધા કલ્પિતભાવો છે. 'ઈગોઈઝમ' જ કરે છે ખાલી એ ! 'ઈગોઈઝમ' જાય તો પછી બીજું કશું રહ્યું ? આ 'ઈગોઈઝમ' એ જ અજ્ઞાનતા છે, અને એ જ ભગવાનની માયા છે. કારણ

કે કરે છે બીજો ને પોતાને એવું 'એડજસ્ટમેન્ટ' થાય છે કે 'હું જ કરું છું !'

આ સૂક્ષ્મકર્મો જે મહીં 'ચાર્જ' થાય છે તે પછી 'કોમ્પ્યુટર'માં જાય છે. એક વ્યષ્ટિ 'કોમ્પ્યુટર' છે ને બીજું સમષ્ટિ 'કોમ્પ્યુટર' છે. તે વ્યષ્ટિમાં પહેલાં સૂક્ષ્મ કર્મો જાય ને ત્યાંથી પછી સમષ્ટિ 'કોમ્પ્યુટર'માં જાય. પછી સમષ્ટિ કામ કર્યા કરે. આ બીજાં બધાં સૂક્ષ્મકર્મો 'ચાર્જ' થાય છે, તેથી બહુ ચિંતા નથી. પણ 'હું ચંદુભાઈ છું' એમ 'રિયલી સ્પીકિંગ' બોલવું એ જ કર્મ બંધાય છે. 'હું કોણ છું' એટલું જ જો સમજ્યો, તો ત્યારથી બધાં જ કર્મોથી છૂટ્યો.

એટલે 'આ' વિજ્ઞાન સરળ ને સીધું મૂક્યું છે. નહીં તો કરોડો ઉપાયે 'એબ્સોલ્યુટ' થવાય એવું નથી અને 'આ' તો તદ્ન 'થીયરમ ઓફ એબ્સોલ્યુટીઝમ' છે !

## ખોટાં કર્મથી છૂટકારો !

**પ્રશ્નકર્તા :** ખોટાં કર્મો અમે કરતાં હોઈએ છીએ, પણ એમાંથી નીકળી જવાની હિંમત નથી આવી શકતી.

**દાદાશ્રી :** હિંમત ના આવે. ખોટા કામનો અત્યારે એટલો બધો બોજો વધી ગયો છે તે શી રીતે હિંમત આવે ? એટલે એક વખત તો નાદારી જ કાઢી નાખવાની. પછી દેવું વાળવાનું. દેવું તો આપવું જ પડે ને ? હું તમને રસ્તો કરી આપીશ એનો.

**પ્રશ્નકર્તા :** માણસ સમજે છે કે મૃત્યુ પછી બીજો જન્મ છે તેમ છતાં ખોટાં કર્મો કેમ કરે છે ? સાચાં કર્મ કરવાનો રસ્તો શો ?

**દાદાશ્રી :** પોતાની ઈચ્છા વિરુદ્ધ ખોટાં કર્મો કરવાં પડે છે. સવારે ઊઠ્યા ત્યારથી તમારી સત્તામાં કંઈ જ નથી. બધું પરસત્તાના હાથમાં છે. એ પરસત્તા એક શક્તિના હાથમાં છે, જેને અમે 'વ્યવસ્થિત' કહીએ છીએ. આ 'વ્યવસ્થિત' શક્તિ શું કરે છે ? તમારા પુણ્યનો ઉદય આવે તો બધા અનુકૂળ સંયોગ ભેગા કરી આપે ને પાપનો ઉદય આવે તો તે

બધા અનુકૂળ સંયોગ વિખેરી નાખે. એટલે બધું પરસત્તામાં ચાલી રહ્યું છે, પછી સારાં કર્મો હોય કે ખોટાં કર્મો ! જ્યાં સુધી પરમાર્થ સમ્યક્દર્શન ના થાય ત્યાં સુધી જીવ પરસત્તામાં જ રહેલો છે.

## કર્મો, પાપ-પુણ્યનાં !

**પ્રશ્નકર્તા :** પાપ અને કર્મ એક જ કે જુદા ?

**દાદાશ્રી :** પુણ્ય અને પાપ બન્નેય કર્મ કહેવાય. પણ પુણ્યનું કર્મ કૈડે નહીં ને પાપનું કર્મ આપણા ધાર્યા પ્રમાણે થવા ના દે ને કૈડે.

**પ્રશ્નકર્તા :** ભૌતિક સુખો મળે છે તેમણે કઇ જાતનાં કર્મો કર્યાં હોય તો તે મળે ?

**દાદાશ્રી :** આ કોઇ દુઃખી થતું હોય એમને સુખ આપે, તેનાથી પુણ્યૈ બંધાય અને પરિણામે એવું સુખ આપણને મળે. કોઇને દુઃખ આપો તો તમને દુઃખ મળે. તમને પસંદ આવે તે આપજો.

બે જાતની પુણ્યૈ. એક પુણ્યૈથી ભૌતિક સુખ મળે અને બીજી એક એવા પ્રકારની પુણ્યૈ છે કે જે આપણને સચ્ચી આઝાદી પ્રાપ્ત કરાવે.

## નિંદાનું કર્મબંધન !

કોઇ માણસની નિંદા ના કરાય. અરે, સહેજ વાતચીત પણ ના કરાય. એમાંથી ભયંકર દોષ બેસી જાય. એમાંય અહીં સત્સંગમાં, પરમહંસની સભામાં તો કોઇનીય સહેજ પણ વાતચીત ના કરાય. એક જરીક અવળી કલ્પનાથી જ્ઞાન ઉપર કેવું મોટું આવરણ આવી જાય છે. તો પછી આ 'મહાત્મા'ઓની ટીકા, નિંદા કરે તો કેવું ભારે આવરણ આવે ? સત્સંગમાં તો દૂધમાં સાકર ભળી જાય તેમ ભળી જવું જોઇએ. આ બુદ્ધિ જ મહીં ડખો કરે. અમે બધાનું બધું જાણીએ છતાંય કોઇનું એક અક્ષરેય ના બોલીએ. એક અક્ષરેય ઊંધું બોલવાથી જ્ઞાન ઉપર મોટું આવરણ આવી જાય.

'આ મને છેતરી ગયો' તેમ બોલ્યો તે ભયંકર કર્મ બાંધે. એના

કરતાં બે ધોલ મારી લે તો ઓછું કર્મ બંધાય. એ તો જ્યારે છેતરાવાનો કાળ ઉત્પન્ન થાય, આપણા કર્મનો ઉદય થાય ત્યારે જ છેતરાઈએ. એમાં સામાનો શો દોષ ? એણે તો ઊલટું આપણું કર્મ ખપાવી આપ્યું. એ તો નિમિત્ત છે.

## કર્મ છેદનની સત્તા !

**પ્રશ્નકર્તા :** કર્મનું ફળ તો ભોગવવું જ પડે ને ?

**દાદાશ્રી :** હા. કર્મનો નિયમ જ એવો છે.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની' એમાંથી છોડાવી શકે ?

**દાદાશ્રી :** 'જ્ઞાની પુરુષ' તો તમારા કર્મોને ભસ્મીભૂત કરી નાખે છે. પણ તેમાં બે જાતનાં કર્મો હોય છે. એક બરફ રૂપે જામી ગયેલાં ને બીજાં પાણી ને વરાળ રૂપે રહેલાં. 'જ્ઞાની' પાણી ને વરાળ રૂપે રહેલાં કર્મો ઉડાડી મૂકે, પણ બરફ રૂપે થઈ ગયેલાંને ભોગવ્યે જ છૂટકો ! પણ સ્વરૂપ જ્ઞાન આપ્યા પછી એ કર્મોના ભોગવટામાં ફેર પડી જાય છે. શૂળીનો ઘા સોય જેવો લાગે. 'જ્ઞાની પુરુષ' કારણસ્વરૂપે રહેલાં કર્મનો નાશ કરી આપે. પણ આજે જે કાર્ય સ્વરૂપે કર્મો છે, બરફ રૂપે થઈ ગયેલાં છે, તેને તો ભોગવવાં જ પડે.

## પ્રભુસ્મરણની હેલ્પ !

**પ્રશ્નકર્તા :** આપણા કર્મ આપણને તારે અને ડૂબાડે, એમાં પ્રભુસ્મરણ શું કામ કરવું જોઈએ ?

**દાદાશ્રી :** પ્રભુ પ્રકાશક છે, સર્વ પ્રકાશક છે. જો એમને યાદ ના કરીએ તો પ્રકાશ ના મળે એટલો જ વાંધો છે. બાકી એમને બીજી કશી ડખલ નથી. આપણને જો પ્રકાશ જોઈતો હોય, તરવામાં કે ડૂબવામાં 'હેલ્પ' જોઈતી હોય તો પ્રભુસ્મરણ કરવું. એમને સંભારો એટલે તમને કંઈક પ્રકાશ પડ્યા વગર રહે જ નહીં. એનાથી તમારાં કર્મ સારાં થશે. પણ પ્રભુસ્મરણ સાચા દિલથી હોવું જોઈએ. એમાં ગપ્પું ના ચાલે કે

ભગવાન ઉપર છે. ઉપર તો કોઈ બાપોય નથી. મહીં બેઠા છે તે જ ભગવાન છે.

## ભગવાનનેય કર્મબંધન !

**પ્રશ્નકર્તા :** પૃથ્વી ઉપર જે જે ભગવાન થઈ ગયા. ઋષભદેવ, મહાવીર, નેમીનાથ - એ બધા કર્મના બંધનમાં આવેલા ખરાને ?

**દાદાશ્રી :** બધાંય કર્મના બંધનમાં આવેલા, ત્યારે તો માતાના પેટે જન્મ થયો. કોઈ ભગવાન એવો નથી કે જે માતાના પેટે જન્મ્યો ના હોય. જે ભગવાન થઈ ગયા તેમણે બે કે ત્રણ અવતાર પહેલાં આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરેલું, પછી ભગવાન છેલ્લે થયેલા. જેને આત્માનું લક્ષ પ્રાપ્ત થઈ ગયું હોય તે બે-ચાર અવતારમાં ભગવાન થઈ શકે છે. સીધે સીધું મોક્ષે જવું હોય તો તે પણ જવાય અને જગત કલ્યાણ કરવું હોય તો ભગવાન થવાય, બેમાંથી એક થાય.

## 'જ્ઞાની પુરુષ'નાં દિવ્યકર્મ !

શાસ્ત્રકારોએ જ્ઞાનીના પ્રત્યેક કર્મને દિવ્યકર્મ કહ્યાં છે. કારણ કે પોતે સંપૂર્ણ નિર્અહંકારી, સંપૂર્ણ અકર્તા પદમાં બેઠેલા હોય છે. એટલે વીતરાગ કહેવાય. આ કાળમાં સંપૂર્ણ વીતરાગ ના હોય. અમે વીતરાગ છીએ પણ સંપૂર્ણ નથી. અમે જગતના તમામ જીવો જોડે વીતરાગ છીએ, ફક્ત અમારા જગત કલ્યાણ કરવાના કર્મ જોડે અમારે રાગ રહે છે. જગત કલ્યાણ કરવાની ખટપટ માટેનો અમને થોડો રાગ રહી ગયો છે. એ રાગ પણ કર્મો ખપાવવા પૂરતો જ છે. બાકી 'અમને' તો અમારો મોક્ષ નિરંતર વર્ત્યા જ કરે છે. 'જ્ઞાની'ને કાળ, કર્મ ને માયા અડે નહીં. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવથી અપ્રતિબદ્ધપણે વિચરે તે જ્ઞાની.

## કર્મનું સ્વરૂપ !

લોક કહે છે કે કર્મ વળગ્યાં છે. પણ કર્મ તો નથી સ્ત્રી જાતિ કે નથી પુરુષ જાતિ. એ તો નપુંસક છે ને પોતે પરમાત્મા છે !

કર્મો ખરેખર જડ નથી ને ચેતનેય નથી, પણ નિશ્ચેતન-ચેતન છે.

કર્મોનું ફળ મળે છે, તે મહીં આત્મા બેઠેલો છે એટલે મળે છે. નિશ્ચેતન-ચેતનને શુદ્ધ ચેતનનો સ્પર્શ થવાથી કર્મ ચાર્જ થાય છે પોતાનું સ્વરૂપ જાણે એટલે કર્મ બંધાવાનાં બંધ થાય.

**પ્રશ્નકર્તા :** આત્મા અને કર્મને કેવો સંબંધ છે ?

**દાદાશ્રી :** 'રિલેટિવ' સંબંધ છે.

**પ્રશ્નકર્તા :** કર્મ આત્માને ફસાવે છે કે આત્મા કર્મને બાંધે છે ?

**દાદાશ્રી :** કર્મ આત્માને ફસાવે છે. પુદ્ગલની એટલી બધી શક્તિ છે કે મહીં પરમાત્મા જુઓને કેવા ફસાયા છે !

**પ્રશ્નકર્તા :** આત્મા ધારે તો કર્મ ખપાવી કાઢે ?

**દાદાશ્રી :** પોતે બંધાયેલો શી રીતે છૂટી શકે ? એ તો આત્મા સ્વભાવમાં આવે તો કર્મો ખપે. સ્વભાવમાં આવ્યા પછી તો ગમે તેવાં કર્મો હોય તોય ઉડાડી મેલે. 'જ્ઞાની પુરુષ' એક કલાકમાં તો કર્મના કેવા ધૂમાડા ઉડાડી મેલે છે. ત્યારે તો આત્માનું તમને નિરંતર લક્ષ બેસે છે, નહીં તો બેસે નહીં !

કર્મ પુદ્ગલ સ્વભાવનાં છે અને એ એના પર-પરિણામ બતાવ્યા કરશે. આપણે 'શુદ્ધાત્મા' એ સ્વ-પરિણામ છીએ. પર-પરિણામ જ્ઞેય સ્વરૂપે છે, અને 'આપણે' જ્ઞાતા સ્વરૂપે છીએ.

## કર્મ અને 'વ્યવસ્થિત'

**પ્રશ્નકર્તા :** આપ જે 'વ્યવસ્થિત' કહો છો તે કર્મ પ્રમાણે છે ?

**દાદાશ્રી :** કર્મથી કંઇ જગત ચાલતું નથી. જગત 'વ્યવસ્થિત શક્તિ' ચલાવે છે. તમને અહીં કોણ તેડી લાવ્યું ? કર્મ ? ના. તમને 'વ્યવસ્થિત' તેડી લાવ્યું. કર્મ તો મહીં પડ્યું જ હતું. તે ગઇ કાલે કેમ ના તેડી લાવ્યું ને આજે લાવ્યું ? ' વ્યવસ્થિત' કાળ ભેગો કરે, ક્ષેત્ર ભેગું કરે, બધા જ સંયોગો ભેગા થયા તે તમે અહીં આવ્યા. કર્મ તો 'વ્યવસ્થિત'નો એક અંશ છે.

## ભાવબીજ સામે ચેતો !

ભગવાને કહ્યું, 'તું પરમાત્મા છે. દ્રવ્ય-ભાવથી છૂટો છે. સંયોગ માત્રથી છૂટો છે.' ત્યારે લોક સંયોગમાં વધારે વળગ્યા.

આપણી પાસે હાથમાં બીજ હોય અને બીજું નીચે જમીન ઉપર પડી ગયું હોય તો એ બેમાં ફેર ના કહેવાય ?

એટલે ભગવાને શું કહ્યું કે હાથનું બીજ હોય તેને ધીમે રહીને આઘુંપાછું મૂકી દેજે. પણ પડી ગયેલાં બીજની તપાસ કરજે. કારણ કે બીજા 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' એને મળી જાય તો ઊગી નીકળે. ને બી જમીનમાં પડ્યું એટલે એને બીજા 'એવિડન્સ' મળી આવે, માટે ત્યાં ચેતજે. જરાક કૂંપળ ઊગી હોય તો તેને તરત જ ઊખેડીને ફેંકી દેજે, નહીં તો ઝાડરૂપે થશે.

અત્યારે મહીં બીજા આડા અવળા ભાવ આવે છે, તે પડી ગયેલાં બીજ છે. તમારે હવે જીવડું મારવું નથી, છતાંય જીવડું તમારા પગ નીચે વટાઇ જાય તો જાણવું કે આ પડી ગયેલું બીજ. ત્યાં જાગૃત રહીને પ્રતિક્રમણ કરી લેવું.

જગતમાં યજ્ઞ ચાલ્યા કરે છે, એમાં બધાં કર્મો હોમ્યા કરે છે ને નવા કર્મો બંધાય છે.

## કર્મલયની પ્રતીતિ !

**પ્રશ્નકર્તા :** કર્મસંસ્કારનો લય થયો એ શી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** જેના સંબંધમાં આપણું કર્મ હોય ત્યાં રાગ કે દ્વેષ ના રહે, ત્યાં જાણવું કે આપણું કર્મ લય થઇ ગયું છે. અને આપણને ગમો કે અણગમો થયા કરતો હોય તો જાણવું કે કર્મની સત્તા હજી ચાલુ છે.

## પુદ્ગલનાં કર્મબંધન કઇ રીતે ?

**પ્રશ્નકર્તા :** પરમાણુઓ અને કર્મબંધન એ બંનેની લિંક શું ? કર્મબંધન કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** આત્માની ચૈતન્યશક્તિ એવી છે કે 'રોંગ બીલિફ'થી વિકલ્પ થાય છે. 'આ હું છું, આ હું છું.' તે 'રોંગ બીલિફ' ઊભી થાય છે અને એ જ કર્મબંધન છે. જેમ અરીસામાં જોવાથી તરત જ ફોટો પડે છે, તેમ પરમાણુઓ સક્રિય હોવાથી જેવો વિકલ્પ થાય કે તરત જ પરમાણુઓ બધાં એવાં ઊભા થઈ જાય છે. મૂળ પરમાણુ 'તત્વ સ્વરૂપે' છે, પછી ભેગાં થાય ત્યારે અવસ્થાવાળાં થઈ જાય છે. આ બધા સક્રિયના ચમત્કાર છે. આત્માને આ પુદ્ગલ તત્ત્વ જ મૂંઝવે છે. એનું સક્રિયપણું જ મૂંઝવે છે. પુદ્ગલનું સક્રિયપણું એવું છે કે પોતે અજીવ છે છતાં જીવ જેવું ભાસે છે. જેમ આ ચકલી અરીસામાં પોતાના પ્રતિબિંબને ચાંચ મારે છે એમ !

## ચીકણાં કર્મથી ઉકેલ !

**પ્રશ્નકર્તા :** કર્મ ચીકણાં હોય છે, તેને લીધે આપણને દુઃખ ભોગવવું પડે છે ?

**દાદાશ્રી :** આપણાં જ કર્મ કરેલાં, તેથી આપણી જ ભૂલ છે. કોઈ અન્યનો દોષ આ જગતમાં છે જ નહીં. બીજા તો નિમિત્તમાત્ર છે. દુઃખ તમારું છે ને સામા નિમિત્તને હાથે અપાય છે. સસરા મરી ગયાનો કાગળ પોસ્ટમેન આપી જાય એમાં પોસ્ટમેનનો શો દોષ ?

**પ્રશ્નકર્તા :** ચીકણાં કર્મ કોને કહેવાય ?

**દાદાશ્રી :** મન, વચન, કાયાના તદ્ન એકાકારથી કરે કે જેમાં બીજા વિરોધાભાસી ભાવ ના હોય તેનાથી ભયંકર ચીકણાં કર્મો બંધાય. 'અહીં' આત્માર્થે કરેલાં આવાં ચીકણાં કર્મ બે કે ત્રણ અવતારમાં છોડાવે અને સંસારનાં ચીકણાં કર્મ તો પરિપાક થતાં બહુ ટાઈમ લે. તેથી તો આ સંસાર ઊભો રહ્યો છે ને !

કોઈ સીધો માણસ નવો નવો ગજવાં કાપવા જશે તો પકડાઈ જશે. કારણ કે એનું કર્મ તરત વિપાક થઈ જાય ને આ કર્મથી એ છૂટે છે. જ્યારે બનેલો-ઠનેલો પકડાય જ નહીં. હવે લોકો જે પહેલો ઝડપાઈ ગયો તેને ગુનેગાર કહેશે. પણ કુદરત તારા 'ફેવર'માં છે. સુંવાળા કર્મવાળાને કર્મફળ આપી ઊર્ધ્વગતિમાં લઈ જાય, જ્યારે અઠંગ હોય તે ના પકડાય તેથી તેની

અધોગતિમાં જવાની નિશાની છે.

## ચીકણા કર્મ એટલે શું ?

કેટલાંક કર્મો તો એમ ને એમ ઊડી જાય. કેટલાંક કર્મો પસ્તાવો કરવાથી ઊડી જાય. અને જે પસ્તાવો કરો તોય ભોગવવાં જ પડે, તેને ચીકણાં કર્મ કહ્યાં, એને ભોગવ્યે જ છૂટકો. જૈનો એને નિકાચિત કર્મ કહે છે. કોઈએ આપણી પર થૂંક્યું હોય તો તેના પર પાણી રેડીએ તો તરત ધોવાઈ જાય. અને કોઈએ એવું થૂંક્યું હોય કે સાબુ ઘસ ઘસ કરીએ, ધો ધો કરીએ તોય ના જાય, અત્યંત ચીકણાં કર્મ હોય.

**પ્રશ્નકર્તા :** 'સમભાવે નિકાલ' કરવાનો દૃઢ નિશ્ચય હોવા છતાંય ઝઘડો ઊભો રહે એ શાથી ?

**દાદાશ્રી :** કેટલી જગ્યાએ એવું થાય છે ? સોએક જગ્યાએ ?

**પ્રશ્નકર્તા :** એક જ જગ્યાએ થાય છે.

**દાદાશ્રી :** તો એ નિકાચિત કર્મ છે. એ નિકાચિત કર્મ ધોવાય શાનાથી ? આલોચના, પ્રતિક્રમણ ને પ્રત્યાખ્યાનથી. એનાથી કર્મ હલકું થઈ જાય. ત્યાર પછી જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય. એના માટે તો પ્રતિક્રમણ નિરંતર કરવું પડે. જેટલા 'ફોર્સ'થી નિકાચિત થયું હોય તેટલા જ 'ફોર્સ'વાળા પ્રતિક્રમણથી એ ધોવાય.

**પ્રશ્નકર્તા :** આ નિકાચિત કર્મ છે એની સામે પુરુષાર્થ કેવી રીતે માંડવો ?

**દાદાશ્રી :** એમાં અત્યંત જાગૃતિ રાખવી પડે. લપસણું આવ્યું હોય ત્યાં કેવા જાગૃત રહો છો ? જંગલમાં વાઘ-વરૂ દેખાતા હોય ત્યાં કેટલી જાગૃતિ રહે છે ? તેમ આમાં જાગૃતિ રહે તો જ એમાંથી છૂટાય.

## 'નિષ્કામ કર્મ' કઈ રીતે કરાય ?

**પ્રશ્નકર્તા :** પુનર્જન્મ થાય છે તે આસક્તિનું પરિણામ છે કે કર્મના પરિણામથી છે.

**દાદાશ્રી :** કર્મના પરિણામથી આસક્તિ રહે છે અને આસક્તિથી પુનર્જન્મ થાય છે. આસક્તિ એ 'સ્ટેપિંગ' છે.

**પ્રશ્નકર્તા :** નિષ્કામ કર્મ કરે તોય પુનર્જન્મ થાય ?

**દાદાશ્રી :** નિષ્કામ કર્મ કરો તોય પુનર્જન્મ બંધ થાય તેમ નથી. એ તો સ્વરૂપનું જ્ઞાન થાય તો જ પુનર્જન્મ અટકે.

**પ્રશ્નકર્તા :** નિષ્કામ કર્મમાં કેમ કરીને કર્મ બંધાય ?

**દાદાશ્રી :** 'હું ચંદુભાઈ છું' કરીને નિષ્કામ કર્મ કરવા જાઓ એટલે બંધ જ છે. નિષ્કામ કર્મ કરવાથી આ સંસાર સારી રીતે ચાલે. ખરી રીતે નિષ્કામ કર્મ 'પોતે કોણ છે' એ નક્કી થયા સિવાય થઈ જ ના શકે. જ્યાં સુધી ક્રોધ-માન-માયા-લોભ હોય ત્યાં સુધી નિષ્કામ કર્મ શી રીતે થઈ શકે ?

પોતે જ માને છે કે 'આ હું નિષ્કામ કર્મ કરું છું'. તેમાં ખરી રીતે એનો કર્તા બીજો જ છે. જે જે જાતની ક્રિયા થાય છે એ બધું 'ડિસ્ચાર્જ' છે. 'હું નિષ્કામ કર્મ કરું છું' એવું માને છે, એ જ બધું બંધન છે. નિષ્કામ કર્મનો કર્તા છે ત્યાં સુધી બંધન છે.

કૃષ્ણ ભગવાને લોકોને બીજો રસ્તો બતાવ્યો કે જે કરવાથી ભૌતિક સુખો મળે. એ નિષ્કામ કર્મ કોને કહેવાય ? આપણા ઘરની આવક આવે છે. જમીનની આવે છે, તે ઉપરાંત આ છાપખાનું કરાવ્યું એમાંથી મળશે. આમ, બાર મહિને વીસ-પચ્ચીસ હજાર મળે, એવું ધારીને કરવા જઈએ, ને પછી પાંચ હજાર મળ્યા તો વીસ હજાર ખોટ ગઈ લાગે. અને ધારણા જ ના બાંધી હોય તો ? નિષ્કામ કર્મ એટલે એના આગળનાં પરિણામ ધાર્યા વગર કર્યે જાવ. કૃષ્ણ ભગવાને બહુ સુંદર વસ્તુ આપી છે, પણ કોઈથી એ બની શકે નહીં ને ? માણસનું ગજું નહીં ને ! આ નિષ્કામ કર્મને યથાર્થ સમજવું મુશ્કેલ છે. તેથી તો કૃષ્ણ ભગવાને કહેલું કે મારી ગીતાનો સૂક્ષ્મતમ અર્થ સમજનારો કોઈક એકાદ જ હશે !

**પ્રશ્નકર્તા :** નિષ્કામ ભાવે કર્મ કરીએ તો કર્મ ના બંધાય ને?

**દાદાશ્રી :** નિષ્કામ ભાવે કર્મ કરો. પણ 'તમે ચંદુભાઇ જ છો' ને 'હું ચંદુભાઇ છું' એ 'બીલિફ' છે ત્યાં સુધી નિષ્કામ ભાવે કર્મ કરશો તો તેનું પુણ્ય બંધાશે. કર્મ તો બંધાવાનું જ. કર્તા થયો કે કર્મબંધન થયું.

**પ્રશ્નકર્તા :** નિષ્કામી કેવી રીતે થવાય ?

**દાદાશ્રી :** પરિણામનો વિચાર કર્યા વિના કામ કર્યે જા. સાહેબ મને વઢશે, ટૈડકાવશે, એવો વિચાર કર્યા વિના કામ કર્યે જા. પરીક્ષા આપવાનો વિચાર કર્યો હોય તો પછી 'પાસ થવાશે કે નહીં, થવાશે કે નહીં' એવા વિચાર કર્યા વિના પરીક્ષા આપ્યે જા.

કૃષ્ણ ભગવાનની એકુય વાત સમજ્યા નહીં ને ઉપરથી કહે કે કૃષ્ણ લીલાવાળા હતા ! અલ્યા, તમે લીલાવાળા કે કૃષ્ણ લીલાવાળા ? કૃષ્ણ તો વાસુદેવ હતા, નરમાંથી નારાયણ થયેલા હતા !

## આત્મા, અનાદિથી શુદ્ધ જ !

વીતરાગોએ કહ્યું કે કર્મ અને આત્મા બેઉ અનાદિથી છે. એટલે એની કંઇ આદિ થઇ નથી. એટલે કર્મના આધારે આ ભાવ ઉત્પન્ન થાય છે, ને ભાવના આધારે આ કર્મ ઊભાં થાય છે ને એમ નિરંતર ચાલ્યા જ કરે છે. આત્મા ત્યાં ને ત્યાં જ રહે છે.

## કરવું, કરાવવું ને અનુમોદવું !

**પ્રશ્નકર્તા :** કરવું, કરાવવું અને અનુમોદવું એમાં ફેર શો ?

**દાદાશ્રી :** એવું છે કે અનુમોદન આપનારનો ભયંકર દોષ છે. કરાવે છે તેને 'સેકન્ડરી' દોષ છે અને કરનારનો સહેજ જ દોષ છે. કરનારને ખાસ દોષ નથી. આ કસાઇઓ બકરા કાપીને વેચે છે એનો જે દોષ એને લાગે છે તેના કરતાં જે લોકો કહે છે કે, 'આપણે માંસાહાર ખાવો જોઇએ, ના ખાય તો અનાજ ખૂટી પડે.' એવી જ પ્રરૂપણા કરે છે તેને વધારે દોષ લાગે છે. પેલા કસાઇઓ તો બિચારા પોતાના પેટ માટે કરે છે. અને આ ચુસ્ત અહિંસાનો ધર્મ પાળનારા લોકો બકરાં (!) કાપે છે, તે શેને માટે કાપે છે ?

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** આ બકરાં કાપે છે એ કસાઈ તો સારા કે એક જ ઝટકે હલાલ કરી નાખે ને ઊડાડી દે, પણ હરામ ના કરે. અને પેલા તો હરામ કરે છે, ઘસી ઘસીને મારે છે. પાંચસો રૂપિયા ધીર્યા હોયને, તો બાર મહિને ચારસો રૂપિયા તો વ્યાજ જ થઈ ગયું હોય ! પાછા બુદ્ધિથી મારે. એમને બંદૂકની જરૂર નથી. દુકાને ઘરાક આવે તો કહે કે, 'અલ્હાબાદનો બહુ ઊંચો માલ આવ્યો છે.' તે ઘરાક બિચારો ભોળો સાચું માનીને લઈ જાય. તે શેઠિયા જાણે કે આ ઠોઠ છે તો ઠોકોને અહીંથી. તે બુદ્ધિથી ગોળી મારે છે ! આ તો ભયંકર રૌદ્રધ્યાન કહેવાય. આમની શી દશા થશે ? શેઠિયાઓ એવી તો ટ્રીકો કરે, એવા તો તાર નાખે કે આખા ડિસ્ટ્રીક્ટના ખેડૂતો શેઠને ઘેર રૂપિયા લઈને આવે. વ્યાજનાં વ્યાજ અને તેનાંય વ્યાજ ભરવામાં જ ખેડૂતો મડદાલ જેવા થઈ જાય ને શેઠ દોઢસો-દોઢસો કિલોનો થઈને ફરે! કાળ ફરશે ત્યારે આ જ કિલોની ચટણી થશે ! કૃપાળુદેવે શું કહ્યું કે જે માંસ વધારવા ખાય છે, તે બધા માંસાહાર કરે છે. ખાવાનું જીવવા માટે છે. તેને બદલે અહીંથી ફૂલ્યું, આમથી ફૂલ્યું અને મોટું તુંબડા જેવું થાય!

**પ્રશ્નકર્તા :** એટલે અનુમોદના કરનારનો જ વધારે ગુનો કહેવાય ?

**દાદાશ્રી :** અનુમોદના બે પ્રકારની છે. એક તો અનુમોદના કરનારના જ આધારે આ બધી ક્રિયા હોય છે. અને બીજા પ્રકારની અનુમોદનમાં ખાલી હા એ હા કરે, 'હા સાહેબ, હા સાહેબ' કરે. એમાં બહુ દોષ નથી. આ બધા કોઈ ક્રિયા કરતા હોય તેમાં તમે, 'હા ભાઈ, મને ગમ્યું, સરસ છે' કહ્યું. પણ તેની બહુ કિંમત નથી. તમે આવું ના કહ્યું હોત તોય આ લોકો કરવાના જ હતા. અને જે અનુમોદનાથી જ ક્રિયા થાય, એ ના હોય તો ના થાય, તેનો બહુ ભારે દોષ છે. બહુ કિંમતી અનુમોદના કોની કહેવાય કે જેની અનુમોદનાથી જગત ચાલે છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૩૬)

# ભાવ, ભાવ્ય ને ભાવક

### ભાવક જ ભાવનો કર્તા !

**પ્રશ્નકર્તા :** ભાવ કરાવનાર કોણ ? એ આત્મા કરે છે ?

**દાદાશ્રી :** મહીં 'ભાવકો' છે તે ભાવ કરાવે છે. આત્મા ભાવ કરતો નથી. લોકો ભાવકર્મને વળગણ સમજે છે. ખરી રીતે ભાવ કરાવનારા મહીં બેઠા છે. આત્મા કોઈ દહાડોય ભાવ કરે નહીં.

**પ્રશ્નકર્તા :** એ ભાવકો કોણ છે ?

**દાદાશ્રી :** એ એકલું ભાવક નથી. ક્રોધક છે, ક્રોધને કરાવનાર. લોભક છે, લોભને કરાવનાર. નિંદક છે, તે ના કરવી હોય તોય નિંદા કરાવડાવે. આમાં આત્મા કશું જ કરતો નથી. જો આત્મા ભાવ કરે તો તેની શી દશા થાય ? તો તો એ ખલાસ થઈ ગયો ને ? આ ભાવ કરાવનારા બીજા છે. ભાવક એનું નામ છે. ભાવકો ભાવ કરાવે છે. તે ઘડીએ 'આત્મા' ભાવ્ય થઈ જાય છે, 'એને' એ ગમે છે. પોતાના સ્વરૂપની ખબર નથી એટલે આ અસર થઈ જાય છે.

### ભાવમાં ભળ્યો, તો ભાવ્ય !

'મહીંલા ભાવકે ભાવ્ય ભળે તો,
ચિતરામણ નવું થાય જ છે સ્તો.' -નવનીત.

મહીં ભાવ થાય છે તેની મહીં ભાવ્ય ભળી જાય છે. તેનાથી નવું ચિતરામણ થાય છે. આત્મા ભાવ્ય છે ને મહીં ભાવકો ભાવ કરાવડાવે

છે. તે ભાવ થાય છે તેનો શો વાંધો છે ? ભાવ્ય ભાવમાં ભળે નહીં ને જોયા જ કરે કે, 'ઓહોહો ! મહીંલા ભાવકો આવા હઉ ભાવ કરાવડાવે છે !' ભાવકો છો ને ગમે તેવા ભાવ કરાવે, તેને 'આપણે' જોયા કરીએ તો આપણને બંધન નથી. આ છેલ્લું સાયન્સ છે.

## ભાવકનું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે સમજ પડે કે આ ભાવકે ભાવ કરાવ્યો ? જરા વિસ્તારથી સમજાવો.

**દાદાશ્રી :** આપણે મુંબઈની વસ્તીમાં રહેલા હોઈએ ને એકાએક બહાર જવાનું થયું ને રણ આવીને ઊભું રહ્યું. જ્યાં કોઈ ઝાડ ના મળે, છાંયડો ના મળે, ત્યાં આગળ એવા ભાવ થાય કે 'ક્યાં બેસીશું ને ક્યાં ઠંડક લઈશું, ક્યાં આશરો લઈશું ?' એ ભાવો મહીંલા ભાવકો કરાવડાવે છે. તે બધા મહીં જ બેઠા છે. અને આ મોક્ષપંથ પર આખુંય જગત ચાલી જ રહ્યું છે. આ તો આખો પ્રવાહ જ છે ને બધા જીવો પ્રવાહરૂપે ચાલી જ રહ્યા છે. તે રસ્તે જતાં જાત જાતના ભાવકો આવે છે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયો કે એ શાતા-અશાતા વેદનીય થઈ?

**દાદાશ્રી :** ના, ના. શાતા-અશાતા વેદનીય નહીં, વેદનીય એ તો વેદનીય જ કહેવાય. અને આ તો ભાવકો છે. જાત જાતનાં ભાવ કરાવડાવે. આપણે ભય ના કરવો હોય, આપણે નિર્ભય હોઈએ, પણ આમ સાપ જતો જોઈએ તો તરત જ ભયનો ભાવ કરાવડાવે. કરાવડાવે કે ના કરાવડાવે ?

**પ્રશ્નકર્તા :** કરાવડાવે. ત્યારે તો એ વિકલ્પ કહેવાય ?

**દાદાશ્રી :** ના. વિકલ્પેય ના કહેવાય. સાપ જાય ને તેમાં તન્મયાકાર થયો તે ભયનો ભાવ કરાવડાવે. એ ભયનો ભાવક છે.

## ભાવકનો આધાર, સંસારીજ્ઞાન !

આ 'સાંસારિક જ્ઞાન' છે, તે ભાવક કરાવે એવું જ્ઞાન છે. જો 'મૂળ

જ્ઞાન' હોય તો એ ભાવકો નામ ના દે. 'મૂળ જ્ઞાન' એટલે 'હું શુદ્ધાત્મા છું' એનું ભાન થવું તે, પછી ભાવકોનું કશું ચાલે નહીં. 'મૂળ જ્ઞાન' થાય નહીં ત્યાં સુધી ભાવકો જ અથાડ અથાડ કરે. અહીંથી ધક્કા મારે ને ત્યાંથી ધક્કા મારે, તે ફૂટબોલની જેમ અથડાવે.

**પ્રશ્નકર્તા :** આ ભાવકો અંતઃકરણના કયા ભાગમાં હોય ? મનમાં હોય ?

**દાદાશ્રી :** ના. ભાવકો તો અંતઃકરણથીય જુદા છે ! એ અંતઃકરણમાં ના આવે. અંતઃકરણ તો ભાવકોનું દોર્યું દોરવાય. ભાવકો આત્માને મૂર્ચ્છિત કરે, એટલે આત્મા ભાવ્ય થાય. એટલે પછી આ અંતઃકરણ ચાલુ થાય. અને જો 'હું શુદ્ધાત્મા છું' એ ભાન રહે તો એવા લાખ ભાવક આવે તોય કશો વાંધો નથી. મહીં ભાવક એકલો નથી. ક્રોધક, લોભક, નિંદક, ચેતક એવા બધા કેટલાય 'ક' મહીં છે. 'ક' એટલે કરાવનારા છે. મહીં તો આખું બ્રહ્માંડ છે !

**પ્રશ્નકર્તા :** એટલે ભાવકો આત્માને મૂર્ચ્છિત કરી દે એવા ભાવ ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** ના, એવું નથી. ભાવકો એવું ઊભું કરે છે કે આત્મા મૂર્ચ્છિત થઈ જાય. મૂર્ચ્છિત એટલે પોતાના સ્વરૂપનું ભાન ખોઈ નાખે. જેમ અહીં આગળ કશું ગેસનું ફૂટ્યું હોય તો માણસ બેભાન થઈ જાય છે ને ? એવા આત્માને ભાવકો ભાવ કરાવે છે તેની અસર થાય છે. અસર કોને ના થાય ? પોતાના 'સ્વરૂપ'નું ભાન હોય તેને ના થાય. નહીં તો આ 'સાંસારિક જ્ઞાન' આત્માને અસરથી મુક્ત રાખતું નથી. આ સંયોગોનું દબાણ એટલું બધું છે કે એને અસરમુક્ત રહેવા દેતું નથી. જ્યારે 'હું શુદ્ધાત્મા છું' જાણશે ત્યારે ભાવકો જોર કરશે નહીં. સામાન્ય સમજ એવી છે કે આત્મા ભાવ કરે છે તેથી કાળ, ભાવ ને કર્મ બંધાઈ ગયું પણ આત્મા ભાવ કરે તો તો થઈ રહ્યું, ખલાસ થઈ ગયું. તો તો એ કોઈ ચીજનો ભિખારી છે, એવું થયું.

ભાવકો ભાવ કરાવે છે અને ભાવકો જ આત્માને ભાવ્ય બનાવે છે.

**પ્રશ્નકર્તા :** આ ભાવકો છે તે પરમાણુરૂપે છે કે ગાંઠરૂપે છે ?

**દાદાશ્રી :** પરમાણુરૂપે છે. એ પુદ્‌ગલ પરમાણુઓ છે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો કે ભાવતું થયું હોય તો આત્મા મહીં તન્મયાકાર થઈ જાય છે ?

**દાદાશ્રી :** હા. અને ના ભાવતું હોય તો તન્મયાકાર ના થાય. એટલે 'એ' ભાવ્ય ના થાય તો કશું ના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે તન્મયાકાર ના થાય તો ચિતરામણ ના થાય ?

**દાદાશ્રી :** તન્મયાકાર ના થાય તો તો કશો વાંધો નહીં, પણ 'એ' તન્મયાકાર થયા વગર રહે જ નહીં. 'સ્વરૂપ'નું ભાન થાય તો જ 'એ' તન્મયાકાર ના થાય.

## ભાવક, સમસરણ પ્રમાણે પલટાય !

એ ભાવકોય પાછા બદલાયા કરે છે. દસમાં માઈલમાં જે ભાવકો આવા હોય તો અગિયારમાં માઈલમાં નવી જ જાતના હોય, બારમા માઈલમાં વળી એથીય નવી જાતનાં હોય. કારણ 'આપણે' ગતિ કરી રહ્યા છીએ. એટલે ખરી રીતે તો કોઈ કર્તા જ નથી. આ જગતમાં આત્માય કર્તા નથી ને પુદ્‌ગલેય કર્તા નથી. જો પુદ્‌ગલ કર્તા હોત તો પુદ્‌ગલને ભોગવવું પડત ને આત્મા કર્તા હોત તો આત્માને ભોગવવું પડત. નથી આત્મા ભોગવતો કે નથી પુદ્‌ગલ ભોગવતું, અહંકાર ભોગવે છે.

**પ્રશ્નકર્તા :** આ જે બધું ઊભું થયું, તે મૂળ તો પોતાના આશયમાંથી જ ઊભું થયું ને ?

**દાદાશ્રી :** ના, ના. આશય કે કશું નથી. આ તો 'આવી ફસાયા' જેવું થયું છે, પોતાના આશયમાં હોત તો તો 'પોતે' ગુનેગાર ગણાય, 'પોતે' કર્તા થયો કહેવાય !

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાન નથી થયું, તે પહેલાં તો આ બધું ઊભું થયું તે આશયોમાંથી જ ને ?

**દાદાશ્રી :** એ આશયોથી આપણને લાગે ખરું કે જે આશય છે તેનું આ ફળ છે. પણ તે આશયો કર્તા નથી. આપણને લાગે ખરું કે આ આશયો આપણા હશે તેથી આ બધું આવ્યું. જેવો આશય હોય તેવું આવે. એ તો નિયમ છે કે આવી જાતની ટિકિટ લીધી એટલે કલકત્તા પહોંચશે. આશયો ટિકિટ લીધા બરાબર છે.

આ તો અહંકારથી બોલે છે કે મને આવા આશયો ઊભા થયા તેથી આ થયું. સંસાર નિરંતર પ્રવહન કરી રહ્યો છે. એક જણે ભગવાનને પૂછયું કે, 'ભગવાન, એવું તો હું શું કરું કે મારો મોક્ષ વહેલો થાય ?' ત્યારે ભગવાન કહે છે. 'તારી ભવસ્થિતિ હજી પાકી નથી. મોક્ષ માટે હજી ઝાઝો સમય છે તને.' એટલે અઢારમા માઈલે મોક્ષ હોય તો અગિયારમા માઈલવાળો શી રીતે મોક્ષે જાય ? તું 'જ્ઞાની પુરુષ' પાસે પડી રહીશ તોય તારું કશું નહીં વળે. પણ અમુક માઈલની બાઉન્ડ્રીમાં આવી ગયો ને 'જ્ઞાની પુરુષ' મળી ગયા તો તારું કલ્યાણ થશે.

આ ભાવ કરાવડાવે છે તે મહીંલા ભાવકો છે. આ સાયન્સ બહુ ઊંચું છે. આ 'ઝવેરી બજાર'માં હોઈએ તે જુદા ભાવ હોય, 'દારૂખાના'માં જુદા ભાવ થાય અને 'ચોર બજાર'માં જુદા ભાવ થાય.

**પ્રશ્નકર્તા :** થાય, કારણ કે ક્ષણે ક્ષણે ભાવો પલટાય છે.

**દાદાશ્રી :** જે પલટાય છે તે આત્મા નથી, એ ભાવકો છે. 'શુદ્ધાત્મા' થઈને ફર્યો તેને 'ડુંગરી'ય અડે નહીં, ને 'દારૂખાનું'ય અડે નહીં ને 'ઝવેરી બજાર'ય અડે નહીં. આ 'રિલેટિવ' જ્ઞાનનો આધાર છે, તેથી જેમ સ્થાન પલટાય તેમ ભાવ પલટાય છે. આ ઈન્દ્રિય જ્ઞાન છે, ને ઈન્દ્રિય જ્ઞાનને લઈને ભાવ પલટાય છે. સ્વરૂપનું ભાન થાય ત્યાર પછી ભાવકોનું કશું ચાલે નહીં.

એટલે આ બધી જ પરમાણુઓની અસર છે. જેમ માઈલ બદલાઈ જાય તેમ એ પરમાણુય બદલાઈ જાય. અને મોક્ષમાર્ગમાં ધીમે ધીમે એ પ્રવાહમાં આગળ વધ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** છેલ્લે કોઈ ભાવક પરમાણુ જ ના રહે ને ? જ્ઞાનીને આ 'ક' હોય ?

**દાદાશ્રી :** અમારી દશામાં ભાવકનું પરમાણુય ના રહે. અમે જે જગ્યાએ બેઠા છીએ એ જગ્યાએ તમે આવો તો તમારા પણ ભાવક ના રહે, પછી કોઈ બૂમ પાડનાર મહીં ના રહે, શુદ્ધાત્માના સ્પષ્ટ વેદનમાં આવે તો 'ક' ના રહે. આ 'સાયન્સ' માત્ર સમજવાનું છે. આ જ્ઞાન તો 'ઈટસેલ્ફ' ક્રિયાકારી છે. આ ઝીણી વાત સમજે તો જ મોક્ષ થાય.

## ભાવોમાં ન ભળે તો મુક્તિ !

ભગવાને તપ કોને કહ્યું છે ? લોકો તપે છે તેને ભગવાને તપ કહ્યું નથી. આ તો લોક તપ, લૌકિક તપ કહેવાય. મોક્ષ માટેનું તપ અલૌકિક હોય. મહીં ભાવકો બધા ભાવ કરાવડાવે તે ઘડીએ તપ એવું રાખે કે જરાય 'પોતાનું' ચૂકે નહીં. ભગવાન મહાવીરેય એ જ તપ કર્યું હતું. ઠેઠ સુધી તપ તપી અને જ્ઞાનથી જોયા જ કર્યું અને 'પોતે' અસરમુક્ત રહ્યા !

**પ્રશ્નકર્તા :** એ અસરમુક્ત શી રીતે રહેવાય ?

**દાદાશ્રી :** મહીં બધા ભાવકો છે. પોતે જો ભાવ્ય થાય તો ભાવ થાય ને ફસાય. તું તો પરમાત્મા છે. માટે ભાવને જાણ. અને ભાવનો તું જ્ઞાતાદ્રષ્ટા રહ્યો તો ફસાઈશ નહીં. જો ભાવક ના હોય તો પોતે પરમાત્મા જ છે. આ ભાવક કોણ છે ? પહેલાની ગનેગારી એ ભાવક છે, એનાથી બીજ પડે છે. ભાવક ને ભાવ્ય એકાકાર થાય તો યોનિમાં બીજ પડે. ને એનાથી સંસાર ઊભો થાય છે. જો ભાવક ને ભાવ્ય એકાકાર ના થાય, ત્યાં 'પોતે' 'સ્ટ્રોંગ' રહ્યો, તો 'પોતે' ભાવ્ય ના થઈ જાય તો અનુબંધ ઉદયમાં આવે ખરો, પણ બંધ પડ્યા વગર નિર્જરા થઈ જાય.

અમે 'જ્ઞાન' આપીએ છીએ ત્યાર પછી મહીં 'ચેતક' બેસાડી આપીએ છીએ. માત્ર તમારે હવે તેને મજબૂત કરી લેવાનો છે. 'વિષયમાં સુખ છે' ત્યાં ચેતકની જરૂર છે. વિષયનું આરાધન પોલિસવાળો પરાણે દંડા મારીને કરાવે એના જેવું હોવું જોઈએ. એટલો આ ચેતકને મજબૂત કરી લેવાનો છે. તો જ એ પેલાની સામો થાય. નહીં તો ચેતક નિર્માલ્ય થઈ જાય. આ 'ક' તો બહુ ભારે હોય છે.

સંસારમાં અટકવાનું થાય તો ચેતક ચેતવે ! સ્વરૂપ જ્ઞાન મળ્યા પછી મહીં આલોચના, પ્રતિક્રમણ, ચેતક વગેરેનાં નવાં થાણાં સ્થપાય છે, ને 'ક'ની વંશાવળીના થાણાં ઊઠવા માંડે છે.

## વ્યાપક-વ્યાપ્ય !

**પ્રશ્નકર્તા :** આ સમજાવો,

''વ્યાપકને 'વ્યવસ્થિત' ખોળે છે,

દિવ્યચક્ષુ એની લ્હાણી માણે છે.'' -નવનીત.

**દાદાશ્રી :** કવિરાજ શું કહે છે કે વ્યાપકને 'વ્યવસ્થિત' ખોળે છે! જગત બધું 'વ્યવસ્થિત' ચલાવે છે ને નિરંતર 'વ્યવસ્થિત' જ રાખે છે. એને કોઈ ફેરફાર કરી શકે નહીં. અને 'વ્યવસ્થિત' કોઈ દહાડોય અવ્યવસ્થિત કરતું નથી. આ તો મોટી રકમને મોટી રકમે ભાગાકાર કરે છે. એવું દેખાય કે 'આ પોતાનો છોકરો આટલું બધું તોફાન-નુકસાન શા માટે કરતો હશે ?' અલ્યા, જેટલી વજનદાર તારી રકમ હોય તેટલી રકમે ભાગાકાર થાય ને ? નાની રકમને નાની રકમથી ને મોટી રકમને મોટી રકમથી ભાગાકાર થાય, પણ ભાગાકાર થાય.

**પ્રશ્નકર્તા :** વ્યાપક એટલે ઈશ્વર ?

**દાદાશ્રી :** અહીં પદમાં વ્યાપકનો અર્થ જુદો છે. સર્વવ્યાપક શબ્દ જુદો છે ને આ શબ્દ જુદો છે. જેમ ભાવક, ચેતક તેમ વ્યાપક છે. આત્મા વ્યાપ્ય છે ને આ મહીં વ્યાપકો ભરેલા પડેલા છે. તે વ્યાપકો આત્માને વ્યાપ્ય કરાવડાવે છે. મહીં વ્યાપકો બહુ જાતના બેઠેલા છે. વ્યાપક એટલે વ્યાપકપણું કરનાર અને વ્યાપ્ય એટલે જેમ અહીં આ ઘડામાં લાઈટ હોય ને તેને બહાર કાઢીએ તો એ બહાર વ્યાપ્ય થઈ જાય. જેટલી જગ્યા મળે તેટલી જગ્યામાં એ વ્યાપ્ય થઈ જાય. સ્કોપ મળવો જોઈએ. અને વ્યાપકનો અર્થ શું ? બધામાં, જીવમાત્રમાં વ્યાપક રીતે રહેલો છે. તે વ્યક્ત થયા પછી, સ્વરૂપનું જ્ઞાન થયા પછી વ્યાપ્ય રીતે રહે છે. ખરી રીતે આત્મા વ્યાપ્ય રીતે જ છે, પણ ભક્તો તો વ્યાપક બોલે તો જ કામ થાય.

## પ્રમેય-પ્રમાતા !

આત્મા પ્રમાતા છે. જ્યારે પ્રમેય એટલે શું ? કે આ મજૂરોને એનું પ્રમેય કેટલું ? ત્યારે કહે' એનું 'મેઈન્ટેનન્સ' થાય, બાળ-બચ્ચાંનું ભણતર થાય, એટલું. એટલે કે થોડોક ભણતરભાવ ને થોડોક સંસારભાવ. આટલો આનો પ્રમેય હોય, અને એટલામાં એનો આત્મા પ્રમાતા તરીકે રહે. પ્રમેય પ્રમાણે પ્રમાતા થાય. એમ કરતાં કરતાં પ્રમેય વધતાં વધતાં શેઠને દસ બંગલા, મિલો, મોટરો, પૈસા વગેરેનો સંસારભાવ વધે તેમ તેનું પ્રમેય મોટું થયું કહેવાય, તેમ તેનું પ્રમાતા વધે. છેવટે ખરેખર પ્રમાતા કોને કહેવાય છે ? આખા બ્રહ્માંડમાં આત્મા પ્રકાશમાન થાય ત્યારે એ ખરો પ્રમાતા કહેવાય. પ્રમેય આખું બ્રહ્માંડ છે. પ્રમેય ભાગ કેટલો છે ? લોક વિભાગ છે તેટલો જ, અલોક વિભાગ નથી. તે અલોકમાં પ્રમાતા નથી. આત્મા પ્રમેય પ્રમાણે પ્રમાતા થાય છે.

❖ ❖ ❖ ❖ ❖

## (૩૭)
# ક્રિયાશક્તિ : ભાવશક્તિ

## ક્રિયાશક્તિ, પરસત્તા આધીન !

**દાદાશ્રી :** હજી સોએક અવતાર તમારે કરવા છે કે પછી મોક્ષે જવું છે વહેલું ? તો 'જ્ઞાની પુરુષ' એવી ચિઠ્ઠી લખી આપે. તે ચાહે સો કરે. કારણ કે તેઓ કોઈ ચીજના કર્તા ના હોય. 'જ્ઞાની પુરુષ' મોક્ષદાતા કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ તો રસ્તો ચીંધે પણ પછી કરવું તો આપણે જ છે ને ?

**દાદાશ્રી :** ક્રિયાશક્તિ પોતાના હાથમાં નથી. ભાવશક્તિ એકલી પોતાના હાથમાં છે. આપણે બહુ ત્યારે એમ કરાય કે મારે 'દાદા'ની આજ્ઞા પાળવી છે, એવો ભાવ કરી શકાય. બીજું કશું કરી શકાય નહીં. એક ભાવશક્તિ જ વાપરવાની છૂટ છે. આ તો કહેશે, 'હું સુરત જઈને આવ્યો.' અલ્યા, ગાડી સુરત ગઈ કે તું ગયો ? પાછો 'હું થાકી ગયો.' કહે ! હવે 'ગાડી સુરત ગઈ અને સુરત આવ્યું ને હું ઊતર્યો' એમ બોલે તો થાકેય ના લાગે. 'હું કરું છું' એ ભ્રાંતિ છે. કર્તાપદ એ ભ્રાંતિપદ છે, એવું તમને કોઈ દિવસ નહીં સમજાયેલું ?

**પ્રશ્નકર્તા :** નહીં સમજાયેલું.

**દાદાશ્રી :** કર્તાપદ આખું ભ્રાંતિપદ છે. જો કર્તાપદ કદી થતું હોત ને, તો દાઢીઓ બધું મનફાવતું કર્યું હોત. માથા ઉપર તો વેરાન થવા જ ના દેને કોઈ પછી ? 'માથે-રાન' થવા દે, એટલે માથામાં જંગલ જેવા

વાળ થવા દે. પણ આ તો રાન હઉ થઈ ગયેલા ને કેટલીક જગ્યાએ તો વેરાન થઈ ગયેલા ! પોતાના હાથમાં સત્તા જ નથી. એક દાઢ દુઃખતી હોય ને, તો પોતે બૂમાબૂમ કરે !

## ભાવ પ્રમાણે ફળ આવે !

આપણા હાથમાં એકમાત્ર ભાવ કરવા સિવાય બીજી કોઈ તાકાત નથી. આપણો ભાવ પણ વ્યક્ત ના થવો ઘટે. ભાવ કર્યો તો તેની પાછળ અહંકાર છે જ. એક પોતે મોક્ષ જવા સિવાય અન્ય કોઈ પણ પ્રકારનો અહંકાર કરવા જેવો નથી. જગત કલ્યાણનોય અહંકાર કરવા જેવો નથી. બધા નિમિત્ત છે. કોઈ કર્તા નથી. નિમિત્ત શા માટે કહેવાય ? આ નિમિત્ત શી રીતે બની જાય છે ? કોઈ ભાવ કરે કે 'મારે બધાને સીધા કરવા છે' તો તેનો ભાવ નેચરમાં જમે થાય, નોંધાય, પછી જ્યારે નેચરને સીધું કરવાનો વખત આવે ત્યારે એ ભાવવાળા નિમિત્ત પાસે નેચર બધા સંયોગ ભેગા કરી આપે. અને તે ભાવવાળા માણસનું એ ભાવ પ્રમાણે બની જાય.

જગત ભાવ અને અભાવ કર્યા જ કરે છે. ભાવ-અભાવ એ જ રાગદ્વેષ છે. અમે સ્વરૂપ જ્ઞાન આપીએ છીએ ત્યાર પછી તમને ભાવાભાવ નથી થતા, બેઉ અમે બંધ કરી દઈએ છીએ. પણ પહેલાંનો ભાવ છે તે ફૂટે ત્યારે થાય કે આ ભાવ આવો કેમ થાય છે ? ખરેખર એ ભાવ નથી. એ ઈચ્છા છે.

## ભાવ - ઈચ્છા, ફેર શો ?

**પ્રશ્નકર્તા :** ભાવ કોને કહેવો ?

**દાદાશ્રી :** ખરો ભાવ કોને કહેવાય ? આ દેખાય છે તે નહીં, મહીં યોજનાઓ ઘડાયા કરે તે. અને તે બીજા અવતારમાં રૂપકમાં આવે. ભાવથી યોજના ઘડાય પણ પોતાને તેની ખબર ના પડે.

**પ્રશ્નકર્તા :** ઈચ્છા શું છે ? માણસને ઈચ્છા કેમ થાય છે ?

**દાદાશ્રી :** ઈચ્છા એ જુવારને ડૂંડું આવે એના જેવી વસ્તુ છે. બીજ પડી ગયું હોય તો જ આવું થાય. જેનો ભાવ હોય આપણને તેની ઈચ્છા

ઉત્પન્ન થાય. ઈચ્છા એ પરિણામ છે, ભાવ એ 'કોઝિઝ' છે. ઈચ્છા એ બધી 'ઈફેક્ટ' છે. આપણે નક્કી કરી નાખવાનું કે મારે જગતની કોઈ ચીજ ખપતી નથી. એટલે મહીં 'સીલ' થઈ જાય. સ્વરૂપજ્ઞાન થયા પછી જે ઈચ્છાઓ થાય છે તે 'ઈફેક્ટ' છે. અને 'ઈફેક્ટ્સ' બધી ભોગવી લેવી પડે.

## સંજોગોનું મૂળ, ભાવ !

**પ્રશ્નકર્તા :** સંજોગ અને ભાવમાં શો ફેર ?

**દાદાશ્રી :** બહુ ફેર છે. સંજોગ સ્થૂળ વસ્તુ છે અને ભાવ તો બહુ સૂક્ષ્મ વસ્તુ છે. જો કે ભાવેય સંજોગ જ કહેવાય.

તેથી ભગવાન મહાવીરે કહ્યું, 'શેષા મેં બાહિરાભાવા, સવ્વે સંજોગ લખ્ખણા' શેષ બધા બાહ્યભાવો છે. તે કેવી રીતે ઓળખાય ? ત્યારે કહે કે સંજોગ ભેગા થાય તે ઉપરથી, તેના લક્ષણ ઉપરથી ઓળખાય કે આ મારા બાહ્યભાવ આવા કરેલા છે.

આ તમે મને ભેગા થયા તે કેવા પ્રકારના બાહ્યભાવ કર્યા હશે કે આપણે ભેગા થયા ?

**પ્રશ્નકર્તા :** સત્સંગના.

**દાદાશ્રી :** તેથી આ સત્સંગનો સંયોગ ભેગો થયો અને દારૂ પીવાનો બાહ્યભાવ કર્યો હોય તો ?

એટલે ભાવના આધારે આપણને સંયોગ ભેગો થાય છે. આ સંયોગ ભેગો થયો તે 'મેં શું ભાવ કર્યો હશે.' એનો હિસાબ કાઢીને એનું છેદન મૂળમાંથી જ કરી નાખે. 'જ્ઞાની'ઓ ભાવ પરથી મૂળ ખોળી કાઢે ને તેનું છેદન કરે.

## ભાવ જુદા ! વિચાર જુદા !

**પ્રશ્નકર્તા :** ભાવ થાય અને વિચારો આવે તેમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** ભાવને જગતના લોક જે રીતે સમજે છે ને, તેવું તે નથી.

'મને જલેબી પર ખૂબ ભાવ છે.' એ જે ભાવ કહે છે તે ગમે ત્યાં ભાવ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. ખરેખર તો ભાવ આંખે દેખાય એવી વસ્તુ જ નથી. જેને આ લોકો ભાવ કહે છે તે તો ઇચ્છાઓ છે.

વિચાર અને ભાવ એ બેને લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** વિચાર આવે ને ભાવ થાય. આ બેનું 'ડિમાર્કેશન' થતું નથી.

**દાદાશ્રી :** જે વિચાર આવે છે, તે બધું 'ડિસ્ચાર્જ' સ્વરૂપ છે અને ભાવ 'ચાર્જ' છે. વિચાર ગમે તેટલા આવતા હોય તેનો વાંધો નથી, પણ 'પોતે' જ્ઞાનમાં રહે તો.

**પ્રશ્નકર્તા :** આ ભવમાં જે ભાવ કરે એનું આ ભવમાં જ ફળ મળે ?

**દાદાશ્રી :** ના. ભાવ તો કેટલી બધી વસ્તુઓ ભેગી થાય ત્યાર પછી તેનું દ્રવ્ય થાય. ભાવનું દ્રવ્ય થતાં થતાં તો કેટલોય ટાઈમ થાય. કર્મનું પરિપાક થાય ત્યારે ફળ આવે.

આપણે દૂધ લઈ આવ્યા માટે દૂધપાક થઈ ગયો ના કહેવાય. એ તો ચૂલો સળગે, તપેલાં મૂકે, હલાવ હલાવ કરે ત્યારે દૂધપાક થાય.

## કિંમત, ભાવની જ !

સંસારમાં વસ્તુ નડતી નથી, તમારા ભાવ નડે છે. ભગવાને કહ્યું હતું કે દ્રવ્ય હશે તો ભાવ ઉત્પન્ન થશે. તેવું સારા કાળમાં હતું. દાન આપે ત્યારે મનમાં ઉછાળો મારે કે, 'આવો સંયોગ ફરી આવો.' અને આ કાળમાં તો દ્રવ્ય જુદું ને ભાવ જુદા. દાન આપતી વખતે ભાવમાં એવું હોય કે, 'હું તો દાન આપું જ નહીં. આ તો નગરશેઠે દબાણ કર્યું તેથી આપ્યું.' એટલે મન જુદું, વાણી જુદી ને વર્તન જુદું. તેથી અધોગતિના દસ્તિયા બાંધે. એ પ્રપંચ છે તેથી.

ભગવાનનાં દર્શન કરવા જાય તો દર્શન વખતે સાથે જોડાનાં ને દુકાનનાં હઉ દર્શન કરવાનાં ! દ્રવ્ય ભગવાન તરફ અને ભાવ જોડામાં

ને દુકાનમાં ! ભગવાન શું કહે છે કે દ્રવ્ય પ્રમાણે તારો ભાવ નથી તો તેં ધર્મ કર્યો જ નથી, અને 'હું ધર્મ કરું છું' એ માનવું એ પ્રપંચ કર્યો કહેવાય. તેથી ભારે અધોગતિમાં જઈશ. વીતરાગના માર્ગમાં કોઈનુંય આટલુંય પોલ ચાલે નહીં.

ભાવની તો કિંમત છે. અત્યારે ભાવપૂર્વક થતું જ નથીને ? ભજિયાં બનાવ્યાં, પણ ભાવપૂર્વક બનાવેલાની કિંમત ઊંચી છે. લોકોનેય ભાવ ઓળખતાં આવડતો નથી. આ તો અભાવપૂર્વક સારું ભોજન આપે તો ટેસ્ટપૂર્વક જમે. અને ભાવપૂર્વક રોટલો હોય તો મોઢું બગાડે. ખરી રીતે ભાવપૂર્વકનો રોટલો હોય તો પાણી જોડે ખાઈ જવો જોઈએ. અમે તો ભાવપૂર્વક ઝેર આપે તોય પી જઈએ ! કિંમત ભાવની છે. ભાવપૂર્વક વ્યવહાર ચાલે તો સતયુગ જ છે. શેઠ-નોકર ભાવપૂર્વક રહે તો કેવું સુંદર લાગે ! ભાવ તો રહ્યો જ નથી. અરે, આ મંત્રો પણ ભાવપૂર્વક બોલે તો ચિંતા ના થાય, એવું છે. ભાવક્રિયા એ જીવતી ક્રિયા છે, ભલે પછી એ નિશ્ચેતન-ચેતનની હોય. અને અભાવ ક્રિયા એ મરેલી ક્રિયા છે.

કોઈને જમાડીએ, આ જૈનોના સાધુઓને વહોરાવીએ તો ભાવપૂર્વક કરવું. કેટલાક તો મહારાજને ભાવપૂર્વક વહોરાવતા પણ નથી. મહારાજ તો વીતરાગ ભગવાનની પાટ પરના છે. તેમનું તો સાચવવું જોઈએને ! મહીં આત્મા છે. તે તરત જ સમજી જાય કે આ ભાવથી આપે છે, વિનયથી આપે છે કે નહીં ? તમારે ઘેર સગવડ ના હોય તો રોટલો ને શાક અતિથિને જમાડજો, પણ ભાવ ના બગાડશો. વ્યવહાર તો ઊંચો હોવો જોઈએને ? ક્રમિક માર્ગમાં આ ભાવની જ કિંમત ઊંચી ગણાય.

'આપણા થકી કોઈ જીવને કિંચિત્‌માત્ર દુઃખ ના થાય.' એટલું જ વાક્ય સમજી જાયને તો બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી કોઈ જીવને દુઃખ ના આપીએ એવી રીતે જીવવું બહુ અઘરું છે.

**દાદાશ્રી :** અઘરું હોય તેથી કરીને એમ ના કહેવાય કે દુઃખ આપીને જ મારે જીવવું છે. તોય તમારે ભાવના તો એવી જ રાખવી જોઈએ કે

મારે કોઈને દુઃખ આપવું નથી. આપણે ભાવનાના જ જવાબદાર છીએ, ક્રિયાના જવાબદાર નથી.

## પ્રતિપક્ષી ભાવ !

જગત આખું પ્રતિપક્ષી ભાવથી કર્મ બાંધે છે. સ્વરૂપજ્ઞાનીને પ્રતિપક્ષી ભાવ ના હોય. અસર થાય, પણ કર્મ ના બંધાય ! અને જ્યારે પરાક્રમ ઊભું થાય ત્યારે તો અસર પણ ના થાય. અસરમાં શું થાય કે કોઈ ગાળ ભાંડે તો 'આ મને આવું બોલ્યા જ કેમ ?' એમ થાય. પણ પરાક્રમ શું કહે છે કે, 'તે તારી ભૂલ હશે માટે જ કહે છે, ને ખોટ ગઈ તે વેપાર કરતાં આવડતું નથી તેથી.' આમ, પોતે પોતાની જોડે વાતચીત કરીએ તો પોતાની ઓળખાણ થાય, પરિચય થાય, 'પોતાની' ગાદી પર, શુદ્ધાત્માની ગાદી પર બેસવાનો પરિચય થાય. આ તો ગાદી પરથી તરત ઊઠી જાય છે ! એ અનાદિકાળનો પરિચય છે તેથી અને ભોગવટો બાકી રહ્યો છે તેથી !!

આપણી ભૂલથી, પાપ જાગે ત્યારે આ પંખો ફરે છે તે તમારા પર પડે. હિસાબ તમારો જ છે !

મન બગડવું કોને કહેવાય ? મન એકલું બગડતું નથી. આખું અંતઃકરણ બગડે છે. આખી પાર્લામેન્ટનો ઠરાવ થાય ત્યારે પ્રતિપક્ષી ભાવ ઉત્પન્ન થાય છે. 'સામાને આમ કરી નાખું, તેમ કરી નાખું' તેમ થાય. આ એકલા મનનું કારણ નથી. મન તો જ્ઞેય છે, વીતરાગી સ્વભાવનું છે. મન બગડી જાય તો પ્રતિક્રમણ કરી નાખવું. અંતઃકરણની પાર્લામેન્ટનો ઠરાવ થઈ જવો અને મન બગડવું એ બે જુદી વસ્તુ છે.

ઓફિસમાં પરમિટ લેવા ગયા, પણ સાહેબે ના આપી તો મનમાં થાય કે, 'સાહેબ નાલાયક છે, આમ છે, તેમ છે.' હવે આનું ફળ શું આવશે તે જાણતો નથી. માટે આ ભાવ ફેરવી નાખવો, પ્રતિક્રમણ કરી નાખવું. એને અમે જાગૃતિ કહીએ છીએ.

કોઈ પણ દેહધારી માટે આડુંઅવળું બોલાયું તેની 'ટેપ' થઈ જ

જાય. કોઇ જરાક સળી કરે તો પ્રતિપક્ષી ભાવની 'રેકર્ડ' વાગ્યા વગર રહે જ નહીં.

**પ્રશ્નકર્તા :** ભાવમાં પણ ના આવવું જોઇએ ને ?

**દાદાશ્રી :** તમે કોઇને સળી કરો તો સામાને પ્રતિપક્ષી ભાવ ઊભા થયા વગર રહે જ નહીં. સામો બળવાન ના હોય તો બોલે નહીં; પણ મનમાં તો થાય ને ? તમે બોલવાનું બંધ કરો તો સામાના ભાવ બંધ થાય પછી.

અમને કોઇ પણ સંજોગોમાં પ્રતિપક્ષી ભાવ ઉત્પન્ન ના થાય. જ્યારે ત્યારે એ સ્ટેજે આવ્યા વગર છૂટકો જ નથી.

અમારી આંખોમાં બીજો કશો ભાવ ના દેખાય, એટલે લોકો દર્શન કરે. કોઇ પણ જાતનો ખરાબ ભાવ આંખોમાં ના વંચાવો જોઇએ. ત્યારે એ આંખોને જોતાં જ સમાધિ થાય ! જેને કંઇક જોઇતું હોય - માન-તાન, ક્રોધ, લોભ, મોહ, તો તેના તરફ ઉછાળો ના આવે.

## ભાવનું ફોર્મ !

તમારો ભાવ હાજર રહેવો જોઇએ. પછી બીજા બધા એવિડન્સ ભેગા થઇ જાય. તમે ભાવ હાજર લઇને નથી રહેતા તેને લીધે કેટલાક એવિડન્સ નકામા જાય છે.

તમારે પૈણવું હોય તો પૈણવાના ભાવ હાજર રાખવા, ને ના પૈણવું હોય તો ના પૈણવાના ભાવ હાજર રાખવા. જેવા ભાવ હાજર રાખશો તેવા સંજોગ ભેગા થશે. કારણ કે ભાવની હાજરી એ વન ઓફ ધી એવિડન્સ છે.

એટલે આ કોના જેવું છે ? કોઇ આળસુ ખેડૂત હોય અને ખેતરમાં ગયો જ ના હોય ને બી નાખ્યાં જ ના હોય તો પછી વરસાદ શું કરે ? એની મેળે વરસાદ પડી જાય અને પેલાને કશો ફાયદો ના મળે. અને બીજા ખેડૂતે બી નાખી મેલ્યા હોય તો વરસાદ પડે કે તરત બધું ઉગી નીકળે.

**પ્રશ્નકર્તા :** એનો એક જ ભાવ હોય, ભાવ ફર્યો ના હોય, છતાંય

સંયોગ એને ના બાઝે ને એનો ભાવ ઊડી જાય ?

**દાદાશ્રી :** હા, એવુંય બને ! એવું કોઈક જ વખત બને. એ ભાવ પૂર્વભવનો કાચો ભાવ કહેવાય, ડગમગ ભાવ કહેવાય. નહીં તો એવું બને નહીં. જેમ આ સડેલું બી નાખીએ પણ કશું ઊગે નહીં એવું કાચા ભાવનું હોય છે. એની આપણને ખબર પડે. એ ડગમગવાળું હોય. 'બી નાખું કે ના નાખું ? બી નાખું કે ના નાખું ?' એવું થયા કરે. એવું કોઈક જ વખત બને.

અને આ તો મૂળ વસ્તુ કહી કે આપણે આપણો ભાવ ધરી દેવો, તો એ પ્રમાણે બધું ભેગું થઈ જાય. આપણે દુકાન કરવી હોય તો નક્કી કરી રાખવું કે મારે દુકાન કરવી છે. પછી સંજોગો આજે, નહીં તો છ મહિને પણ ભેગા થાય. પણ આપણે તૈયારીઓ રાખવી, ભાવ તૈયાર રાખવો. અને બીજું બધું 'વ્યવસ્થિત'ના તાબે છે.

નવો ભાવ આપણે ઉત્પન્ન નહીં કરવાનો. નવો ભાવ તો આત્માને હોય જ નહીં ને ! આત્મા પ્રાપ્ત કર્યા પછી ભાવકર્મ આપણાં બંધ થઈ જાય. આ તો પાછલા ભાવ કે જેને ભૂતભાવ કહેવામાં આવે છે, ભૂતભાવ આવે ને કાર્ય થઈ જાય, ને એનો આપણે નિકાલ કરી નાખીએ છીએ. અને ભાવિ ભાવ તો આપણે કરતા નથી. વર્તમાન ભાવ તો આપણો 'સ્વભાવ' રહે છે તે ! ઈન્દ્રિયજ્ઞાન ભાવના બધી ઊભી કરે અને અતિન્દ્રિયજ્ઞાન ભાવના ઊભી ના કરે, શુદ્ધાત્મા ભાવના ઊભી ના કરે.

## ભાવ જ મુખ્ય એવિડન્સ !

અજ્ઞાન દશામાં ભાવ સ્વરૂપ આત્મા છે, ભાવાત્મા છે. અને જ્ઞાન દશામાં જ્ઞાનાત્મા છે. ભાવાત્મા પાસે ભાવસત્તા એકલી જ રહી, એ જ એ વાપરે છે. બીજું કશું કરતો નથી. કરેલા ભાવ નેચરમાં જાય છે. પછી કુદરત, પુદ્ગલ મિશ્રિત થઈને એનું ફળ આપે છે. આ બહુ ગૂઢ સાયન્સ છે. તમે એક ખરાબ વિચાર કરો કે તરત જ આ બહારના જે પરમાણુઓ છે તે મહીંના પરમાણુઓ જોડે હિસાબ મેળવીને-જોઈન્ટ થઈને અંદર દાખલ થઈ જાય. અને તે હિસાબ બેસે ને તેવા ફળ આપીને જાય. પછી

એમ ને એમ ના જાય. આમાં આત્મા કશું જ કરતો નથી. અને બહાર એવો કોઇ ઇશ્વર નથી કે તમને ફળ આપવા માટે આવે. આ વ્યવસ્થિત શક્તિ જ બધું ચલાવી લે છે તમારું. આમાં આત્મા કશું જ કરતો નથી, આત્મા ખાતો નથી, પીતો નથી, ભોગ ભોગવતોય નથી, ખાલી ભાવનો કર્તા છે. આત્મા સ્વભાવનો કર્તા થાય તો વાંધો નથી. આ તો વિભાવનો કર્તા છે, એટલે સંસાર ઊભો થયો છે. સ્વભાવના કર્તામાં મોક્ષ થાય.

સો રાણીઓ હોય, પણ એને મહીં ભાવ ઉત્પન્ન થવા માંડે કે મારે તો બ્રહ્મચર્યનો જ ભાવ રાખવો જોઇએ, આ અબ્રહ્મચર્ય ન હોવું ઘટે તો એવો વિચાર થતાં થતાં ભાવ સ્વરૂપ થઇ જાય, તે આવતા ભવે કેવું સુંદર બ્રહ્મચર્ય રહે ! બ્રહ્મચર્ય પાળવું પોતાના હાથમાં નથી. ભાવ કરેલો તેનું ફળ આવશે.

તીર્થંકરોને જ્ઞાન થયા પછી છેલ્લો ભાવ ઉત્પન્ન થાય છે, જગત કલ્યાણ કરવાનો. પોતાનું કલ્યાણ થઇ ગયું. હવે બીજાનું કેમ કરીને કલ્યાણ થાય, એવા ભાવ ઉત્પન્ન થાય છે. તેના ભાવ સ્વરૂપે એ ભાવાત્મા તેવો થાય છે. પહેલો ભાવાત્મા તીર્થંકર થાય છે. પછી દ્રવ્યાત્મા તીર્થંકર થાય છે. એય નિર્વિકલ્પનું ફળ નથી, વિકલ્પનું ફળ છે, ભાવનું ફળ છે.

**પ્રશ્નકર્તા :** આપના જેવા યોગી પુરુષો હોય તે આ બધી સૂક્ષ્મ પરમાણુઓની ક્રિયાઓ જોઇ શકે ?

**દાદાશ્રી :** જોઇ શકે, તો જ આ પઝલ સોલ્વ થઇ શકે તેમ છે. નહીં તો આ પઝલ સોલ્વ કોઇ રીતે થઇ શકે તેમ નથી.

લોક કહેશે કે આણે આને પોઇઝન આપ્યું તેથી આ માણસ મરી ગયો. એ કરેક્ટ વાત નથી. પહેલું અંતઃકરણમાં પોઇઝન અપાઇ જાય છે. એ સૂક્ષ્મ સ્વરૂપનું પોઇઝન છે ને પેલું સ્થૂળ સ્વરૂપનું પોઇઝન છે. પહેલું અંદર ક્રિયા થાય છે, પછી બહાર થાય છે. આ ખોરાક આપણે ખાઇએ છીએ તે આપણે રોજ કંઇ કહેતા નથી કે આ જ ખાવાનું બનાવજો, અને કહે છે તો તે પ્રમાણે બધું બનતુંય નથી. આ તો મહીં જે પરમાણુ માગે છે તે બહાર 'વ્યવસ્થિત' શક્તિ એને ભેગા કરી આપે છે. આ બધું

'વ્યવસ્થિત' પ્રમાણે જ ગોઠવાયેલું હોય છે. મહીં કડવા રસની જરૂર પડેલી હોય ત્યારે જ કારેલાંનું શાક ભેગું થાય. ત્યારે આ અક્કરમીઓ બૂમાબૂમ કરે કે, 'આજે કારેલાંનું શાક કેમ કર્યું ?' આય વિજ્ઞાન છે.

અમે કહ્યું, 'માઈન્ડ ઈઝ ઈફેક્ટિવ, સ્પીચ ઈઝ ઈફેક્ટિવ, બોડી ઈઝ ઈફેક્ટિવ.' હવે આ 'ઈફેક્ટિવ' કેવી રીતે બને-એના તો બહુ બહુ વિચાર આવવા જોઈએ.

આપણને દુ:ખ થાય છે તે મનના પરમાણુની ઈફેક્ટ છે, એમાં કોઈનો દોષ નથી. ફક્ત 'ઈફેક્ટ' છે. બહારનું કોઈ દુ:ખ દેતું નથી. બહારના તો બધા નિમિત્ત છે. પહેલું અંતરમાં થાય તો જ બહાર થાય. તે અમે અંતર ઉપરથી સમજી જઈએ કે થોડીક વાર પછી આવું થવાનું છે. અમને એવું દેખાય.

એટલું તો તમને સમજાયને કે આ ઝેર ખાવાથી માણસ મરી જાય છે, તેમાં વચ્ચે ભગવાનની જરૂર નથી ? ભગવાનને મારવા નથી આવવું પડતું. આ પરમાણુઓ મારે છે. ખરેખર મારનારા મહીં છે. સ્થૂળમાં દેખાવ ના હોય તો જગત ચાલેય નહીં ને ! આ ભ્રાંતિ છે, એ સ્થૂળને લીધે છે આખી ! સ્થૂળ ઝેરને તો સારા ડૉક્ટરો ઓકી નખાવડાવે પણ સૂક્ષ્મમાં જો હોય તો ગમે તેટલું ઓકાવો તોય મરી જાય. આ વિજ્ઞાન બધું જાણવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે જે ભેગું થાય છે, એ અંદર પહેલાં સૂક્ષ્મમાં પડેલું છે એટલે જ ભેગું થાય છે ?

**દાદાશ્રી :** બીજું ત્યારે કોણ ભેગું કરનાર છે ? તમને આટલું શાક મેલ્યું હોય તો બે ફોડવાં નથી પડી રહેતાં, થાળીમાં ? એનું શું કારણ ? અરે, એક દાણોય મહીં પડી રહે કે ના પડી રહે ? મહીં જેટલો હિસાબ હશે એટલું જ લેવાશે. બીજું બધું પારકું !

આપણે સારા ભાવ કરીએ તેનાં સારાં ફળ આવે ને ખરાબ ભાવનાં ખરાબ ફળ આવે. ને ભાવાભાવ ના કર્યા અને 'હું શુદ્ધાત્મા છું' થઈ ગયો,

તો કર્તા બંધ થઈ ગયો. તો જૂનું ફળ આપીને ચાલી જાય, નવું ના આવે. આ સાયન્સ છે, ધર્મ નથી.

ધર્મ તો જ્યાં સુધી સાયન્સમાં ના આવે ત્યાં સુધી યોગ્યતા લાવવા માટેનો છે. બાકી સાયન્સ તો સાયન્સ છે. ઠેઠ મુક્તિ કરાવડાવે એ !

## દ્રવ્ય-ભાવ !

**પ્રશ્નકર્તા :** ભાવ ચઢે કે દ્રવ્ય ?

**દાદાશ્રી :** ભાવને ભગવાને શ્રેષ્ઠ કહ્યો છે. દ્રવ્ય અવળું પણ હોય. તે જોવાતું નથી, ભાવ જ જોવાનો છે.

દ્રવ્ય-ભાવને સમજવું બહુ અઘરું છે. આ જે ભમરડો ફરે છે, તે દોરી ખૂલતી જાય છે તે દ્રવ્ય છે ને પાછી વીંટાય છે તે ભાવ છે.

શુદ્ધાત્મામાં કોઈ જાતનો ભાવ જ નથી. 'પ્રતિષ્ઠિત આત્મા'ના ભાવને ભાવ કહેવાય છે. પ્રતિષ્ઠિત આત્મા તો જ્ઞાનીને અને અજ્ઞાનીનેય ખરો. સ્વરૂપ જ્ઞાન ના હોય, તેને મનનાં દૃઢ પરિણામમાં હોય કે, 'મારે પ્રતિક્રમણ કરવું જ છે' એ ભાવ દૃઢ કરે એટલે દ્રવ્ય ઉત્પન્ન થાય અને દ્રવ્યમાંથી ભાવ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** ભાવમન અને દ્રવ્યમન એટલે શું ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્મા કરે એટલે ભાવમનની શરૂઆત થાય અને તેમાંથી દ્રવ્યમન રૂપકમાં આવે. લોકો જે ભાવાભાવ કરે છે તે 'પ્રતિષ્ઠિત આત્મા'ના છે. શુદ્ધાત્માને ભાવ હોય જ નહીં. જે દેખાય છે તે ડિસ્ચાર્જ છે. ચાર્જ તો દેખાય નહીં, ખબરેય પડે નહીં. ભાવ જડે તેમ નથી. બહુ થોડાક લોકો ભાવને સમજી શકે. પણ તે પાછા શુદ્ધાત્માના ભાવ સમજે એટલે લોચો મારી દે.

જ્ઞાન વગર ભાવ પકડાય તેમ નથી. ભાવ તો અત્યંત ગહન, ગહન, ગહન- એવું લાખ વખત ગહન બોલીએ તોય એની ગહનતાનો પાર આવે તેવો નથી.

કોઈ કહે કે, મેં આ કાર્ય કરવા બહુ ભાવ કર્યા છે. તેને ભગવાન શું કહે છે ? એ મનનાં દૃઢ પરિણામ છે. એને ભાવ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યભાવ એટલે શું ?

**દાદાશ્રી :** જે પોતે ધર્મ કરે તેનાં બીજ પડે. એટલે ગણધરોએ કહ્યું કે દ્રવ્યભાવ કરો. પણ આ કાળમાં દ્રવ્ય જુદું ને ભાવેય જુદા હોય. વ્યાખ્યાન સાંભળવા બેઠો હોય તે દ્રવ્ય બહુ પુણ્યશાળી કહેવાય. પણ ત્યાં બેઠો જાતજાતના ભાવ કરી નાખે કે, આમ નફો કરું અને આમ કરું. પહેલાંના કાળમાં દ્રવ્યભાવ સાચો હતો, જેવું દ્રવ્ય તેવા ભાવ હોય. કોઈને પાટો બાંધે તો તેમાં એકાકાર થઈ જાય. એટલે દ્રવ્યભાવ પૂર્યો કહેવાય. પણ આજના લોકો તો પાટો બાંધે, પણ મનમાં વિચારે કે આમાં હું ક્યાં ફસાયો ? દ્રવ્યભાવ સાથેનું વર્તન એ સાચું બીજ નાખે.

દ્રવ્યકર્મ એટલે ફળ આવ્યું તે. ભાવ કર્મ એટલે બીજ નાખ્યું તે. દ્રવ્યમાંથી ભાવ ને ભાવમાંથી દ્રવ્ય એમ ચાલ્યા જ કરે.

ચોરી કરતી વખતે સારો ભાવ રાખે તો પુણ્યૈનું ફળ મળે. એમ ભાવ કરે કે, મારે ક્યાં આ ચોરી કરવી પડી ? તેથી પુણ્યૈ બંધાય છે.

સામાયિક કરે પણ શીશી જો જો કરે તો અવળું ભાવબીજ નાખે છે.

દ્રવ્યક્રિયા તું કરે છે તે તો 'વ્યવસ્થિત શક્તિ' કરાવડાવે છે એમાં તારું શું ? ભગવાન કહે છે કે, અમે દ્રવ્યક્રિયા ધ્યાનમાં નથી લેતા. આ કાળમાં દ્રવ્યનું ઠેકાણું જ નહીં, માટે ભાવ પાંસરો કરો તો આગળ ચાલશે.

## ભાવમન : પ્રતિષ્ઠિત આત્મા !

**પ્રશ્નકર્તા :** ભાવમન એટલે આત્મા કહેવાય ?

**દાદાશ્રી :** ભાવમનને આત્મા કહે તો તો પછી રઝળવાનું જ થાય ને ! ક્રમિકમાર્ગમાં ભાવમનને જ આત્મા કહ્યો, અને આપણે અક્રમમાં ભાવમન, દ્રવ્યમન બેઉને ઉડાડી મેલ્યું !

**પ્રશ્નકર્તા :** ભાવમન એટલે 'પ્રતિષ્ઠિત આત્મા' જ ને ?

**દાદાશ્રી :** ભાવમન એ પ્રતિષ્ઠિત આત્મા નથી. ભાવમનથી નવો પ્રતિષ્ઠિત આત્મા ઉત્પન્ન થાય છે. દ્રવ્યમન છે એ ખરેખર પ્રતિષ્ઠિત આત્મા છે. દ્રવ્યમન એટલે 'ડિસ્ચાર્જ' મન અને ભાવમન એટલે 'ચાર્જ' મન.

જગત આખું દ્રવ્યને તોડ તોડ કરે છે, એટલે ક્રિયાઓને ફેરફાર કરે છે. આપણા અક્રમ વિજ્ઞાને તો દ્રવ્ય ને ભાવ બન્નેને બાજુએ મૂકી દીધું, ક્રમ-ભ્રમ નહીં, સીધું 'ડિરેક્ટ' એક કલાકમાં જ સમકિત થઈ જાય. નહીં તો આમ લાખ અવતારેય સમકિતનું ઠેકાણું ના પડે.

**પ્રશ્નકર્તા :** ફળ તો અનુભવાયને એમાં ?

**દાદાશ્રી :** અનુભવમાં ના આવે તો કામનું જ નહીં. આપણે સાકર મોઢામાં મૂકીએ એટલે અનુભવ થવો જ જોઈએ. 'સાકર ગળી છે' એવું વાંચ વાંચ કરીએ તો અનુભવ ના થાય. 'હું આત્મા છું, હું આત્મા છું' એમ બોલે તો કશું વળે નહીં. આત્માનો અનુભવ ક્ષણે ક્ષણે થાય તો જ કામનું.

**પ્રશ્નકર્તા :** અનુભવ થયા પછી રટણની જરૂર ખરી ?

**દાદાશ્રી :** રટણ કે કશું કરવાની જરૂર નથી. અક્રમ વિજ્ઞાન સમજવાની જરૂર છે. એક ફેરો સમજી લે પછી કાયમની મુક્તિ થઈ જાય. નવું કર્મ 'ચાર્જ' ના થાય એવું આ વિજ્ઞાન છે.

દ્રવ્યમન આખુંય ફિઝિકલ છે અને ભાવમન ભ્રાંતિથી ઉત્પન્ન થાય છે. ભ્રાંતિ છે ત્યાં સુધી ભાવમન છે. દ્રવ્યકર્મનાં ચક્ષુ એ ગયા અવતારના આઠ કર્મનાં ચક્ષુ લાવે છે, તે ચક્ષુના આધારે ભાવ કરે છે. ભાવના આધારે પુદ્ગલ પરમાણુઓ પકડી લે છે ને તેનું દ્રવ્યમાં પરિણામ આવે છે. આ આખું સાયન્સ જ છે.

**પ્રશ્નકર્તા :** જીવનની છેલ્લી ઘડીના ભાવ પ્રમાણે પુદ્ગલ પકડે ?

**દાદાશ્રી :** તરત જ પકડે. આ ભાવ કર્યો તે ભ્રાંતિભાવ છે.

સ્વભાવભાવ નથી. બહાર જે ચોખ્ખા પરમાણુઓ છે કે જેને વિશ્રસા કહેવામાં આવે છે. મનની અંદર ભ્રાંતિભાવ થયો એટલે એ પરમાણુ પ્રયોગસાના વહેણમાં જાય અને જ્યારે પરિણામ પામે ત્યારે મિશ્રસા થાય, એ પછી કડવા-મીઠાં પરિણામ આપીને જાય. અત્યારે આ દેહ મિશ્રસા પરમાણુનો બનેલો છે. તે પરિણામ આપીને જાય. આત્મા લક્ષમાં આવે, સ્વભાવભાવમાં આવે ત્યારે નવાં બીજ ના પડે.

કર્મના ઉદય કોઈનેય છોડે નહીં. 'વ્યવસ્થિત'ની જાળમાં આવ્યા પછી ચોગરદમથી ચીપિયા આવે, 'સરકમસ્ટેન્સિસ'ના ચીપિયા આવે. મનને જે ગમે છે તેમાં તેને રસ પડી જાય. પોતાને ના ગમે, પણ મનને તો ગમે ને ? એટલે એમાં પોતે તન્મયાકાર થઈ જાય. મનનો સ્વભાવ કેવો છે કે જ્યાં સુધી એનું ગમતું ના થાય ત્યાં સુધી સંતોષ ના થાય, ને ગમતું થયું એટલે સંતોષ થાય. સંસારનાં એક્ઝિબિશનમાં પ્રવેશ કરવા જેવું જ નથી !!

## પ્રતિભાવ !

**પ્રશ્નકર્તા :** પ્રતિભાવ કોને કહેવાય ?

**દાદાશ્રી :** તમે કંઈક ખોટું બોલી ગયા ને પછી તમને અંદર એમ થાય કે, 'આ ખોટું થયું, આવું ના બોલવું જોઈએ' એ પ્રતિભાવ કહેવાય. જે તમે બોલો છો તેને જ તમે 'ના બોલવું જોઈએ' એવો જે ભાવ કરો એ પ્રતિભાવ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે જાગૃતિ એ જ પ્રતિભાવ ને ?

**દાદાશ્રી :** મહીં જાગૃતિ હોય તો પ્રતિભાવ થાય. ગોળી છૂટી જાય પછી મનમાં એમ થાય કે 'ના છોડવી જોઈએ.' આ પ્રતિભાવ એ આપણો પુરુષાર્થ ગણાય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીને કેવા પ્રતિભાવ રહે ?

**દાદાશ્રી :** અમને પ્રતિભાવ ના થાય.

**પ્રશ્નકર્તા :** આ ગોળી છૂટવાના પ્રસંગમાં જ્ઞાનીને કેવું રહે ? અંદરની પરિણતિઓ કેવી રહે ?

**દાદાશ્રી :** મહીં કુદરતી રીતે ગોળી છૂટે જ નહીં, પછી ભાવ ક્યાં કરવાનો રહ્યો ? અને નાની નાની ગોળીઓ છૂટે તે તો જોયા કરે કે, 'ઓહોહો ! દારૂખાનું ફૂટે છે.' તે ભાવ કહેવાય એવું ના હોય. મહીં શરીરમાં તો બહુ જાતની ગોળીઓ ફૂટ્યા કરે, તેને ભાવ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** 'ડિસ્ચાર્જ'માં તન્મયાકાર થાય તો પાછા બીજા ભાવો પડે ને ?

**દાદાશ્રી :** હા, બધું જોખમ ખરું ને ! પ્રતિક્રમણ કરે એટલે ચોખ્ખું થઈ જાય. પ્રતિક્રમણ કરે એય પરભાવ. એનાથી પુણ્યૈ બંધાય, એ સ્વભાવ નહીં. પુણ્ય બંધાય, પાપ બંધાય, એ બધું પરભાવ છે. સમભાવે નિકાલ થઈ ગયો એટલું ઓછું થયું.

એટલે અજ્ઞાનીને પ્રતિભાવ ના થાય. એને જાગૃતિ જ ના હોયને કે આ ખોટું થાય છે. 'જ્ઞાની'ને પણ પ્રતિભાવ ના હોય. કારણ કે એમને ભાવ જ ઉત્પન્ન ના થાય, તો પ્રતિભાવ ક્યાંથી થાય ? એ સંપૂર્ણ જાગૃતિની નિશાની છે. અને જેને સમ્યક્દર્શન થયું છે એવા જાગૃત મહાત્માઓને પ્રતિભાવ થાય, અવળા ભાવ થાય કે તરત જ જાગૃતિ એ દેખાડે ને તેની સામે પ્રતિભાવ ઉત્પન્ન થાય.

## સ્વભાવ-સ્વક્ષેત્ર : પરભાવ-પરક્ષેત્ર !

**પ્રશ્નકર્તા :** જ્યારે જુઓ ત્યારે આપ એવા ને એવા જ લાગો છો. ફેર નથી લાગતો એ શું છે ?

**દાદાશ્રી :** આ કંઈ ફૂલ છે કે કરમાય ? આ તો મહીં પરમાત્મા પ્રગટ થઈને બેઠા છે ! નહીં તો ખખડી ગયેલા દેખાય ! જ્યાં પરભાવનો ક્ષય થયો છે, નિરંતર સ્વભાવ જાગૃતિ રહે છે, પરભાવ પ્રત્યે જેને કિંચિત્માત્ર રુચિ રહી નથી, એક અણુ-પરમાણુ જેટલી રુચિ રહી નથી પછી એને શું જોઈએ ?

પરભાવના ક્ષયથી ઓર આનંદ અનુભવાય છે. અને તમે એ ક્ષય ભણી દૃષ્ટિ રાખજો. જેટલો પરભાવ ક્ષય થયો એટલો સ્વભાવમાં સ્થિત થયો. બસ, આટલું જ સમજવા જેવું છે, બીજું કશું કરવા જેવું નથી. જ્યાં સુધી પરભાવ છે ત્યાં સુધી પરક્ષેત્ર છે. પરભાવ ગયો કે સ્વક્ષેત્રમાં થોડોક વખત રહી અને સિદ્ધક્ષેત્રમાં સ્થિતિ થાય. સ્વક્ષેત્ર એ સિદ્ધક્ષેત્રનો દરવાજો છે !

❖ ❖ ❖ ❖ ❖

## (૩૮)

# 'સ્વ'માં જ સ્વસ્થતા !

### અવસ્થામાં અસ્વસ્થ !

**પ્રશ્નકર્તા :** મિથ્યાત્વની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** મિથ્યાત્વ એટલે અવસ્થામાં તન્મયાકાર રહે તે, તેનું ફળ શું ? અસ્વસ્થતા. અને સમ્યક્દર્શનની વ્યાખ્યા શું ? સ્વસ્થ. 'સ્વ'માં મુકામ કરનાર, તે અવસ્થામાં મુકામ ના કરે. અવસ્થાને એ નિકાલી કહે, અને 'સ્વ'માં નિરાકુળ મુકામ હોય. નિરાકુળતા સિદ્ધ ભગવંતનો સ્વગુણ છે. આપણું સાયન્સ એવું સુંદર છે કે તમારે કશો વિચાર કરવો ના પડે. નિકાલ કહ્યું કે છૂટ્યું !

જગત આખું અવસ્થામાં રહ્યા કરે, અવસ્થાની બહાર નીકળી શકે નહીં. અવસ્થામાં રહેનારને તો રાત-દહાડો અસ્વસ્થતા રહે. ગાડીમાં જગ્યા ના મળે તોય મહીં ચુન, ચુન, ચુન, ચુન, થાય. અલ્યા, એમાં ચુન, ચુન શું કરે છે ? કહી દેને કે મારાં કર્મના ઉદય એવા છે. અરે, ગાડીમાં બેઠેલા લોકને જો જો કરે કે કોણ ઊભું થાય છે !!

મિથ્યાત્વીની સમજ કેવી હોય ? અવસ્થામાં જ તન્મયાકાર હોય. ગરીબીની અવસ્થા ઉત્પન્ન થઈ તો ગરીબીમાં, શ્રીમંતાઈ થઈ એટલે એમાં તન્મયાકાર રહે, આમ છાતી કાઢીને ફર્યા કરે ! તાવ આવે તો તેમાં તન્મયાકાર થાય, મારાથી નથી ચલાતું કહે. મારા જેવો કહે કે, 'આની પાછળ વાઘ દોડાવો.' એટલે એ દોડે કે ના દોડે ? અમથા આ ચલાતું નથી, ચલાતું નથી કરીને ઊલટા નરમ થઈ જાય છે. જેવું બોલે તેવો થઈ જાય. કારણ કે આત્માનો સ્વભાવ કેવો છે, કે જેવું બોલે તેવો થઈ જાય.

પછી પગ જાણે કે આપણે ચાલતા નથી, તોય કોઈ વઢનાર નથી. આપણે એને કહીએ કે 'ના કેમ ચાલે ? એનો કરાર હજી પૂરો થયો નથી.' આમ બે ઠપકારીએ એટલે એની મેળે ચાલે. આ વાઘ પાછળ પડે ત્યારે કેમ ચાલે છે ? આ દેહને ખવડાવીએ-પીવડાવીએ, મસાલેદાર ચા પાઈએ, તોય ના ચાલે ?

જે અવસ્થામાં પડ્યો તે અવસ્થાનું જતન કર્યા કરે. આખી જિંદગી મુક્ત હોય, પણ છેલ્લા છ મહિના જેલમાં ઘાલ્યો હોય તો બૂમો પાડે કે, 'હું કેદી થઈ ગયો !' પૈણાવે ત્યારે સૌભાગ્યવંતીનું સુખ વર્તે, અને પછી રાંડે ત્યારે રંડાપાનાં દુઃખો ઊભાં થઈ જાય. 'હું તો રાંડી' કહેશે. ગયા અવતારમાં રાંડી હતી, તે પાછી સૌભાગ્યવંતી થઈ જ હતી ને ? રંડાપો ને મંડાપો, બીજું છે જ શું જગતમાં ?

બધી અવસ્થાઓ બદલાય છે. આત્મા તેના તે જ સ્વરૂપે રહે છે. આત્મામાં ફેરફાર થતો જ નથી. વસ્તુઓનો વિનાશ થતો જ નથી. અવસ્થાઓનો ક્ષણે ક્ષણે વિનાશ થાય છે. જગત અવસ્થામાં જ જીવે છે. 'હું ચંદુ, આ મારો દિકરો, આ મારી વહુ' એમ અવસ્થામાં જ મુકામ કરે! પાછો કહેશે કે, 'હું ઘૈડો થયો !' આત્મા તે કંઈ ઘૈડો થતો હશે ? આ બધી આત્માની અવસ્થા નથી. પ્રાકૃત અવસ્થાઓ છે. આ શાથી ઊભી થઈ ? સંજોગોના દબાણથી. આત્માને ખાલી સ્પર્શ થવાથી જ કોઝિઝ ઊભાં થાય છે. એ ચાર્જ થાય છે ને તેનું પછી ડિસ્ચાર્જ થાય છે.

પાછલા ભવનાં છોકરાંનું શું થયું ? એ બધા હજુ તમને સંભારે છે. કાગળ-બાગળ લખ્યો એમને ? આ તો મરવાનું થાય એટલે કહેશે કે, 'મારી નાની બેબી રહી જાય છે !' ગયા અવતારના છોકરાંને રખડાવી માર્યાં ને આ ભવમાં 'મારાં છોકરાં, મારાં છોકરાં' કરી તેમાં જ તન્મયાકાર રહે છે. આ તો પાછલી અવસ્થાઓ નિરંતર ભૂલ્યા કરે છે ને નવી અવસ્થામાં તન્મયાકાર રહે છે ! અવસ્થાઓમાં તન્મયાકાર રહે એનું નામ સંસાર, એ જ સંસારબીજ નાખે છે, અને સ્વરૂપમાં તન્મયાકાર એનું નામ મોક્ષ.

આ સંસારમાં કેવું છે ? કે દુઃખ પડે તેય ભૂલી જાય, સુખ પડે તેય ભૂલી જાય, નાનપણમાં વેર બાંધે તેય ભૂલી જાય. પછી ભેગા બેસીને ચા પીવે, પાછા બધું ભૂલી જાય. પણ જે વખતે જે અવસ્થા ઉત્પન્ન થઈ તે અવસ્થામાં ચિતરાઈને સહીઓ કરી નાખે છે. આ સહીઓ કરેલી પછી ના ભૂંસાય. માટે વાંધો આ સહીઓ થાય છે તેનો છે. લોક વાતવાતમાં સહીઓ કરી નાખે. અમથા અમથા દબડાવતા જાય તેમાંય સહીઓ થઈ જાય છે. અરે આપણી છોડી કોઈ ઉઠાવી જાય તોય તે વખતે સહીઓ ના કરાય. લોક અવસ્થામાં જ બધું ચિતરી નાખે છે, મારી નાખવાનુંયે ચિતરી નાખે !

## અવસ્થા : પર્યાય !

**દાદાશ્રી :** મનુષ્યની કેટલી અવસ્થા હશે ?

**પ્રશ્નકર્તા :** બાલ્યાવસ્થા, યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા ને વૃદ્ધાવસ્થા.

**દાદાશ્રી :** ચાર જ અવસ્થાઓ છે ? મરણ એ અવસ્થા ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એ ફૂલપોઈન્ટ થયું.

**દાદાશ્રી :** એય અવસ્થા કહેવાય. ગર્ભમાં આવ્યો તે ગર્ભાવસ્થા થઈ. તે પહેલાં મરણાવસ્થા હતી. એટલે અવસ્થાઓનું આખું ચક્કર ચાલ્યા જ કરે છે. તમને તો અવસ્થાઓ ચાર જ લાગે છે ને ? પણ આ બધું પાંચ-પાંચ મિનિટે ફર્યા કરે છે. ઘડીકમાં ઘરનાં વિચાર આવે, તે બે કે ત્રણ મિનિટ રહે ને વળી પાછો બીજો વિચાર આવે. તે બધી અવસ્થાઓ બદલાયા કરે છે. આ તો મોટી મોટી અવસ્થાઓનું નામ આપ્યું. પણ બધી અવસ્થાઓમાં જ જીવી રહયો છે. 'ઓલ ધીઝ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ્સ.'

**પ્રશ્નકર્તા :** અત્યારે અમે તો અવસ્થામાં જ છીએ.

**દાદાશ્રી :** એ અવસ્થાઓ પાછી સમાધાની ના હોય. સર્વે

અવસ્થામાં નિઃશંક સમાધાન રહે એનું નામ જ્ઞાન. આપણું જ્ઞાન કેવું છે કે દરેક અવસ્થામાં નિઃશંક સમાધાન જ હોય. આ તો ગજવું કપાય તોય 'ડિપ્રેસ' થઈ જાય અને કોઈ ફૂલ ચઢાવે તો 'ટાઈટ' થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અવસ્થા અને પર્યાય શું છે ?

**દાદાશ્રી :** સાપેક્ષ જ્ઞાન બધું અવસ્થાનું જ્ઞાન છે. પર્યાય એ બહુ ઝીણી, સૂક્ષ્મ વસ્તુ છે. અને અવસ્થા એ જાડી વસ્તુ છે. પાંચ ઈન્દ્રિયથી અનુભવમાં આવે એવી છે તે બધી અવસ્થાઓ કહેવાય અને પર્યાય એ જ્ઞાને કરીને સમજાય એવું છે.

દરેક વસ્તુ અવસ્થાવાળી છે. આ પંખો છે તે મૂળ સ્વરૂપે પંખો છે, અને અત્યારે એની ચાલવાની અવસ્થા છે ને પછી બંધ રહેવાની અવસ્થા હશે. અવસ્થા વિનાશી છે ને મૂળસ્વરૂપ એ તત્વ સ્વરૂપ છે, એ અવિનાશી છે.

દરેક અવસ્થા છૂટવા માટે જ આવે છે. આ જેટલી અવસ્થા ઉત્પન્ન થાય છે, ખરાબ કે સારી, શાતા વેદનીય કે અશાતા વેદનીય, પણ એ છૂટવા માટે આવે છે. અવસ્થા શું કહે છે કે, 'તમે છૂટો'. ત્યાં આપણે ઉપયોગપૂર્વક રહીએ એટલે ચોખ્ખે ચોખ્ખું છૂટી જાય. પેલું ડાઘવાળું આવે, ધોવું તો આપણને જ પડે ને ?

❖ ❖ ❖ ❖ ❖

## (૩૯)

# જ્ઞાનનું સ્વરૂપ : કાળનું સ્વરૂપ !

### સ્વરૂપજ્ઞાનનો અધિકારી !

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધના પાશથી બંધાયેલા પુરુષને જ્ઞાનનો અધિકાર ખરો ?

**દાદાશ્રી :** મહાવીર ભગવાનેય પ્રારબ્ધથી જ બંધાયેલા હતા, અને કેવળજ્ઞાનનો અધિકાર એમને હતો, તો તમને આત્મજ્ઞાનનો અધિકાર તો હોય ને ? પ્રારબ્ધથી દરેક માણસ બંધાયેલા તો હોય, તેથી તો અવતાર થાય. છેલ્લો અવતારેય પ્રારબ્ધથી બંધાયેલો હોય તો જ થાય.

**પ્રશ્નકર્તા :** પછી પ્રારબ્ધ મૂકી દે ?

**દાદાશ્રી :** પછી પ્રારબ્ધ બંધાય નહીં. અમે તમને જ્ઞાન આપીશું પછી તમને પ્રારબ્ધ બંધાશે જ નહીં. એટલે કર્મો 'ડિસ્ચાર્જ' થાય પણ નવા 'ચાર્જ' ના થાય, એવું આ વિજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** સપત્ની જ્ઞાન લેવાનો અધિકાર ખરો ?

**દાદાશ્રી :** આ કાળમાં અધિકાર જ કોઈનો જોવા જેવો નથી. આ કાળમાં અધિકાર કોઈને હોય જ નહીં. એટલે અમે તો ગમે તે આવે તેના માટે ખુલ્લું કરી દીધું છે. આ કાળ કયો છે જાણો છો ? જૈનો દુષમકાળ કહે છે ને વેદાંતીઓ કળિયુગ કહે છે. કળિયુગ એટલે શું ? કોઈ દહાડો કળ વળે નહીં તે 'કાલે શું થશે ? કાલનું શું થશે ?' એમ કળ વળે નહીં. અને દુષમકાળ એટલે શું ? મહા દુઃખે કરીને પણ સમતા ના રહે. હવે આવા કાળમાં અધિકાર જોવા જોઈએ તો કોનો નંબર લાગે ? અધિકારી

હોય જ નહીં !!

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાન આપ આપો છો તે કૃપાનું સ્વરૂપ ગણાય ?

**દાદાશ્રી :** કૃપાથી જ કામ થવાનું. મહીં જે પ્રગટ થયા છે એ 'દાદા ભગવાન'ની કૃપા જ સીધી ઊતરી જાય છે. એનાથી કામ લઈ લેવાનું છે. સહુ સહુના પાત્ર પ્રમાણે કૃપા ઊતરે પછી જેટલો વિનયવાળો એટલી કૃપા વધારે. મોટામાં મોટો ગુણ આ જગતમાં કોઈ હોય તો તે વિનયગુણ !

**પ્રશ્નકર્તા :** એવી કહેવત છે ને કે કળિયુગમાં મોક્ષ વહેલો મળે ?

**દાદાશ્રી :** ખરી વાત છે. એનું કારણ છે. કળિયુગમાં લોક પાસ ના થાય એટલે પ્રોફેસરોએ નક્કી કરેલું ધોરણ વધારે નીચું લાવવું પડે. નહીં તો પાસ થાય એવું હોતું હશે ? કળિયુગમાં મનુષ્યત્વનું ધોરણ એકદમ 'લો' ગયું તેથી જ તમારી કિંમતને ? નહીં તો કોણ ત્યાં મોક્ષમાં પેસવા દે આ કાળના લોકને. પરીક્ષામાં કોઈને પાસ તો કરવા પડે ને; નહીં તો કોલેજ કાઢી નાખવી પડે. એટલે 'લેવલ' ઉતારી નાખ્યું છે.

## વર્તમાનમાં વર્તે, જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** યુગની વ્યાખ્યામાં આ પહેલાં કળિયુગ આવેલો ?

**દાદાશ્રી :** દરેક કાળચક્રમાં કળિયુગ હોય જ. કળિયુગ એટલે શું કે આ દિવસ પછી રાત આવે છે ને ? એવું આ કળિયુગ. કળિયુગ છે તો સતયુગને સતયુગ કહેવાય. જો કળિયુગ ના હોય તો સતયુગની કિંમત જ ના હોત ને ?

**પ્રશ્નકર્તા :** યુગને આધીન માણસ છે કે માણસને આધીન યુગ છે ?

**દાદાશ્રી :** એવું છે ને, અત્યારે માણસ તો સમયને આધીન છે. પણ મૂળ જે સમય થયો છે તે 'આપણા'થી જ ઉત્પન્ન થયો છે. તમે જ રાજા છો ને રાજાની પાછળ ઊભું થયેલું આ બધું છે.

**પ્રશ્નકર્તા :** સમય એ જ ભગવાન છે ને સમય એ જ પરમેશ્વર છે ?

**દાદાશ્રી :** સમય એ પરમેશ્વર હોય નહીં. નહીં તો લોક 'સમય, સમય' કર્યા કરે. પરમેશ્વર તો તમે પોતે જ છો, એને ઓળખવાની જરૂર છે. કાળ તો વચ્ચે નિમિત્ત છે માત્ર.

અમારામાં ને તમારામાં ફેર કેટલો ? અમે કાળને વશ કર્યો છે. લોકોને તો કાળ ખાઈ જાય. તમારે કાળને વશ કરવાનો બાકી છે. કાળ વશ કેવી રીતે થાય ? ભૂતકાળ વિસારે પડી ગયો. ભવિષ્ય કાળ 'વ્યવસ્થિત'ના હાથમાં છે, માટે વર્તમાનમાં રહો. એટલે કાળ વશ થાય. આપણું 'અક્રમ'નું સામાયિક કરતાં કરતાં વર્તમાન કાળને પકડતાં આવડે. એમ સીધેસીધું ના આવે. તમે કલાક સામાયિકમાં બેસો છો ત્યારે વર્તમાનમાં જ રહો છો ને !

વર્તમાનમાં રહેવું એટલે શું ? અત્યારે ચોપડા લખતા હો તો બિલકુલ 'એક્ઝેક્ટ' એમાં જ રહો છો ને ? તે વખતે ભવિષ્યમાં જાય તો ચોપડામાં ભૂલ થાય. વર્તમાનમાં જ રહે તો એક પણ ભૂલ ના થાય એવું છે. પ્રાપ્ત વર્તમાનને ભોગવો એમ હું કહું છું. ભૂતકાળ તો વહી ગયો. ભૂતકાળને તો આ બુદ્ધિશાળીઓય ના ઉથામે. અને ભવિષ્યનો વિચાર કરે એ અગ્રશોચ છે. માટે વર્તમાનમાં રહો. વર્તમાનમાં સત્સંગ થાય છે તો તે એકાગ્ર ચિત્તથી સાંભળવું. ચોપડા લખતા હો તો તે એકાગ્ર ચિત્તથી લખો અને ગાળો ભાંડતા હો તો તે પણ એકાગ્ર ચિત્તથી ગાળો ભાંડો ! વર્તમાનમાં વર્તે સદા એ જ્ઞાની. લોક ભવિષ્યની ચિંતાને લઈને અને ભૂતકાળને લઈને વર્તમાન ભોગવી શકતા નથી, ને ચોપડામાંય ભૂલ કરે છે. 'જ્ઞાની પુરુષ' વર્તમાન ના બગાડે.

**પ્રશ્નકર્તા :** ભૂત અને ભવિષ્યને ભૂલી જવાનું ?

**દાદાશ્રી :** ના, ભૂલી જવાનું નહીં, વર્તમાનમાં જ રહેવાનું. ભૂલવું એ તો બોજો કહેવાય. ભૂલ્યું ભૂલાય નહીં ને જે ભૂલવા જઈએ તે વધારે યાદ આવે. એક જણ મને કહેતો હતો કે, 'હું સામાયિક કરવા બેસું છું

ત્યારે વિચાર કરું છું કે 'દુકાન આજે યાદ ના આવે.' તે દહાડે સામાયિકમાં પહેલો જ ધબડકો દુકાનનો પડે છે ! આમ શાથી થાય છે ? કારણ કે દુકાનનો તિરસ્કાર કર્યોને કે દુકાન યાદ ના આવે ! આપણે તો કોઈનો તિરસ્કાર કરવાનો નહીં. વર્તમાનમાં રહેવું એ એક જ વાત છે. ભૂતકાળ ને ભવિષ્યકાળ જોડે આપણે લેવાય નથી ને દેવાય નથી. વર્તમાનમાં જ રહે એનું નામ અમરપદ. અમે વર્તમાનમાં એવા ને એવા જ રહીએ છીએ. રાત્રે ઉઠાડો તોય એવા ને દહાડો ઉઠાડો તોય એવા. જ્યારે જોઈએ ત્યારે એવા ને એવા જ હોઈએ.

## કાળદ્રવ્ય !

**પ્રશ્નકર્તા :** કાળ નામનું દ્રવ્ય કેવી રીતે કામ કરે છે ?

**દાદાશ્રી :** કાળ તો નૈમિત્તિક છે. એક પરમાણુ એનો અવકાશ ભાગ છોડી જેટલા કાળમાં બીજા અવકાશ ભાગમાં પેસે એટલા કાળને 'સમય' કહે છે. આ સંસાર એ સમસરણ છે, નિરંતર વહેનારો છે. સહેજેય સ્થિર થાય નહીં. ઘણા સમયનો પલ થાય.

અમે કહેતાંની સાથે તમે સમજી જાવ એ ડેવલપમેન્ટ વધારે કહેવાય. જેટલો કાળ ઓછો લે તેટલું ડેવલપમેન્ટ વધારે ને વધારે કાળ લે તેટલું ઓછું ડેવલપમેન્ટ કહેવાય. કાળ સૂક્ષ્મ છે. સમય સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે. અમારે સમય નજીકનો કાળ હોય, અને તિર્થંકરોને સમય હોય. આજે જો સમયને પહોંચે તો મોક્ષ થઈ જાય. પણ આ કાળની વિચિત્રતા છે કે સમય સુધી પહોંચી શકાય નહીં.

❖ ❖ ❖ ❖ ❖

## (૪૦)
# વાણીનું સ્વરૂપ

### વાણી એ આત્માનો ગુણ નથી !

**દાદાશ્રી :** આ બોલે છે તે કોણ બોલે છે ?

**પ્રશ્નકર્તા :** તમે, દાદા ભગવાન બોલો છો.

**દાદાશ્રી :** હું જાતે નથી બોલતો. મારી બોલવાની શક્તિ જ નથીને ! આ તો ઓરિજિનલ ટેપરેકર્ડ બોલી રહી છે. એના પરથી બીજી ટેપરેકર્ડ ઉતારવી હોય તો ઊતરે, ત્રીજી ઊતરે, ચોથી ઊતરે... અને તને તો એમ જ છે ને કે 'હું જાતે બોલું છું ?' જાતે બોલે છે એટલે એ 'પઝલ'માં છે, અને હું 'પઝલ'ને 'સોલ્વ' કરીને બેઠો છું. તું બોલે છે, તેનો અહંકાર કરે છે કે હું બોલું છું. બાકી તારીય ટેપરેકર્ડ જ બોલે છે.

આત્મા બોલી શકે એવો છે જ નહીં. આત્મામાં વાણી નામનો ગુણધર્મ જ નથી. શબ્દ એ આત્માનો ગુણધર્મ નથી ને પુદ્ગલનોય ગુણધર્મ નથી. જો એમનો એ ગુણ હોય તો કાયમનો હોય. પણ આનો તો નાશ થાય છે. ખરી રીતે શબ્દ એ પુદ્ગલનો પર્યાય છે. એ પુદ્ગલની અવસ્થા છે. બે પરમાણુઓ અથડાય એટલે અવાજ ઉત્પન્ન થાય. આ મોટરનું હોર્ન આમ દબાવીએ તો શું થાય ? વાણી નીકળે.

**પ્રશ્નકર્તા :** આમ દબાવીને જે વાણી નીકળે એ તો યાંત્રિક વાણી નીકળી કહેવાય. પણ જ્ઞાનીની વાણી યાંત્રિક વાણી નીકળી નથી ને ?

**દાદાશ્રી :** અમારી વાણી ટેપરેકર્ડ છે ને તમારીય વાણી ટેપરેકર્ડ છે. માત્ર 'જ્ઞાની'ની વાણી સ્યાદ્વાદ હોય.

**પ્રશ્નકર્તા :** સ્યાદ્‌વાદ એ ચેતનવાણી કહેવાય ?

**દાદાશ્રી :** વાણી ચેતન હોઇ શકે જ નહીં; પછી તે અમારી હોય કે તમારી. હા, અમારી વાણી સંપૂર્ણ શુદ્ધચેતનને સ્પર્શ કરીને નીકળે છે એટલે ચેતન જેવી ભાસે છે.

**પ્રશ્નકર્તા :** 'વાણી જડ છે' એવું કહેવાય ખરું ?

**દાદાશ્રી :** 'વાણી જડ છે' એવું કહેવાય, પણ ચેતન છે એવું તો ના જ બોલાય. મોટરનું હોર્ન દબાવીએ તો એ બોંગેડે કે ના બોંગેડે ? આમ દબાવ્યું તે મહીં જે પરમાણુઓ હતા તે દોડધામ, દોડધામ કરી મેલે, એક બીજાને ઘસાય, એનાથી અવાજ થાય છે આ બધો. વાજામાંથી કેવું નીકળે છે ? તેવું આમ વાજામાંથી જ ઘસાઇ ઘસાઇને નીકળે છે બધું. આ બધું 'મિકેનિકલ' છે. આત્મા પોતે પરમાત્મા સ્વરૂપ છે.

## સ્યાદ્‌વાદ વાણી !

**પ્રશ્નકર્તા :** આપની વાણી, 'જ્ઞાની'ની વાણી કેવી કહેવાય ?

**દાદાશ્રી :** સ્યાદ્‌વાદ વાણી, એ અનેકાંત કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** સ્યાદ્‌વાદ એટલે શું ?

**દાદાશ્રી :** કોઇ પણ ધર્મનું કિંચિત્‌માત્ર પ્રમાણ ના દુભાય એવી વાણી. આ વાણીને વૈષ્ણવો, જૈનો, શ્વેતાંબરીઓ, દિગંબરીઓ, સ્થાનકવાસી, પારસી, મુસ્લિમ બધા જ 'એક્સેપ્ટ' કરે. એ એકાંતિક ના હોય, અનેકાંત હોય એમાં.

**પ્રશ્નકર્તા :** એને નિરાગ્રહી કહેવાય ?

**દાદાશ્રી :** હા, કહેવાય. એમાં કોઇ પણ પ્રકારનો આગ્રહ ના હોય.

**પ્રશ્નકર્તા :** નિરાગ્રહી વાણી માટે આપને વિચાર કરીને બોલવું પડે કે નહીં ?

**દાદાશ્રી :** ના. વિચારથી તો જે બોલે એ નિરાગ્રહી વાણી હોય જ

નહીં. આ તો 'ડિરેક્ટ' ચેતનને સ્પર્શ કરીને નીકળે છે. 'જ્ઞાની'ની વાણી જાગૃતિપૂર્વકની હોય. તે સામાના હિત માટે જ હોય. કોઈનું હિત સહેજેય ના બગડે, તે પ્રમાણે જાગૃતિમાં રહે જ.

'જ્ઞાની પુરુષ'ની વાણી ઉલ્લાસભેર સાંભળ સાંભળ કરે તેથી તેવી વાણી થતી જાય. ખાલી નકલ કરવાથી કશું વળે નહીં.

**પ્રશ્નકર્તા :** સ્યાદ્વાદ વાણી ક્યારે નીકળે ?

**દાદાશ્રી :** બધા જ કર્મોનો ક્ષય થાય; ક્રોધ-માન-માયા-લોભનો ક્ષય થાય ત્યારે સ્યાદ્વાદ વાણી નીકળે. આખું વીતરાગ વિજ્ઞાન હાજર થવું જોઈએ. આત્માનો સ્પષ્ટ અનુભવ થયો હોય તો જ નીકળે. ત્યાં સુધી બધી બુદ્ધિની વાત, વ્યવહારની વાત ગણાય. સ્યાદ્વાદ વાણી ના નીકળે ત્યાં સુધી મોક્ષમાર્ગમાં ઉપદેશ આપવો એ ભયંકર જોખમદારી છે.

## ઉપદેશનો અધિકારી !

ઉપદેશ કોણ આપી શકે ? સામો વિવાદ ઊભો ના કરી શકે તે જ. બાકી આપણા માર્ગમાં ચર્ચા ના હોય. અમારું પુસ્તક સમજવાની રીત શું છે ? બે જણ સરખું ના સમજે. એક સાચી સમજણવાળો ને બીજો અધૂરી સમજણવાળો હોય, તેમાં અધૂરી સમજણવાળાએ જક પકડી કે 'મારું જ સાચું છે' તો તેને 'તારું કરેક્ટ છે' કહીને આગળ ચાલવું. સત્‌ની સમજણમાં વિવાદ ના હોવો જોઈએ.

મારું ખરું છે એવું માનવાનું ના હોય. 'મારું છે માટે ખરું છે' એવું મહીં થયા કરે, એ રોગ ઊભો થયો કહેવાય. આપણી સાચી વાત સામો કબૂલ કરે જ. જો ના કરે તો આપણે છોડી દેવું. હું જે બોલું તે સામાનો આત્મા કબૂલ કરે જ. કબૂલ નથી કરતો તે તેની આડાઈ છે. કારણ કે આ વાણી મારી નથી. તેથી તેમાં ભૂલ ના થાય. 'મારી વાણી છે' એવું જ્યાં હોય ત્યાં વાણીમાં ભૂલ થાય.

અત્યારે આ કાળમાં ઉપદેશ આપવા જાય તો બંધાય તેવું છે. કષાય સહિત પ્રરૂપણા એ નર્કે જવાની નિશાની છે. બહુ ત્યારે મંદકષાયીને

ચલાવી લેવાય. નહીં તો આ તો બહુ જ ભારે જોખમ છે.

અકષાયી વાણીનો અર્થ શું ? વાણીનો માલિક 'પોતે' નહીં તે. વાણીનો માલિક હોય તે તો શું કહે કે 'હું કેવી સરસ વાણી બોલ્યો ! તમને ગમ્યું ને ?' એટલે એનો ચેક વટાવી લે. અમે તો વાણીના માલિક નહીં, મનના નહીં ને આ દેહના પણ માલિક નહીં.

સ્યાદ્‌વાદ વાણી ક્યારે ઉત્પન્ન થાય ? અહંકારની ભૂમિકા પૂરી થાય ત્યારે. જગત આખું નિર્દોષ દેખાય, કોઇ દોષિત દેખાય જ નહીં ! ચોર પણ દોષિત અમને ના દેખાય. લોકો કહે કે ચોરી કરવી એ ગુનો છે. પણ ચોર શું જાણે કે ચોરી કરવી એ મારો ધર્મ છે. અમારી પાસે કોઇ ચોરને તેડી લાવે તો અમે એના ખભે હાથ મૂકી ખાનગીમાં પૂછીએ કે, 'ભઇ, આ બિઝનેસ તને ગમે છે ? પસંદ પડે છે ?' પછી એ એની બધી હકીકત કહે. અમારી પાસે એને ભય ના લાગે. માણસ ભયને લીધે જૂઠું બોલે છે. પછી એને સમજાવીએ કે, 'આ તું કરે છે તેની જવાબદારી શું આવે છે, તેનું ફળ શું છે તેની તને ખબર છે ?' અને 'તું ચોરી કરે છે' એવું અમારા મનમાંય ના હોય. એવું જો કદી અમારા મનમાં હોય તો એના મન ઉપર અસર પડે. દરેક પોતપોતાના ધર્મમાં છે. કોઇ પણ ધર્મનું પ્રમાણ ના દુભાય એનું નામ સ્યાદ્‌વાદ વાણી. સ્યાદ્‌વાદ વાણી સંપૂર્ણ હોય. દરેકની પ્રકૃતિ જુદી જુદી હોય, તોય સ્યાદ્‌વાદ વાણી કોઇની પણ પ્રકૃતિને હરકત ના કરે.

'જ્ઞાની પુરુષ' બધી દવા બતાવી દે. રોગનું નિદાનેય કરી આપે ને દવાય બતાડી આપે. આપણે ફક્ત પૂછી લેવાનું કે સાચી વાત શું છે, અને મને તો આમ સમજાયું છે એટલે તરત બતાડે ને તે 'બટન' દબાવવાનું એટલે ચાલુ થઇ જાય !

ધર્મની ચર્ચામાં સામાને સમજાવવાની રીતો જુદી જુદી છે.

(૧) વાણીથી પોતાનું સ્વ-રક્ષણ, સ્વ-બચાવ કરે. એ એક પ્રકારનું કહેવાય.

(૨) સામાને પોતે 'કન્વિન્સ' કરે-એ એક રીત છે. સામો ગમે તે

ધર્મ પાળતો હોય તોય એ ફરી જાય. એવું બોલતા આવડવું જોઈએને ? એટલી શક્તિ હોવી જોઈએને ? જેટલું જ્ઞાન સમજાય એટલી શક્તિ ઉત્પન્ન થાય. અને સામાને 'કન્વિન્સ' કરતાં સહેજેય ક્રોધ-માન-માયા-લોભ ના હોવાં જોઈએ. નહીં તો તો સામો 'કન્વિન્સ' થાય જ નહીં. કષાય ઉત્પન્ન થવા એ તો નબળાઈ છે.

(૩) કેટલાક કાચા હોય તો પોતે સામાને સમજાવવા જાય, પણ સામાના પ્રભાવથી પોતે જ ફરી જાય ! સામો એવું એવું પૂછે કે પોતે ગૂંચાઈ જાય અને મનમાં એમ ફરી જાય કે આપણને તો કંઈ જ્ઞાન જ નથી.

## હૃદયસ્પર્શી સરસ્વતી !

'જ્ઞાની પુરુષ'ની વાણી મીઠી-મધુરી, કોઈને આઘાત થાય નહીં, પ્રત્યાઘાત થાય નહીં એવી હોય. કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ના થાય એવી વાણી નીકળે તો બધું ચારિત્ર્ય જ છે. વાણી કેવી નીકળે છે તેના પરથી ચારિત્ર્ય બળ ઓળખાય. બાકી બીજા કશા પરથી ચારિત્ર્ય બળ ઓળખાય નહીં. જો બુદ્ધિ સ્યાદ્‌વાદ હોય તો સ્યાદ્‌વાદ જેવાં લક્ષણ લાગે, પણ એ સંપૂર્ણ ના હોય. જ્યારે જ્ઞાન-સ્યાદ્‌વાદ હોય એનું ચારિત્ર્ય તો વીતરાગ ચારિત્ર્ય હોય. જ્ઞાન-સ્યાદ્‌વાદ દરેક ધર્મના લોકો પ્રમાણ તરીકે સ્વીકારે. એ વાણીમાં ખેંચ જરાય ના હોય.

આ તો વિજ્ઞાન છે. જ્યારે વાણી સરસ્વતી સ્વરૂપે થાય ત્યારે લોકોનાં હૃદયને સ્પર્શે, ત્યારે જ તો લોકોનું કલ્યાણ થાય. હૃદયસ્પર્શી વાણી વર્લ્ડમાં જડવી મુશ્કેલ હોય. અમારી વાણી હૃદયસ્પર્શી હોય, એનો એક શબ્દ જ જો તમારે સોંસરવો ઊતરી જાય તો એ તમને ઠેઠ મોક્ષે લઈ જાય.

**પ્રશ્નકર્તા :** આવી વાણી કોઈને પ્રાપ્ત કરવી હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** આપણે ભાવથી દરરોજ માંગણી કરવાની કે મારી વાણીથી કોઈનેય દુઃખ ન હો અને સુખ જ હો. એનાં 'કોઝ' સેવવાં જોઈએ તો પ્રાપ્ત થાય.

## વચનબળ, જ્ઞાનીનાં !

'જ્ઞાની પુરુષ'ના એક એક શબ્દમાં ગજબનું વચનબળ હોય. વચનબળ કોને કહેવાય કે હું કહું કે બધા ઊભા થઈ જાવ. વચન પ્રમાણે બધા માણસો ચાલે, એનું નામ વચનબળ. વચનબળથી વચન સિદ્ધ થયા કરે. અત્યારે તો વચનબળ જ નથી રહ્યું ને ? બાપ છોકરાને કહેશે કે, 'તું સૂઈ જા.' તો છોકરા કહેશે, 'ના, હું સિનેમા જોવા જાઉં છું.' વચનબળ તો તેનું નામ કે તમારું વચન નીકળ્યું તે પ્રમાણે જ ઘરનાં બધાં કરે.

**પ્રશ્નકર્તા :** વચનબળ કેવી રીતે પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** વચનબળ શી રીતે જતું રહયું છે ? આ વાણીનો દુરૂપયોગ કર્યો તેથી. જૂઠું બોલ્યા, લોકોને ખખડાવ્યા, કૂતરાંને બીવડાવ્યાં, પ્રપંચ કર્યા, તેથી વચનબળ તૂટી જાય. જૂઠું બોલીને સ્વબચાવ કરે, સત્યના આગ્રહ ને દુરાગ્રહ કરે તોય વચનબળ તૂટી જાય.

છોકરાને ટૈડકાવે, 'સાલા, સીધો બેસ'. તેથી છોકરા આગળ વચનબળ ના રહે. જો વાણી એવી નીકળે તે સામાના હૃદયને ઘા કરે તો બીજા ભવમાં વાણી હપૂચી ખેંચાઈ જાય, દસ-પંદર વર્ષ મૂંગો રહે.

જેટલું તને સમજાય તેટલું સત્ય બોલજે. ના સમજાય ત્યાં ના બોલે, તેનો વાંધો નથી. તો એટલું વચનબળ ઉત્પન્ન થાય. 'કોઈને દુઃખ થાય એવું નથી બોલવું' એમ નક્કી કરવું ને 'દાદા' પાસે વચનબળની શક્તિ માગ માગ કરવી, એનાથી તે પ્રાપ્ત થશે. અમારું વચનબળ અને તમારી દૃઢ ઈચ્છા હોવી જોઈએ. અમારું વચનબળ તમારા સર્વ અંતરાયો દૂર કરી આપે. તમારી પરીક્ષા થાય પણ પાર ઉતરે.

## મૌન તપોબળ !

**પ્રશ્નકર્તા :** મૌનને તપોબળ કહે છે તે કયા અર્થમાં ?

**દાદાશ્રી :** મૌન તપોબળ એટલે માણસ અમુક જગ્યાએ મૌન ના રહી શકે ત્યાં જો મૌન રહે તો એ મૌન તપોબળમાં જાય. નોકરે પ્યાલો

ફોડ્યો, ત્યાં મૌન રહે તે તપમાં જાય. એટલે મૌન જેવી કડકાઇ આ જગતમાં કોઇ નથી. બોલેને તો કડકાઇ બધી વેડફાઇ જાય. મોટામાં મોટું તપ તે મૌન. બાપ જોડે ઝઘડો થાય ત્યાં મૌન પકડે તો તપ થાય. તે તપમાં મહીં બધું ઓગળે ને એમાંથી સાયન્સ ઊભું થાય. આજે તો લોક મૌન પકડે ને બીજે દહાડે સામટો ઉકાળો કાઢે ! મૌન તપોબળ તો બહુ કામ કાઢી નાખે. આખા જગતનું કલ્યાણ કરી નાખે. તેથી કવિએ લખ્યું છે ને,

''સત્‌પુરુષનું મૌન તપોબળ,
નિશ્ચય આખા જગને તારે !'' -નવનીત.

આ દાદા પાસે બધી બોલવાની છૂટ, છતાં મૌન રહે એ મૌન તપોબળ કહેવાય.

**પ્રશ્નકર્તા :** મૌન કોને કહેવાય ?

**દાદાશ્રી :** આત્માર્થે જે જે બોલે તે બધું મૌન જ ગણાય.

**પ્રશ્નકર્તા :** સ્થૂળ બોલવાનું બંધ કરીને મૌન પાળે તે હિતકારી ખરું ?

**દાદાશ્રી :** સ્થૂળ મૌન તો સ્થૂળ અહંકારને બહુ વેરણ-છેરણ કરી નાખે. આ સંસારની જંજાળ જ શબ્દમાંથી ઊભી થયેલી છે. મૌનથી તો ખૂબ જ શક્તિ વધી જાય એવું છે. ને બહારની વાણીથી લોકોને દુઃખ થાય, એ પથરાની પેઠ વાગે. તે મૌનને દહાડે તો તેટલું બંધ થાય ને ? મૌન એ સંયમ લાવે છે. આ જાડું જાડું મૌન એય પણ સંયમ લાવે છે. એ અહંકારનું મૌન કહેવાય. અને 'હું શુદ્ધાત્મા છું' એ રીતે જાગૃત રહે એ શુદ્ધાત્માનું મૌન કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી મૌન કેવું હોવું જોઇએ ?

**દાદાશ્રી :** મૌન કોને કહેવાય કે જેમાં નોકષાય ના હોય, હાસ્ય, શોક, જુગુપ્સા એ બધું ના હોય. મહીં સૂક્ષ્મ વાણી પણ ના હોય. મૌન વખતે સ્થૂળ તો બોલે જ નહીં, ને લખે તેય વાણી જ છે. તે લખવાનું પણ મૌનમાં ના હોય. મૌનમાં બધી ચંચળતા બંધ કરી દે. લખીને કહેવાનું,

ઈશારો કરવાનું બધું જ ના હોય, ત્યારે એ સાચું મૌન કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપણને અંદર ક્રોધ આવતો હોય ને બહાર મૌન હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** તેથી જ અમે કહીએ છીએ કે વાણીથી ગમે તેવું બોલે, વર્તન ગાંડું ઘેલું કરે, પણ છેવટે 'તું' ભગવાન પક્ષમાં રહેજે. શેતાન પક્ષમાં આ બધું થઈ ગયું હોય, પણ મન છે તે ભગવાનપક્ષમાં રાખજે. શેતાન પક્ષમાં મત આપી દીધો તો ખલાસ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આ બધી બાબતમાં મન જ વધારે કામ કરે છે ને ?

**દાદાશ્રી :** મનને લઈને આ સંસાર ઊભો થયો છે. એક મનથી સંસાર આથમ્યા કરે છે ને એક મનથી ઊભો થાય છે.

**પ્રશ્નકર્તા :** સામાનો વ્યુપોઈન્ટ સમજાય નહીં તો શું કરવું?

**દાદાશ્રી :** મૌન રહેવું. મૌન રહેવાથી અક્કલ હીણા માણસો શાણા ગણાયા. વખતે કહે કે, 'તારામાં છત નથી.' તો મૌન રહેવું. અને તે વખતે જો આપણે સામા થઈએ તો તે પેલાને યાદ રહેશે અને કહેશે કે, 'આ તો છત વગરનો જ છે.'

આ દુષમકાળમાં વાણીથી જ બંધન છે. સુષમકાળમાં મનથી બંધન હતું. આ શબ્દો ના હોત ને તો મોક્ષ તો સહજાસહજ છે. માટે કોઈના માટે અક્ષરેય બોલાય નહીં. કોઈને ખોટું કહેવું તે પોતાના આત્મા ઉપર ધૂળ નાખ્યા બરાબર છે. આ શબ્દ બોલવો એટલે તો જોખમદારી છે બધી. અવળું બોલે તો તેની પણ મહીં પોતાની ઉપર ધૂળ પડે, અવળું વિચારે તો તેનીય મહીં પોતાની ઉપર ધૂળ પડે એટલે એ અવળાનું તમારે પ્રતિક્રમણ કરવાનું, તો એનાથી છૂટી જવાય.

## જીવંત ટેપરેકર્ડ, કેવી જવાબદારી !

આ ટેપરેકર્ડ ને ટ્રાન્સમીટર એવાં એવાં તો કેટલાંય સાધનો અત્યારે થયાં છે. તે મોટા મોટા માણસોને ભય લાગ્યા જ કરે કે કોઈ કંઈ ઉતારી

લેશે તો ? હવે આમાં તો શબ્દો ટેપ થાય એટલું જ છે. પણ આ મનુષ્યનું બોડી, મન બધું જ ટેપ થાય એવું છે. એનો લોકો જરાય ભય રાખતા નથી. જો સામો ઊંઘમાં હોય ને તમે કહો કે, 'આ નાલાયક છે.' તો તે પેલાને મહીં ટેપ થઇ ગયું ! એ પછી પેલાને ફળ આપે. એટલે ઊંઘતાનુંય ના બોલાય. અક્ષરેય ના બોલાય. કારણ કે બધું ટેપ થઇ જાય, એવી આ મશીનરી છે ! બોલવું હોય તો સારું બોલજો કે, 'સાહેબ, તમે બહુ સારા માણસ છો, 'સારો ભાવ રાખજો, તો એનું ફળ તમને સુખ મળશે. પણ ઊંધું સહેજ પણ બોલ્યા, અંધારામાં પણ બોલ્યા કે એકલા બોલ્યા, તો એનું ફળ કડવું ઝેર જેવું આવશે. આ બધું ટેપ જ થઇ જવાનું. માટે આ ટેપ સારું કરાવો.

**પ્રશ્નકર્તા :** કડવું તો જોઇતું જ નથી.

**દાદાશ્રી :** કડવું તો તમને ખપતું હોય તો બોલજો, ખપતું ના હોય તો બોલશો નહીં. કોઇ મારે, તોય એને કડવું ના કહેશો. એને કહીએ કે, 'તારો ઉપકાર માનું છું.'

ભગવાને તો કહ્યું છે કે આ કાળમાં કોઇ ગાળ ભાંડી ગયો હોય તેને જાતે જમવા બોલાવજો. એટલી બધી વાઇલ્ડનેસ હશે કે એને ક્ષમા જ આપજો. જો કંઇ 'રીવેન્જ' લેવા ગયાને, તો પછી સંસારમાં પાછા ખેંચાયા. 'રીવેન્જ' લેવાનો ના હોય આ કાળમાં. આ દુષમ કાળમાં નરી વાઇલ્ડનેસ હોય. શું વિચાર ના આવે એ કહેવાય જ નહીં. દુનિયા પારના વિચારો હઉ આવે ! આ કાળના જીવો તો બહુ અથડાવાના. આવા માણસો જોડે આપણે વેર બાંધીએ તો આપણે હઉ અથડાવું પડે. એટલે આપણે કહીએ છીએ, 'સલામ સાહેબ.' આ કાળમાં તરત માફી આપી દેવી, નહીં તો તમારે ખેંચાવું પડશે. અને આ જગત તો વેરથી ઊભું રહ્યું છે.

આ કાળમાં કોઇને સમજાવવા જવાય એવું નથી. જો સમજાવતાં આવડે તો સારા શબ્દોમાં સમજાવો કે એ ટેપ થાય તોય જવાબદારી ના આવે. માટે 'પોઝિટિવ' રહેજો. જગતમાં 'પોઝિટિવ' જ સુખ આપશે અને 'નિગેટિવ' બધું દુઃખ આપશે. માટે કેટલી બધી જોખમદારી છે ? ન્યાય-

અન્યાય જોવાવાળો તો બહુ જણને ગાળો ભાંડે. ન્યાય-અન્યાય તો જોવા જેવો જ નથી. ન્યાય-અન્યાય તો એક થર્મોમીટર છે જગતનું કે કોને કેટલો તાવ ઉતરી ગયો ને કેટલો ચઢયો ? જગત ક્યારેય ન્યાયી બનવાનું નથી અને અન્યાયીયે થઇ જવાનું નથી. આનો આ જ ભેળસેળ ખીચડો ચાલ્યા જ કરશે.

આ જગત છે ત્યારથી આવું ને આવું જ છે. સતયુગમાં જરા ઓછું બગડેલું વાતાવરણ હોય, અત્યારે વધારે અસર છે. રામચંદ્રજીના વખતમાં સીતાનું હરણ કરી જનારા હતા, તો અત્યારે ના હોય ? આ ચાલ્યા જ કરવાનું. આ મશીનરી એવી જ છે પહેલેથી. એને ગમ પડતી નથી, પોતાની જવાબદારીઓનું ભાન નથી, માટે બેજવાબદારીવાળું બોલશો નહીં. બેજવાબદારીવાળું વર્તન કરશો નહીં, બેજવાબદારીવાળું કશું જ કરશો નહીં, બધું પોઝિટિવ લેજો. કોઇનું સારું કરવું હોય તો કરવા જજો. નહીં તો બૂરામાં પડશો જ નહી ને બૂરું વિચારશો નહીં. બૂરું સાંભળશોય નહીં કોઇનું. બહુ જોખમદારી છે. નહીં તો આવડું મોટું જગત, એમાં મોક્ષ તો પોતાની મહીં જ પડ્યો છે ને જડતો નથી !!! ને કેટલાય અવતારથી ભટક ભટક કરે છે !!!

સામાન્ય વ્યવહારમાં બોલવાનો વાંધો નથી. પણ દેહધારી માત્રને માટે કંઇ આડું અવળું બોલાયું તો તે મહીં ટેપરેકર્ડ થઇ ગયું ! આ સંસારના લોકોની ટેપ ઉતારવી હોય તો વાર કેટલી ? એક જરાક સળી કરો તો પ્રતિપક્ષી ભાવ ટેપ થયા જ કરશે. 'તારામાં નબળાઇઓ એવી છે કે સળી કરતાં પહેલાં જ તું બોલવા મંડીશ.'

**પ્રશ્નકર્તા :** ખરાબ બોલવું તો નહીં, પણ ખરાબ ભાવ પણ ના આવવો જોઇએ ને ?

**દાદાશ્રી :** ભાવ ના આવવો જોઇએ એ વાત ખરી છે. ભાવમાં આવે છે તે બોલમાં આવ્યા વગર રહેતું નથી. માટે બોલવું જો બંધ થઇ જાય ને તો ભાવ બંધ થઇ જાય. આ ભાવ એ તો બોલવા પાછળનો પડઘો છે. પ્રતિપક્ષી ભાવ તો ઉત્પન્ન થયા વગર રહે જ નહીંને ! અમને

પ્રતિપક્ષી ભાવ ના થાય. ત્યાં સુધી તમારે પણ આવવાનું છે. એટલી આપણી નબળાઇ જવી જ જોઇએ કે પ્રતિપક્ષી ભાવ ઉત્પન્ન ના થાય. અને વખતે થયા હોય તો આપણી પાસે પ્રતિક્રમણનું હથિયાર છે, તેનાથી ભૂંસી નાખીએ. પાણી કારખાનામાં ગયું હોય, પણ બરફ થયું નથી ત્યાં સુધી વાંધો નથી. બરફ થઇ ગયા પછી હાથમાં ના રહે.

આપણે કાગળમાં કોઇના માટે કશું ખોટું લખાઇ ગયું હોય, પણ એ કાગળ નાખ્યો નથી ત્યાં સુધી ફરી પાછું નીચે લખી શકાય કે ઉપર તમારા માટે બે શબ્દ ખરાબ લખી નંખાયા છે તે, તે ઘડીએ મારા મગજમાં કંઇ ગાંડપણ ભરાયું હશે તેથી લખાયું, માટે માફ કરજો. આવું લખો તો બધું માફ થઇ જાય. પણ તે ઘડીએ આમની આબરૂ જાય. એટલે ના લખે. આ આબરૂદારનાં કટકા બધા ! કેટલાય કપડાં રાખે ત્યારે આબરૂ રહે છે. તેય પાછું ફાટ્યું હોય તો સાંધવું પડે. કપડું મેલું થયું હોય તો કકળાટ માંડે, 'મારી સફેદ ટોપી ધોઇ જ નથી તમે, નાવડી છાપ પહેરતો હતો તે ? ઇસ્ત્રી કેમ ના કરી ?' હવે ઇસ્ત્રી માટે કકળાટ માંડે. શેના હારુ આબરૂ રાખે છે આ ? નાગો ફરું તોય લોક પૂજા કરે એવી આબરૂ ખોળી કાઢ.

મહીં અનંતી શક્તિઓ છે. જેવી ફેરવવી હોય તેવું ફેરવી શકો તેમ છો. રસ્તો જાણવાની જરૂર છે.

જેટલું પ્રેમમય ડિલિંગ હશે એટલી જ વાણી આ ટેપરેકર્ડમાં પોષાય એવી છે, તેનો જશ સારો મળે.

શાસ્ત્રોએ કહ્યું કે ખરાબ બોલશો નહીં, ખરાબ વિચારશો નહીં. આપણે વિચારીએ કે આ આવું શા માટે ગા-ગા કરતા હશે ? આ મશીનરી જ એવી છે કે બધું ટેપ થઇ જાય. પછી જ્યારે પુરાવા ભેગા થાય ત્યારે ફજેતો થાય.

**પ્રશ્નકર્તા :** પુરાવા સંયોગોરૂપે બહાર આવે ?

**દાદાશ્રી :** હા. સંયોગ ભેગા થાય ત્યારે બહાર આવે અને કેટલાક પુરાવા આપણને મહીં ને મહીં હેરાન કરે. તેય પણ મહીં સંયોગો ભેગા થાય ત્યારે. એ અંદરના સંયોગો કહેવાય. એ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ

એવિડન્સ' છે.

ઘરમાં વહુને ટૈડકાવે તો એ જાણે કે, 'કોઈએ સાંભળ્યું જ નથી ને, આ તો એમ ને એમ જ છે ને !' નાનાં છોકરાં હોય ત્યારે એમની હાજરીમાં ધણી બૈરી ગમે તેવું બોલે. એ જાણે કે આ નાનું છોકરું શું સમજવાનું છે ? અલ્યા, મહીં ટેપ થાય છે તેનું શું ? એ મોટું થશે ત્યારે એ બહાર પડશે !

**પ્રશ્નકર્તા** : જેને ટેપ ના કરવું હોય તેના માટે શું રસ્તો ?

**દાદાશ્રી :** કશું જ સ્પંદન નહીં કરવાનું. બધું જોયા જ કરવાનું. પણ એવું બને નહીં ને ? આય મશીન છે ને પાછું પરાધીન છે. એટલે અમે બીજો રસ્તો બતાવીએ છીએ કે ટેપ થઈ જાય કે તરત ભૂંસી નાખો તો ચાલે. આ પ્રતિક્રમણ એ ભૂંસવાનું સાધન છે. એનાથી એકાદ ભવમાં ફેરફાર થઈને બધું બોલવાનું બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું લક્ષ બેઠા પછી નિરંતર પ્રતિક્રમણ ચાલુ જ હોય.

**દાદાશ્રી :** એટલે તમારી જવાબદારી રહે નહીં.

અમને તો કવિરાજના પદો 'એક્ઝેક્ટ' એ જ અવાજમાં, એ જ રાગમાં, બે-બે, ત્રણ-ત્રણ કલાક નિરંતર સંભળાયા જ કરે. એ શું હશે ? આ તો મશીન છે. આય મોટામાં મોટું સાયન્સ છે. પેલું મનુષ્યે બનાવેલું છે અને આ તો અનૌપચારિક છે. માણસથી બની શકે જ નહીં એવું આ મશીન છે. આમાં ઈલેક્ટ્રિક કરંટ ના જોઈએ, બેટરી ના જોઈએ. રાતે-દહાડે, વરસાદ પડે, તાપ પડે, હિમ પડે તોય, આ મશીન ચાલુ રહે.

પંદર વરસ ઉપર આપણે કોઈ માણસ જોયો હોય તેને આજે જોઈએ તોય તે આપણને ફરી યાદ આવે કે જોયેલો હતો. એવું આ મશીન છે.

પરમાણુ પરમાણુમાં ટેપ કરવાની શક્તિ છે. આંખોને ફિલમ ઉતારવાની શક્તિ છે, મહીં પાર વગરની શક્તિ છે. આ એક મહીંની મશીનરી પરથી આ બીજી બધી પાર વગરની મશીનરીઓ બને છે. એટલે

આ મશીન જબરજસ્ત પાવરફૂલ છે.

જ્યાં સુધી જગત વ્યવહારની તમને જરૂર છે ત્યાં સુધી મનોહર લાગે તેવું બોલો. જેનાં વાણી, વર્તન ને વિનય મનોહર થયાં એ પ્રેમાત્મા થઈ ગયો. પણ એ આવડે શી રીતે ? વાણી એવી બોલે કે પેલો ચા આપતો હોય તેય ના આપે.

કોઈ અજાણ્યા ગામમાં આપણે ગયા હોઈએ ને ત્યાં બોલ બોલ કરીએ કે, 'આ બધાં બકાલાં આવાં આવાં છે' એવું ગા-ગા કરીએ તો સાંજે ખાવાનું મળે ખરું ? એના કરતાં 'તમે બહુ સારા લોકો છો.' એવું કહીએ તો સામેથી લોકો પૂછે કે, 'તમે કંઈ ખાધું કે નહીં?

આ કાળમાં તો મશ્કરીય ના કરાય. એક શબ્દેય ના બોલાય. જાડા હોય તો એને જાડા ના કહેવાય. લાંબા હોય તો એને લાંબા ન કહેવાય. આ લોક તો પ્લાસ્ટિક જેવાં થઈ ગયાં છે. આપણા લોક તો ગમે તેને વગોવે. એકલા મનુષ્યને તો ઠીક, પણ આ ફ્રૂટસને પણ વગોવે. આ વાયડું છે, કહેશે. આ ગરમ પડશે. અલ્યા, તને વાયડું પડશે, બીજાને નહીં. પણ આમની ભાષા જ વાંકી છે ત્યાં શું ?

બોલથી જ જગત ઊભું થયું છે, અને બોલથી જ જગત બંધ થઈ જવાનું છે.

આ સુધરેલા ઘરોમાં-સભ્ય માણસોને ત્યાં અસભ્ય વર્તનનાં દુઃખ નથી હોતાં, અસભ્ય વાણીનાં દુઃખ હોય છે. આ લોકોને ઘેર કંઈ પથરા માર માર કરાતા હશે ? ના, વચનબાણ મારે. હવે આ પથ્થર મારે તો સારો કે વાગ્બાણ મારે તે સારું ?

**પ્રશ્નકર્તા :** પથ્થર સારો.

**દાદાશ્રી :** આપણા લોકો પથ્થર પસંદ કરે છે ને આ નથી વાગતું તેને પસંદ નથી કરતાં. જે વાગે ને લોહી નીકળે, લહાય બળે તેની ડૉક્ટરને બતાવીને દવા કરી શકાય. એ રૂઝાઈ જાય. પણ આ શબ્દનો ઘા વાગે તે ના રૂઝાય. પંદર પંદર વરસ થાય તોય એ ઘા બળ્યા જ કરતો હોય !

એનું શું કારણ છે ? આ જાતે બોલે છે તેમ માની લીધું તેથી. અમે ગેરેન્ટી આપીએ છીએ કે જીવ માત્રની વાણી રેકર્ડ છે. આ અમારીય રેકર્ડ છે ને ! આ રેકર્ડ વાગતી હોય કે, 'ચંદુલાલ સારા માણસ નથી, સારા માણસ નથી.' તો તમને રીસ ચઢે ?

**પ્રશ્નકર્તા :** એ તો મશીન છે ને ?

**દાદાશ્રી :** તે આ મનુષ્યો બોલે છે તેય રેકર્ડો જ બોલી રહી છે. તમારા શબ્દને 'રેકર્ડ' માનશો ને સામાના શબ્દને 'રેકર્ડ' માનશો તો ઉકેલ આવશે. બીજો કોઇ ઉપાય આ જગતને જીતવાનો નથી. 'રેકર્ડ' કહ્યું, એટલે નિર્દોષ થઇ ગયા !

અજ્ઞાન દશામાં એમ લાગે કે 'આ મને આવું કહે કહે કરે છે તે મારાથી શી રીતે સહન થાય ?' ત્યાં સુધી રોગ ઓછા થાય નહીં. આપણે સહન કરવાનું જ નથી. માત્ર સમજી જવાનું છે કે આ રેકર્ડ છે. જો તમે વાણીને રેકર્ડ સ્વરૂપ નહીં માનો તો તમારી વાણી એવી જ નીકળવાની. એટલે કાર્ય-કારણ, કાર્ય-કારણ ચાલુ જ રહેશે.

વાણી તો આખું થર્મોમીટર છે.

આ વિજ્ઞાન એવું છે કે ઉકેલ લાવી નાખે. કોઇ આપણને ટૈડકાવે, આપણા પર હસે તો આપણે હસવા લાગીએ. આપણે જાણીએ કે આ રેકર્ડ આવી વાગે છે. સામો બોલે શી રીતે ? એ જ ભમરડો છે ત્યાં. આ બિચારા પર તો દયા ખાવા જેવી છે !

**પ્રશ્નકર્તા :** એટલું તે વખતે લક્ષમાં નથી રહેતું.

**દાદાશ્રી :** પહેલું તો 'વાણી એ રેકર્ડ છે' એવું નક્કી કરો. વાણી રેકર્ડ છે, રેકર્ડ છે, રેકર્ડ છે... 'સ્થૂળ સંયોગો, સૂક્ષ્મ સંયોગો અને વાણીના સંયોગો પર છે ને પરાધીન છે.' વાણી એ બોલનારનાય હાથમાં નથી ને સાંભળનારના હાથમાંય નથી. વાણીના સંયોગો પર છે ને પરાધીન છે. એવી ઊડતી હવઇઓમાં કોણ હાથ ઘાલે ?

કોઇ પણ વાત બે મિનિટથી વધારે લંબાઇ તો ત્યાંથી ભગવાન

ખસી જાય ! વાત ચૂંથાઈ કે ભગવાન ચાલ્યા જાય. વાતચીત કરવાનો વાંધો નથી, પણ એને પકડવું નહીં. પકડે એટલે બોજો વધે.

## વાણી એ અહંકારનું સ્વરૂપ !

વાણી માત્ર ખુલ્લો અહંકાર છે. જે બોલે છે, જેટલું બોલે છે એ બધો જ ખુલ્લો અહંકાર છે. ફક્ત 'જ્ઞાની પુરુષ' જે સ્યાદ્વાદ બોલે છે તે વખતે તેમનો અહંકાર નહીં. પણ એ જો બીજું કંઈ બોલે તો એમનો અહંકાર જ નીકળે છે. એને નીકળતો અહંકાર, 'ડિસ્ચાર્જ' અહંકાર કહ્યો છે.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકાર વગરની વાણી નીકળે ને ?

**દાદાશ્રી :** એ નિર્જીવ અહંકાર કહેવાય. વાણીમાં સજીવ અહંકાર હોય તો તે વાણી સામાને વાગે. અમારી વાણી નિર્મમત્વ અને નિર્અહંકારી હોય, તેથી બધાને આનંદ આવે.

વાણી પરથી કેટલા પ્રમાણમાં ને કેવો અહંકાર 'ચાર્જ' થયો હતો તે ખબર પડે. સ્યાદ્વાદ વગર જેટલા બોલ છે એ બધો અહંકાર જ છે. વર્તનમાં આમ બહુ અહંકાર દેખાતો નથી. એ તો કોઈક ફેરા છાતી પહોળી થાય, એ પણ લગ્નમાં ગયા હોય ત્યારે જ દેખાય.

'હું કેવું બોલ્યો' એ વાણીનો પરિગ્રહ. 'હું બોલું છું' એ ભાન છે, તેનાથી નવું બીજ પડે છે.

**પ્રશ્નકર્તા :** સાહજિક વાણી એટલે શું ?

**દાદાશ્રી :** જેમાં કિંચિત્માત્ર અહંકાર નથી તે. આ વાણીનો હું એક સેકન્ડ પણ માલિક થતો નથી, એટલે અમારી વાણી એ સાહજિક વાણી છે.

આત્મા સચરાચર છે. સચરમાં ત્રણ ચર છે. આચાર, વિચાર ને ઉચ્ચાર. આ ત્રણ જો નોર્માલિટીમાં હોય તો વાંધો નથી. આ ત્રણ નોર્માલિટીમાં હોય તો મનુષ્યની સુગંધ આવે જ. માણસની મોટામાં મોટી પરીક્ષા કઈ ? એના આચાર પરથી પરીક્ષા બાંધશો નહીં, એના વિચાર

પરથી પરીક્ષા કરશો નહીં, એની વાણી પરથી પરીક્ષા કરજો !

## વીતરાગ વાણી વિના, ન ઉપાય !

ભગવાનને કોઈ એ પૂછયું કે, 'મોક્ષે જવાનું સાધન શું ?' ત્યારે તેમણે કહ્યું કે, 'વીતરાગ વાણી વિના, અવર ન કોઈ ઉપાય.' એ વાણી સિદ્ધ વાણી કહેવાય, સામાને ઊગી નીકળે.

**પ્રશ્નકર્તા :** વીતરાગ વાણીનું પ્રમાણ શું ?

**દાદાશ્રી :** વીતરાગ વાણી એટલે દરેકનો આત્મા કબૂલ કરે જ, દરેક ધર્મનાં લોક એને કબૂલ કરે. એક આડાઈવાળો જ ના કબૂલે. વીતરાગ વાણી આત્મરંજન કરાવનારી હોય, બીજી બધી વાણી મનોરંજન કરાવે. વીતરાગ વાણી સાંભળતાં જ તદ્દન નવી લાગે, અપૂર્વ લાગે. અપૂર્વ એટલે પૂર્વે ક્યારેય સાંભળી ના હોય, વાંચી ના હોય એવી વાત હોય. વીતરાગના વચન કોને કહેવાય કે જે વાદી પ્રતિવાદી બન્ને કબૂલ કરે. પ્રતિવાદી પણ કબૂલ કરે કે, 'વાત ખરી છે, પણ અમને આ વાત પોષાતી નથી.'

## વાણીનું ટેપિંગ !

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે આ હું નથી બોલતો, પણ ટેપરેકર્ડ બોલે છે, તો તે કઈ રીતે, તે સમજાવો.

**દાદાશ્રી :** એના ગુણધર્મ ઉપરથી. આત્માના આમાં ગુણધર્મો નથી. પુદ્‌ગલનાય ગુણધર્મ નથી. એ પુદ્‌ગલની અવસ્થા છે. વાણી અહંકારની પ્રેરણાથી ટેપ થાય છે. અહંકાર પોતે તે ટેપ નથી કરતો. માત્ર તેની પ્રેરણાથી ટેપ થાય છે. મહીં અહંકાર પ્રેરણા કરે કે, કોર્ટમાં આમ બોલવું છે, તેમ બોલવું છે ત્યારે પછી તેવી ટેપ નીકળે.

**પ્રશ્નકર્તા :** આપની વાણી ક્યારે ટેપ થઈ હશે ?

**દાદાશ્રી :** ગયા ભવમાં ટેપ થયેલી તે આ ભવમાં બોલાય છે.

**પ્રશ્નકર્તા :** વાણી એ સૂક્ષ્મનું સ્થૂળ થયેલું છે ?

**દાદાશ્રી :** હા, સૂક્ષ્મનું સ્થૂળ થયેલું છે.

**પ્રશ્નકર્તા** : શરૂઆતમાં સૂક્ષ્મ ક્યાંથી ઊભું થયું ?

**દાદાશ્રી :** એ પેલા સ્થૂળમાંથી પાછું સૂક્ષ્મ ઉત્પન્ન થાય છે. સ્થૂળ હોય તેમાં રાગદ્વેષ થવાથી પાછું ફરી નવું સૂક્ષ્મ ઊભું થાય છે. જો એક જ અવતાર વીતરાગ રહો તો ખલાસ થઇ ગયું બધું ! પણ પાછું બીજ નાખ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** આપ જે બોલો છો તે ભાષાને સમાધિ ભાષા ના કહેવાય ?

**દાદાશ્રી :** તમારે સમાધિ ભાષા કહેવી હોય તો સમાધિ ભાષા કહો, સ્યાદ્વાદ કહો તો સ્યાદ્વાદ છે. અમારી ભાષા કોઈનેય દુઃખદાયી ના હોય, સુખદાયી થઇ પડે દરેકને. આ વાણી અમારી માલિકીની છે જ નહીં. અહંકાર આખો શૂન્ય થઈ જાય ત્યારે રેકર્ડ ચોખ્ખી થઇ જાય. અમને જ્ઞાન થયા પછી રેકર્ડ ચોખ્ખી થઇ ગઇ.

**પ્રશ્નકર્તા :** વાણી રેકર્ડ છે એમ ક્યારે કોઇ બોલી શકે ?

**દાદાશ્રી :** જ્યારે મોઢા પર ભાવાભાવ ન દેખાય ત્યારે વાણીનું માલિકીપણું છૂટી ગયું, અને ત્યાં જ આપણો 'એન્ડ' થાય છે !

## વાણીનું 'ચાર્જ પોઈન્ટ' !

**પ્રશ્નકર્તા :** આ બધી 'ડિસ્ચાર્જ' ટેપ છે, તો નવી ટેપ કેવી રીતે કરવાની ?

**દાદાશ્રી :** આ બધી વાતો કરો એની પાછી નવી ટેપ પડ્યા કરે. એ ટેપ ભાવથી થાય છે. 'આપણો' ભાવ હોય તે પ્રમાણે ટેપ થઇ જાય. મારો ભાવ બોલવામાં કેવો છે ? 'મારે તમારું અપમાન કરવું છે' તો તેવું ટેપ થઇ જાય, 'માન આપવું છે ને પ્રેમથી વર્તવું છે' તો તેવું ટેપ થઇ જાય. એટલે ભાવ ઉપરથી ટેપ થઇ જાય છે.

**પ્રશ્નકર્તા :** ભાવ પડે ત્યારે નવું પડે ?

**દાદાશ્રી :** હાસ્તો, ભાવ પડે ત્યારે નવું ટેપ પડે. પછી ફેરવવા

જઈએ તો કશું વળે નહીં. આ વાણી એ પુદ્ગલનો ધર્મ નથી, આ ઔપચારિક વસ્તુ છે. એટલે ગયા અવતારના જે ભાવો છે, ગત ભાવો છે, તે અત્યારે મહીં ઉદયમાં આવે છે ને તે જ પ્રમાણે તરત જ ટેપ થઈ જાય છે ને શબ્દો નીકળે છે. આ બધું સ્પીડી કામ થઈ જાય છે. આ અજાયબી છે ! આ વાણી નીકળે છે તેમાં મૂળભાવ નથી, ગતભાવ છે. ગતભાવ એ ડિસ્ચાર્જ ભાવ છે ને તેના આધારે વાણી નીકળે છે. એટલે વાણી એ 'ડિસ્ચાર્જ'નુંય 'ડિસ્ચાર્જ' છે. અને મન એ 'પ્યૉર' 'ડિસ્ચાર્જ' છે. 'ડિસ્ચાર્જ' ભાવ એટલે નિર્જીવ ભાવ.

**પ્રશ્નકર્તા :** વાણીની મૂળ ટેપ કેવી રીતે થઈ ?

**દાદાશ્રી :** આત્માને પરમાણુના સંયોગ ભેગા થાય છે ને ત્યાં ચાર્જ થઈ જાય છે. આત્માની હાજરીમાં ભાવાભાવના સ્પંદન થાય છે, એમાં ઈગોઈઝમ ભળે એટલે એ સ્પંદન ટેપ થઈ જાય.

વાણીનું એવું છે કે એ બે વ્યુપોઈન્ટ 'એટ એ ટાઈમ' ના બતાવી શકે. એટલે વ્યક્ત કરવા બીજું વાક્ય બીજી વખત બોલવું પડે. 'દર્શન'માં 'એટ એ ટાઈમ' સમગ્ર રીતે જોઈ શકાય, પણ તેનું વર્ણન કરવું હોય તો કોઈ પણ માણસ 'એટ એ ટાઈમ' વ્યક્ત ના કરી શકે. તેથી વાણી સ્યાદ્વાદ કહેવાય છે.

મંત્ર બોલવા એ સ્થૂળ છે. સ્થૂળનો ફાયદો થાય, પણ પછી સૂક્ષ્મમાં જવું જોઈએ. 'દાદા ભગવાનને નમસ્કાર કરું છું' એમ બોલ્યા પછી 'દાદા' દેખાવા જોઈએ, વગર ફોટે 'દાદા' દેખાવા જોઈએ. પછી સૂક્ષ્મતમમાં જવું જોઈએ, ને સૂક્ષ્મતમમાં તો તરત ફળ આવે એવું છે !

## પ્રગટ દીવો, ત્યાં કામ થાય !

આત્મા નહીં જાણવાથી આ બધું જગત કથળાયેલું છે. આ હાલતું ચાલતું દેખાય છે, તેમાં આત્મા વગર કશું ચાલે જ નહીં, એમ માને છે. પણ જેને એ ચેતન કહે છે એ ચેતન હોતું નથી. અમે એને 'નિશ્ચેતન-ચેતન' કહીએ છીએ. એ સાચું ચેતન નથી, ડિસ્ચાર્જ ચેતન છે, ચાવી

આપેલું ચેતન છે. ખરું ચેતન તો અંદર છે, જે કાયમ સ્થિર છે અને અચર છે ને પેલું સચર છે. તેથી આ જગતને સચરાચર કહ્યું. જે વિનાશ થવાનું તે સચર ને જે કાયમનું છે તે અચર.

તેથી તમામ શાસ્ત્રોમાં લખ્યું છે કે આત્મજ્ઞાન જાણો, પણ આત્મજ્ઞાન જણાય એવું નથી. એ તો પૂર્વનું બહુ કરતો કરતો આવ્યો હોય તો પ્રગટ થાય. અગર તો કોઈ 'જ્ઞાની પુરુષ'ની પાસેથી પોતાને પ્રગટ થાય ! બાકી તો આત્મજ્ઞાન જણાય એવી વસ્તુ નથી. બધાં શાસ્ત્રો જાણે, પણ તેથી આત્મા ના જણાય. શાસ્ત્રોના શાસ્ત્રો મુખપાઠ હોય પણ તેમાંથી આત્માની ખબર ના પડે, અને ખબર પડે તો શબ્દથી ખબર પડે. તે કેવું હોય ? કે 'આત્મા આવો છે, આવો છે,'એમ રહે. અલ્યા, તું એમ કહેને કે 'હું આવો છું, હું આવો છું !' ત્યારે એ કહે કે, 'ના, એવું મારાથી કેમ કહેવાય ?' એટલે જે 'તે' રૂપ થયો હોય તે જ બોલી શકે કે, 'હું અનંત જ્ઞાનવાળો છું, અનંત દર્શનવાળો છું, અનંત શક્તિ વાળો છું.' તમે એવું બોલો કે ના બોલો ?

**પ્રશ્નકર્તા :** હા, બોલીએ છીએ.

**દાદાશ્રી :** કારણ કે તમે 'તે' રૂપ થયા છો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આત્માની ઓળખાણ તો જેણે ઓળખ્યો હોય તે જ કરાવી શકે ને ? બીજો કોઈ કરાવી શકે નહીં ને ?

**દાદાશ્રી :** તેથી કહ્યું ને કે આત્મજ્ઞાનીને દેહધારી રૂપે પરમાત્મા જાણ. પૂર્વેના જ્ઞાનીઓ કહી ગયા છે કે 'જ્ઞાની પુરુષ' દેહધારી રૂપે પરમાત્મા થયા છે, માટે ત્યાં કામ કાઢી લેજે. 'જ્ઞાની પુરુષ'ની અંદર જ આત્મા પ્રગટ થયો છે, જે જાણવા જેવો છે. તારે આત્મા જાણવો હોય તો 'જ્ઞાની પુરુષ' પાસે જા. બીજો કોઈ શાસ્ત્રનો કે પુસ્તકનો આત્મા ચાલે નહીં. પુસ્તકની અંદર કેન્ડલ ચિતરેલું હોય તે દેખાય ખરું કે આવું હોય કેન્ડલ, પણ તેનું અજવાળું ના આવે. તેનાથી કશું વળે નહીં. આત્મા જાણવા તો પ્રત્યક્ષ 'જ્ઞાની પુરુષ'નો ભેટો થવો જોઈએ, તો જ 'કામ' થાય.

**- જય સચ્ચિદાનંદ**

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## આપ્તવાણી, કેવી ક્રિયાકારી !

આ 'જ્ઞાની પુરુષ'ની વાણી છે ને પાછી તાજી છે. હમણાનાં પર્યાય છે એટલે એ વાંચતાં જ આપણા બધા પર્યાયો બદલાતા જાય તેમ આનંદ ઉત્પન્ન થતો જાય. આમ કરતાં કરતાં એમ ને એમ સમકિત થઈ જાય કોઈને ! કારણ કે આ વીતરાગી વાણી છે. રાગ-દ્વેષ રહિત વાણી હોય તો કામ થાય, નહીં તો કામ થાય નહીં. મહાવીર ભગવાનની વીતરાગ વાણી હતી, તેની અસર આજ સુધી ચાલે છે. ૨૫૦૦ વર્ષ થયાં તોય તેની અસર થાય છે, તો 'જ્ઞાની પુરુષ'ની વાણીનીય અસર થાય, બે-ચાર પેઢી સુધી તો થાય જ.

વીતરાગ વાણી વગર બીજો કોઈ ઉપાય નથી, મોક્ષે જવા માટે.

- દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

# દાદા ભગવાનના
# અસીમ જય જયકાર હો

ISBN 978-81-89725-68-6
9 788189 725686
Printed in India
Price ₹100

dadabhagwan.org